ॐ तत्सत् ।

રતના ભગત કૃત

# ભજનામૃત.



મુમુક્ષુઓને ભેટ.

શ્રી.

રતના ભગત કૃત

# ભજનામૃત.

માવિત્ર

વિશ્રામભાઈ કરમણનાં પૂન્યાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર

મીસ્ત્રી જેઠાલાલ વિશ્રામ.

મુ. કચ્છ ચંદીઆ. જીલ્લા-અંજાર.

આવૃત્તિ બીજી.] સને ૧૯૨૭. [પ્રત ૧૦૦૦

અમૂલ્ય.

# અર્પણપત્રિકા.

અનંત શક્તિ ચિદાનંદ સ્વરૂપ ભકતવત્સલ
ભગવાન પરમાત્મા શ્રી ચત્રભુજ પ્રભુજીનાં
પવિત્ર ચરણ સરોજમાં

આપે આ દીન કીંકર પર દયાની દ્રષ્ટિ વરસાવી મારા સદ્‌ગત પીતાશ્રીએ પ્રકટ કરેલી કૃતિરૂપ આ લઘુ પુસ્તકને બીજી વાર જન્મ આપી જનસમાજના હિતાર્થે બહાર પાડવાની મનોહર ભાવના આ કીંકરના અંતરમાં પ્રગટાવી તેથી આ લઘુ પુસ્તક આપની અનુપમ ભવભયહારક કરૂણા શીતલતાના સ્મરણ રૂપે આપના ચરણકમલમાં અત્યંત ઉલ્લાસપૂર્વક સમર્પું છું તે કૃપા કરી સ્વીકારવા નમ્ર વિનંતિ છે.

વિજયા દશમી,
ક્રમાર્ક ૧૯૮૨
ચંડીઆ કચ્છ.

લી. આપની ચરણરજનો અભિલાષી સેવક,
મીસ્ત્રી જેઠાલાલ વિશ્રામ
ના દંડવત પ્રણામ.

# બે બોલ



મારા સદ્દ્ગત પીતાશ્રી વિશ્રામભાઈ કરમણે કીર્તન ભજનના જીજ્ઞાસુ ભાઇઓ માટે મારી અંજારની જ્ઞાતિમાં થઈ ગયેલ ભગત રતનાનાં ભજનોની હસ્તલિખિત પ્રતો ઘણાજ પરિશ્રમથી મેળવી સંવત ૧૯૫૦ ની સાલમાં જન હિતાર્થે છપાવી પુસ્તકના રૂપમાં પ્રકટ કરી કાંઇપણ લવાજમ લીધા વગર જીજ્ઞાસુઓને મફત આપેલ હતી. એ પુસ્તક બાળબોધ ટાઇપમાં છપાયું હતું તેથી હાલમાં કેટલાક ભાઇઓ તરફથી એવી માંગણી કરવામાં આવી કે સદરહુ પુસ્તક ગુજરાતી ટાઇપમાં છપાવી ફેલાવો કરવો કે જેથી બાળબોધ ન જાણતા ભાઇઓ અને બહેનોને વાંચવું સુગમ પડે. તેમની માગણીને માન આપી સદરહુ પુસ્તકમાં જોઇતો સુધારો વધારો કરી જીજ્ઞાસુ ભાઇઓ અને બહેનોની ઇચ્છા પૂર્ણ કરવા માટે આ પુસ્તક ગુજરાતી ટાઇપમાં છપાવી જન હિતાર્થે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

સદરહુ પુસ્તક વેચી વેચાવી મારે પૈસા પેદા કરવાની ઇચ્છા નથી. પણ મારા સદ્દ્ગત પીતાશ્રી વિશ્રામભાઇ કરમણનાં પુન્યાર્થે જીજ્ઞાસુઓને મફત આપવા છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

સદરહુ પુસ્તકની પહેલી બાળબોધ આવૃત્તિ છપાવતી વખતે ગામ શ્રી રેહાના જોશી હરિશંકર લાધારામે મજકુર ભગતનાં અપ્રસિદ્ધ હસ્તલિખિત ભજનોની પ્રતો મેળવી આપવા ઘણોજ પરિશ્રમ ભોગવ્યો હતો. તેથી આ સ્થળે તેમનો આભાર માગવામાં આવે છે. વળ

સદરહુ પુસ્તકની પહેલી આવૃત્તિના છપાએલાં ભજનોમાં કેટલાંક અશુદ્ધ અને ત્રોટક ચરણો જોવામાં આવતાં હતાં તેથી આ વખતે અમારા મ્હેતા ભવાનીશંકર શિવજીએ તે તપાસી શુદ્ધ કરી આપવા પ્રયાસ કર્યો છે. જેથી તેમનો પણ આ સ્થળે આભાર માનવામાં આવે છે.

મજકુર રતના ભગતનું જીવન ચરિત્ર લખવાની ઘણીજ ઉમેદ હતી, પણ સંજોગવશાત તેમના જીવન ચરિત્રની શોધ અપ્રસિદ્ધ હોવાથી મળી શકી નથી. જેથી મારી ઉમેદને હાલ તો દબાવી દેવી પડે છે, પછી ઇશ્વરકૃપા હશે અને સદરહુ પુસ્તકની ત્રીજી આ ત્તિ બહાર પાડવાનો વખત આવશે તો તે ઇચ્છા પૂર્ણ થશે. મજકુર રતના ભગતનું જીવનચરિત્ર સંક્ષેપમાં અભ્યુદય પ્રકાશ નામના પાક્ષિકના દીવાળી અંકમાં ચાલતી સાલે પ્રગટ થએલ છે, તે વાંચી વાંચકો હાલ તો પોતાની જીજ્ઞાસા પુરી કરશે.

મજકુર રતના ભગતનાં ભજનો પહેલાં અમારા પીતાશ્રીજીએ છપાવેલ તે ઉપરાંત આ આવૃત્તિમાં બીજાં વિશેષ પણ મેળવી ઉમેર્યાં છે, અને હજુ પણ મારી જ્ઞાતિના ભાઇઓને ખાસ સૂચના આપવામાં આવે છે કે આપણી જ્ઞાતિના કવિરત્ન રતના ભગતનાં આ પુસ્તકમાં છપાયા શીવાયનાં બીજાં પદો મળી આવે તો તેમણે અમારી તરફ મોકલી આપવાં. જેથી પરમાત્મા ત્રીજી આવૃત્તિનો વખત આપે તો તેમાં તે દાખલ કરી શકાશે.

રતના ભગતનાં ભજનો ઉપરાંત સદરહુ ગ્રંથમાં ભાગવતના બાર સ્કંધોનાં ધોળ તથા બીજાં પણ કેટલાંક ભજનો અંજારમાંથી અનાયાસે મળી આવતાં તે પણ વાચક જનોની ઇચ્છા જોઇ દાખલ કરવ માં આવ્યાં છે, અને તેના બનાવનારનો ઉપકાર માનવામાં આવે છે.

સદરહુ પુસ્તકમાં વાંચકગણોને કાંઇ ફેરફાર કે ભુલચુક જોવામાં આવે તો હંસક્ષીર ન્યાયે ગુણ ગ્રહણ કરવા વિનંતિ છે. અને કોઇ સુજ્ઞ વાંચક ભાઇ કોઇપણ પ્રકારનો સુધારો વધારો કરવા સલાહ આપશે તો તે બદલ તેમનો આભાર માની ત્રીજી આવૃત્તિમાં તે દાખલ કરવામાં આવશે.

મુ. ચંદીઆ, પોસ્ટ ખેડોઇ.
જીલ્લા-કચ્છ અંજાર.
સં. ૧૯૮૨ આસો સુદી ૧૦.

લી.
મીસ્ત્રી જેઠાલાલ વિશ્રામ.



કચ્છી કડીયા ક્ષત્રીય કોમના મહાન્ ઉદ્ધારક

બાહોશ પ્રભુપરાયણ

## સ્વ. મીસ્ત્રી વિશરામભાઈ કર્મણ.



જન્મઃ— ઈ. સ. ૧૮૪૨. | મુ. કચ્છ ચંદીયા. જીલ્લા—અંજાર. | સ્વર્ગવાસઃ— ઈ. સ. ૧૯૦૯.

શ્રી જગદીશ્વર પ્રીં પ્રેસ મુંબઈ-૪.

## સ્વર્ગવાસી મીસ્ત્રી

# વિશ્રામભાઇ કરમણ ચંદીયાવાળા
# એમની સંક્ષિપ્ત જીવનનોંધ.



[જે સદ્ગત પુરુષની પાછળ પુણ્યાર્થે ભક્તિમાર્ગનો આ અમૂલ્ય ગ્રંથ જીજ્ઞાસુઓને વિના મૂલ્યે આપવાનું યોજાયું છે, તે સ્વ. મીસ્ત્રી વિશ્રામ ભાઇની ટુંક જીવનનોંધ કડીયા જ્ઞાતિનાં બે વર્તમાન પત્રોમાં પ્રકટ થઇ હતી, તે પ્રમાણેજ લોકરૂચિને અનુસરી આ પુસ્તક સાથે તે જોડી પ્રકટ કરવાનું યોગ્ય ધાર્યું છે.]

(૧)

સર્વ શક્તિમાન પ્રભુ પોતાની અદ્દભુત શક્તિ અને કૃતિનો પ્રભાવ જગત ઉપર કેવી અદૃશ્ય રીતે ફેલાવી રહ્યા છે તેનું સૂક્ષ્મ અવલોકન નહિ કરનારને તેની ગમ પડી શકે નહિ. પચાસ સાઠ વર્ષ પહેલાં કડીયા ક્ષત્રીય જ્ઞાતિનો કચ્છનો વસવાટ ખેડુત કોમ તરીકેનો મરખીયા કુંભાર તરીકેનો કડિયા કુંભાર તરીકેનો જ હતો. અર્થાત્ તદ્દન સામાન્ય સમાજ (લોકવરણ)ની ગણત્રીનો જ હતો. આજે એ જ્ઞાતિ લોકવરણ મટી "કચ્છી" તરીકે સારી નામના મેળવી રહેલી કોમોમાંની એક પ્રતિષ્ઠિત

કોમ ગણાય છે. કોન્ટ્રાક્ટર તરીકે મોટાં મોટાં સાહસ ઉઠાવે છે. અને સારો યશ મેળવે છે.

માત્ર પચાસ વર્ષમાં જ આ કોમમાં આવો અદ્ભુત ફેરફાર અને તે પણ કોઈ સ્કુલ કે શાળાઓની નિયમિત તાલીમ કે તરબીયત મેળવવાની અનુકુળતા શિવાય એ આ કોમમાં કુદરતથીજ રહેલી આવેલી અસાધારણ શક્તિ અને સાહસ દર્શાવી આપે છે. અને આ શક્તિ અને સાહસને જ પરિણામે આ કોમમાં અનેક ધનાઢય અને દાનવીર સજ્જન થઈ ગયા છે અને થાય છે.

મીસ્ત્રી જ્ઞાતિને લોકવરણની સ્થિતિમાંથી વ્યાપારી અને હુન્નરકળાની દૃષ્ટિએ પ્રથમ દરજ્જા ઉપર લાવવાનો યશ પ્રાપ્ત કરનાર મીસ્ત્રી વિશ્રામભાઈ કરમણનો જન્મ ઇ. સ. ૧૮૪૨ માં અંજાર તાલુકામાં ચંદીયા ગામે થયો હતો. ઇ. સ. ૧૮૬૬ માં પોતાના ભાઈ દેવશીભાઈ અને ધનજીભાઇ સાથે આજીવિકા સંપાદન કરવા સારૂ તેઓ સિંધ ગયા. આ ૧૮૬૬ની સાલ મીસ્ત્રી કોમના ઇતિહાસમાં ચિરઃસ્મરણીય રહી જશે. એનું કારણ એ છે કે ત્યારથી આ કોમના સારા રૂપમાં થનાર પરિવર્તનની શુભ ઘટિકા ચાલુ થઇ હતી. ઘરમાં ગરાસ વગેરેની સાધારણ સારી સગવડ છતાં પરદેશ જવા ભાવના થઇ એ ભવિષ્યમાં થનાર પરિવર્તનને લઇનેજ હશે એમ માની શકાય.

ત્રણે ભાઇઓમાં કુદરતી બક્ષીસનો યોગ હતો, અને સિંધમાં રેલ્વેની શરૂઆત થતી હતી, ત્યાં તેઓ કામ કરવા ગયા. તેમની કામ કરવાની શક્તિ ઉપરી અમલદારની નજરે આવી, અને તેણે તેઓને કોન્ટ્રેક્ટ

અને પગાર બંનેથી કામગિરી આપી. કામ માટે દરેક પ્રકારના માણસોની જરૂર હોવાથી સાહેબે એમને માણસો મેળવવાને પણ કહ્યું. વિશ્રામભાઇને આથી પોતાના સંબંધી જ્ઞાતિ ભાઇઓ અને સ્નેહી વર્ગને તથા દેશબંધુઓમાં જેઓ કામ કરી શકે એવા, કરવા રાજી હોય તેવાઓને ધંધે લગાડવાની બહુ ઉત્તમ તક મળી, અને એણે એનો બનતો સારો લાભ લીધો. દેશમાંથી મોટી સંખ્યામાં એમણે કડિયા કોમ માટે પોતાના જ્ઞાતિ બંધુઓને બોલાવી કામે લગાડયા અને સારી રોજી અપાવી. કેટલાકને પેટા કોન્ટ્રેક્ટ પણ અપાવ્યા, સુતાર કામ જાણનારા, લુહાર કામ જાણનારા, ચુનો પકવવાવાળા વગેરેને જુદાં જુદાં કામ ઉપર તેમણે ચઢાવી દીધા. અને કચ્છની ગરીબ કડિયા કોમ તથા બીજી કોમને સાધનસંપન્ન સાહસિક અને વ્યાપારી જુસ્સાવાળી બનાવી દીધી. એ પછી આ કોમમાંથી બાહોશ મીસ્ત્રીઓ, બાહોશ કોન્ટ્રેક્ટરો, બહાર પડતા રહ્યા છે. બીજી તરફથી વિશ્રામભાઇએ પોતાના ઉપરી ઑફીસરોને જરૂરત મુજબ માણસો પૂરા પાડયા એટલે એમનું માન વધ્યું અને કોન્ટ્રેક્ટનાં બહુ સારાં સારાં કામો એમને મળ્યાં. આ રીતે તેમણે પોતાનાં ઉદ્યોગમાં સંપત્તિ અને કીર્તિ બન્ને પ્રાપ્ત કર્યાં. આઠેક વર્ષ કામ કરી તેઓ પાછા કચ્છ ગયા અને સન ૧૮૭૧માં રજપૂતાના માળવા રેલ્વેમાં કામ કરવા ગયા. સિંધમાં મેળવેલાં સારાં સર્ટિફીકેટોથી તેમને અહીં પણ સારાં કામ મળ્યાં. પાલણપુર, ખરેડી આદિ સ્ટેશન તથા મોટાં મોટાં કટિંગનાં કામો એમણે કરેલાં છે. ૧૮૮૨ માં તેઓ મદ્રાસ ગયા. ત્યાં પણ તેઓએ ચાર વર્ષ કામ કર્યું. ત્યાંથી તેઓ પુને ગયા અને ઘાટમાં બુગદાઓ તથા નીરા કૃષ્ણા કરા વગેરે નદીઓ ઉપર અનેક જગાએ મોટા મોટા

પૂલો બાંધવાનું કામ તેમણે કર્યું. તેમાં પણ પોતાના જ્ઞાતિ ભાઇઓને મોટી સંખ્યામાં તેઓએ કામે લગાડયા હતા. કોન્ટ્રેકટસ અપાવ્યા હતા, અને પેટા કોન્ટ્રેકટસમાં દાખલ કર્યા હતા, આ કામમાં જોઇતાં નાણાં પણ તેમણે આપ્યાં હતાં. આ કામ બહુ મોટાં હોવાથી સૌને આર્થિક લાભ બહુ સારો થયો હતો. ઇ. સ. ૧૮૮૮માં તેઓ ચાલતે કામે પોતાની પુત્રીનાં લગ્ન સારૂ સ્વદેશ આવ્યા હતા અને પોતાની જ્ઞાતિનાં અઢારે ગામનાં વતનીઓને જમાડયા હતા. લગભગ પોણો લાખ રૂપિઆ ખર્ચી પોતાના વતનમાં તેમણે વિષ્ણુ ભગવાનનું એક ભવ્ય સુંદર દેવાલય બંધાવ્યું હતું. અને પ્રતિષ્ઠા પ્રસંગે આખા ગામને (ધુઆબંધ) ભોજન આપ્યું હતું. આ શિવાય પણ અન્ય મંદીરો તેમણે બંધાવ્યાં છે પણ આ દેવળની રચના અને કારીગરી અનુપમ છે. ૧૮૮૯માં ફરી તેઓ રેલ્વેનાં કામો ઉપર ગયા હતા. અને બે વર્ષ પછી પાછા આવ્યા હતા. પોતાના વસવાટ માટે તેમણે બંધાવેલાં ભવ્ય મકાનો તેમની સ્થિતિનું ભાન લોકોને કરાવે છે. તેમની સંપત્તિમાંથી તેમણે સારો ગરાસ પણ મેળવેલો છે. કચ્છમાં પણ તેમણે કોન્ટ્રેકટનાં અનેક કામ કરેલાં છે.

કચ્છ માંડવીમાં બ્રેકવાટર (ફુડદા)નું થયેલું કામ એમણેજ કરેલું છે. તથા માંડવીની એક વખતની જાહોજલાલીનું દિગ્દર્શન કરાવવા ઉભેલો રૂકમાવતી નદીનો પુલ પણ એમનોજ બાંધેલો છે. અંજાર પાસે શિણાય ગામનું તળાવ પણ રાજ્યના કોન્ટ્રેકટર તરીકે એમનું જ બાંધેલું છે. અને કચ્છની પાંત્રીસ માઇલની રેલ્વે લાઇનના કોન્ટ્રેકટર પણ એજ હતા.

૧૮૯૩માં એ પોતાના હસ્તકના કોન્ટ્રેક્ટરોનાં કામ અને બીલ જાતે તપાસવા ઝરીયા તરફ ગયા હતા. કોલફિલ્ડસની તપાસ કરતાં તેની પરિસ્થિતિ જોતાં કોલસાના ઉદ્યોગનું ભવિષ્ય ઉજ્વલ છે એમ એમને પ્રતીત થયું. અને તેઓ પોતે સાહસ કરી ધંધામાં પડયા. બીજાઓને પણ તે સંબંધમાં પ્રોત્સાહન કર્યું અને તે માટે જોઇતી નાણાંની મોટી રકમો ધીરી.

એમની ગેરહાજરીમાં ચાલેલાં એ કામોમાં તેઓ પોતે ફતેહમંદ ન થયા, પણ બીજા જેઓએ તેમના પ્રોત્સાહનથી પણ જાતિ દેખરેખથી આ કામ ચલાવ્યાં તેમને આ કામમાં બહુ મોટી ફતેહ મળી, આ કામ કચ્છીઓને હાથે એટલાં બધાં આગળ વધ્યાં કે કોલફિલ્ડ કચ્છીઓની જન્મભૂમિ જેવો પ્રદેશ થઇ પડયો છે.

સન ૧૯૦૦ કચ્છમાં જ્યારે છપ્પનીઓ મહાન ભયંકર દુષ્કાળ પડયો ત્યારે ગરીબ માણસોના નિભાવ માટે તથા પશુઓના બચાવ સારૂ દ્રવ્યની બહુ સારી મદદ તેમણે કરી હતી.

કચ્છના વિદ્યમાન ના. મહારાવશ્રીના જાતિ પરિચયમાં તેઓ અનેક વખત આવ્યા હતા, અને એમનો સદ્‌ભાવ તેઓ મેળવી શક્યા હતા.

ઇ. સ. ૧૯૦૯ માં તેમનું અવસાન થયું હતું. અને એમનું સ્થૂલ શરીર જોકે નાશ પામ્યું છે પરંતુ એમનું ચૈતન્યરૂપ સૂક્ષ્મ શરીર એમની સારી નામના સાથે ચિરકાળ લગી કાયમ રહેશે.

સ્વ. વિશ્રામભાઈને એમની જ્ઞાતિના ' પ્રીન્સ " ની ઉપમા આપવામાં આવે તો એમણે જ્ઞાતિની સ્થિતિમાં આચાર-વિચારમાં કરેલા પરિવર્તનને અંગે તે યોગ્યજ ગણાશે. એમની જ્ઞાતિને ઉચ્ચતર સ્થિતિએ પહોંચાડનાર સાહસ માટે મજબુત મનોબલ અને અથાગ ઉદ્યોગવૃત્તિના બીજના પ્રેરક અને પોષક તેઓજ હતા. મીસ્ત્રી કોમના ઇતિહાસમાં તેમનું સ્થાન હમેશાં ઉચ્ચ રહેશે.

(કચ્છ વર્તમાન.)

(૨)

એક વ્યક્તિ કે એક જ્ઞાતી કે એક પ્રજાની સ્થિતિમાં જ્યારે સારા કે નરસા રૂપમાં સ્થિત્યંતર થવાનું હોય છે ત્યારે તેમાં એવા પ્રકારના વ્યક્તિભુત અંશોનો આવિર્ભાવ થાય છે.

અરધા સૈકા ઉપર કચ્છમાં કડીયા જ્ઞાતીની હયાતી લોકવર્ણ તરીકેનીજ હતી. પણ દીન દયાળુ પ્રભુની કૃપા થઇ અને આપણી જ્ઞાતીની એ અધઃપતિત સ્થિતિમાંથી સારી સ્થિતિનાં રૂપાંતર થવાનાં ભાવી પ્રગટ થવાનો જોગ થતાં ગામડાંઓમાં કહો કે દેશમાં પણ ઉંચા પ્રકારની તાલીમ મેળવવાનાં સારાં સાધનો ન હતાં છતાં ઉચ્ચતર મનોભાવનાવાળા જ્ઞાતિ જનો પેદા થયા અને એમના સાહસિક પ્રયાસોને પરીણામે આજે ખેડુતમાં કે કડીયામાં હોઇ શકે કે માની શકાય તેટલીજ બુદ્ધિવાળી કોમમાં ન ખપતાં આપણે દરેક દીશામાં ઉદ્યોગી પ્રવૃતિ-પ્રગતિ કરી શકનાર કોમ તરીકેની સ્થિતિ પ્રાપ્ત કરી શક્યા છીએ. એ સાહસિક વાતાવરણના જન્મદાતા તરીકેનું

માન સ્વર્ગસ્થ રા. રા. વિશ્રામભાઈ કરમણુ ચંદીયાવાળાને ઘટે છે. ચંદીયા જેવા નાનાં ગામમાં જન્મ પામી ચોવીશ વરસની ઉમરે વ્યાવસાયિક પ્રયાસ અર્થે એ સીંધ તરફ ગયા. પ્રભુએ એમને માટે સરળતા રૂપી સંયોગો તો ગોઠવેલાજ હતા એટલે ત્યાં એમને કોટડી મુકામે સીંધ રેલ્વેના ઓફીસરથી પ્રસંગ થયો. એમણે વિશ્રામભાઈની હુશીઆરી જોઈ એમને ઓવરસીયર તરીકે કામે બજાડ્યા તથા એમના ભાઈઓને કૉન્ટ્રેક્ટ કામ આપ્યાં. તે વખતે રેલ્વેની શરૂઆતનો જમાનો હતો. એટલે કામ માટે માણુસો પૂરતા પ્રમાણુમાં મળી શકતાં ન હતાં. સાહેબે વિશ્રામભાઈ પાસે માણુસોની માગણી કરી. એજ પ્રસંગ કચ્છની કડીયા જ્ઞાતિ માટે ઉચ્ચ સંયોગ ઘડનારો હતો. કચ્છ તો મૂળથીજ માત્ર ખેતી ઉપર જીવનારો કે વસનારો મુલક હતો. એટલે કડીયા કામ માટે, સુતાર કામ માટે, ચુના કામ માટે, વગેરે જે જે કામ માટે જેટલાં પ્રમાણુમાં માણુસોની જરૂરત હતી તેટલા પ્રમાણુમાં કે તેટલી સંખ્યામાં વિશ્રામભાઈએ પોતાના સંબંધીઓ, જ્ઞાતિભાઈઓ, હેતુ સંતોષીઓ, દેશબંધુઓ, અને વ્યવસાયાર્થીઓને ત્યાં ગોઠવ્યા. રોજનદાર તરીકે સારા પગારો અપાવ્યા. અને કેટલાકને સારા સારા કૉન્ટ્રાકટસ અપાવ્યા. તેમ પોતે પણુ નોકરી સાથે સારી નામના, સારો વિશ્વાસ, અને પરીણામે બહુ સારા કૉન્ટ્રાક્ટસ મેળવ્યા તથા સારી સંપત્તિ પેદા કરી. ગરીબીમાંથી એકદમ ધંધામાં જોડવાવાનો જોગ જેમાં પણુ બહુ સારૂં ઉત્તેજન મળતાં આપણા જ્ઞાતિજનોમાં એ જુસ્સો આગળ વધ્યો અને તે આજ લગી વૃદ્ધિ પામતો રહ્યો છે. અર્થાત કૉન્ટ્રેક્ટર તરીકેનું સાહસ ખેડનારની સંખ્યા વધતીજ રહે છે અને હવે એ સાહસ તો પણુ સામાન્યતઃ ધંધા તરીકેજ પરીણામ પામેલું અનુભવાય છે અને

તેનાં સારાં દૃષ્ટાંતો જગતની નજર સમક્ષ રજુ છે. વિશ્રામભાઇનું તો જીવનજ જ્ઞાતિઉન્નતિ પ્રયાસ અર્થે યોજાયું હશે એટલે એમણે તો પોતાની વ્યાવસાયીક જીંદગીની શરૂઆતથી પોતાના જીવન પર્યંત પોતાના દરેક સાહસ સાથે જ્ઞાતિબંધુઓને બનતી દરેક સહાય આપી આગળ વધાર્યા હતા. પાછલા વખતમાં જ્ઞાતિને શોભારૂપ સાહસ કરી બતાવનારા જે જે પુરૂષો થયા તે બધાની વ્યાવસાયીક જીંદગીની શરૂઆત શેઠ વિશ્રામભાઇ પાસેથીજ થએલ હતી. એમણેજ એમને પોતાનાં કામોમાં તાલીમ આપી કૉંટ્રેક્ટસ અપાવ્યા, તથા પૈસા સંબંધી પણ પૂરતી મદદ કરી હતી. સીંધ રેલ્વે, બી. બી. સી. આઇ. રેલ્વે, રાજપૂતાના માળવા રેલ્વે, મદ્રાસ રેલ્વે, જી. આઇ. પી. રેલ્વે. દરેકમાં એમણે પ્રખ્યાત કૉન્ટ્રેક્ટર તરીકે કામ કરી સારી નામના પ્રાપ્ત કરી હતી. ચંદીયામાં એમણે પોણો લાખ કોરી ખરચી એક મંદીર બંધાવ્યું છે. જેની ઉત્તમ કારીગીરી અને ઉત્તમ બાંધણી આજ પણ જોનારને તાજુબી ઉત્પન્ન કરે છે. એ મંદીરમાં મૂર્તિપ્રતિષ્ઠા કરાવી ત્યારે એમણે ધુંઆબંધ ગામ (ગામમાં કોઇપણ કોમનો દરેક જણ) જમાડયું હતું. તે વખતે એમણે પોતાની પુત્રીનાં લગન પણ કર્યાં હતાં તેમાં પણ અઢારે ગામની નાતને નિમંત્રણ આપેલું હતું. સં. ૧૯૪૭ માં પોતે રીટાયર થયા હતા અને ત્યાર પછીની જીંદગી પોતાના વતનમાંજ ગાળી હતી. કચ્છ માંડવીમાં થએલ બ્રેકવૉટર કૂદડાનું કામ, રૂકમાવતી નદીના પુલનું કામ, અંજાર પાસે સીંણુગ ગામે તળાવનું કામ કૉન્ટ્રેક્ટર તરીકે કરેલ હતું. એ કામો જોવાથીજ એમની બુદ્ધિ શક્તિનો ચિતાર આવી શકે તેમ છે.

કચ્છમાં પાંત્રીસ માઇલની રેલ્વે છે. તેના કૉન્ટ્રેક્ટર પણ તેજ હતા.

અર્થાત લાઈન એમનીજ બાંધેલી છે. બંગાળમાં કચ્છીઓએ કોલસાના વેપારમાં સાહસ ખેડયું. તે સાહસના પણ ઉત્તેજન દાતા તેજ હતા. પોતે જ શરૂઆતમાં ભાગા મોજે ખરીધો હતો તથા બીજાઓને મોજા ખરીદવા નાણાંની પૂરતી મદદ આપી હતી. જેમ પોતે વ્યાવસાયિક જુસ્સાથી તન્મય હતા તેમજ ધાર્મિક ભાવના માટે પણ તેવાજ પ્રમાણમાં ઉત્સુક રહેતા. દુકાળોમાં કરવરાં વરસોમાં એમણે ગરીબ માણસો અને પંથઓના નિભાવ અર્થે બહુ મોટી રકમો ધર્માદા કરી હતી.

સં. ૧૯૬૫ માં એમણે આ ફાની દુનીયાનો ત્યાગ કર્યો હતો. એમની ખોટ જ્ઞાતિ માટે ન પુરાઇ શકે એવી ભારે છે. એમનું આખું જીવન જ્ઞાતિસેવા સમાજસેવામાં જ વ્યતીત થાય છે. અને જો કે એ પોતે તો પોતાનું જીવન સફળ કરતા ગયા છે પણ વિદ્વાનોનાં મહા વાકય છે કે દેશ કે પ્રજા પોતાનામાં થઇ ગયેલ અનુકરણીય જીવનવાળા માણસોના ગુણોને જ્યાં લગી સમજતાં શીખેલ નથી ત્યાં લગી એ પ્રજા પ્રજા તરીકેની ગણુત્રીમાં આવી શકતીજ નથી. કચ્છને પણ આ નિયમ સામાન્યતઃ લાગુ છે. અને તેથીજ કચ્છમાં ભૂતકાળમાં થઇ ગએલા દેશને શોભા રૂપ, દેવરૂપ, નરો સંબંધમાં કચ્છની વર્તમાન પ્રજા કાંઇજ જાણતી નથી કે જાણવાનો પ્રયાસ પણ કરતી નથી એજ તેના અધઃપાતનું મૂળ કારણ છે.

( અભ્યુદય પ્રકાશ. )



# અનુક્રમણિકા.

| પદ નંબર. | પદની પહેલી પંક્તિ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૭૯ | જેણે હરિરસ પીધા હેતમાં રે. ... ... ... | ૧૨૫ |
| ૮૦ | બ્રહ્મકી બાત સો બ્રહ્મ હી જાનત. ... ... ... | ૧૨૬ |
| ૮૧ | દેખો દેખો રે સતગુરુની મહેર રે. ... ... ... | ૧૨૭ |
| ૮૨ | દેખો દેખો રે સંસાર સ્વપનું રેન. ... ... ... | ૧૨૮ |
| ૮૩ | સંતો વસંત બતાગો ગુરૂએ સોઇ. ... ... ... | ૧૨૯ |
| ૮૪ | સંતો વસંત ઋત જન જાને સોઇ.... ... ... | ૧૩૦ |
| ૮૫ | હોરી રંગ મચાયો રે. ... ... ... ... | ૧૩૨ |
| ૮૬ | સબ સુતીઓ વ્રજનારી રે. ... ... ... | ૧૩૨ |
| ૮૭ | જેસે કહું એસે કીજે રે.... ... ... ... | ૧૩૩ |
| ૮૮ | ખેલત રાધે કનઇયા રે. ... ... ... ... | ૧૩૪ |
| ૮૯ | દુર ભાગ મત જાઇઓ રે. ... ... ... | ૧૩૫ |
| ૯૦ | હોરી ખેલે વ્રજનારી રે. ... ... ... ... | ૧૩૬ |
| ૯૧ | ખેલત હોરી કનઇયા રે. ... ... ... ... | ૧૩૭ |
| ૯૨ | કનઇયા ખેલત હોરી રે. ... ... ... ... | ૧૩૮ |
| ૯૩ | જળ ભરને કેસે જઇએ રે. ... ... ... | ૧૩૯ |
| ૯૪ | અદ્વૈત બ્રહ્મ ગુરૂદેવ હમારે. .. ... ... | ૧૩૯ |
| ૯૫ | બ્રહ્મવેત્તા ગુરૂ મીલે દયાળુ. ... ... ... | ૧૪૦ |
| ૯૬ | મેં મૂરખ ગુરૂ ચતુરસુજાના. ... ... ... | ૧૪૧ |
| ૯૭ | માતપીતા ગુરૂ દેવ હમારે. ... ... ... | ૧૪૨ |
| ૯૮ | પરાંપાર એક પલમેં પોંચે. ... ... ... | ૧૪૨ |
| ૯૯ | ધર લે ધ્યાન ગુરૂકો હૃદયે. ... ... ... | ૧૪૩ |

| નંબર | પદની પહેલી પંક્તિ. | પૃષ્ટ. |
|---|---|---|
| ૨૦૫ | લેને સતગુરૂનું શરણું રે. ... ... ... | ૨૪૮ |
| ૨૦૬ | ઓળખ્યો પૂર્ણ બ્રહ્મ પાસે રે. ... ... ... | ૨૪૯ |
| ૨૦૭ | મસાણમાં મોટો છે ભડકો રે. ... ... ... | ૨૫૦ |
| ૨૦૮ | અરથ નાવે એકે વાતાં રે. ... ... ... | ૨૫૧ |
| ૨૦૯ | જગતમાં ભુલ્યો ભરમે. ... ... ... | ૨૫૨ |
| ૨૧૦ | જમડા નજરે તો નાવે રે. ... ... ... | ૨૫૩ |
| ૨૧૧ | જમડા જગતમાં ખળીઆરે. ... ... ... | ૨૫૩ |
| ૨૧૨ | મંદીર તો રચીયું મહારાજે રે. ... ... ... | ૨૫૫ |
| ૨૧૩ | કારણ કુટુમ્બનું ટાળો રે. ... ... ... | ૨૫૬ |
| ૨૧૪ | નીકટમાં કેમ રહીએ નારી રે. ... ... ... | ૨૫૭ |
| ૨૧૫ | મૂરખો મારૂં મારૂં કહી રૂવે. ... ... ... | ૨૫૮ |
| ૨૧૬ | મૂરખા મેલી દે મારૂં રે. ... ... ... | ૨૫૯ |
| ૨૧૭ | પંથે નીશા વીસામો નહીં. ... ... ... | ૨૬૦ |
| ૨૧૮ | દેખત દીસા છે પોતે રે. ... ... ... | ૨૬૧ |
| ૨૧૯ | ગુરૂએ વાત કરી વીવેક રે. ... ... ... | ૨૬૨ |
| ૨૨૦ | જુગમાં સંત થયા અદ્વૈત. ... ... ... | ૨૬૩ |
| ૨૨૧ | અકળ્યો કેમ દાખું કહીને. ... ... ... | ૨૬૩ |
| ૨૨૨ | પુશ્ન પુછું આદર કરી. ... ... ... | ૨૬૪ |
| ૨૨૩ | સુંદીર સાચું કહો અમને ... ... ... | ૨૬૫ |
| ૨૨૪ | લાલે લીલા જગતમાં આદરી રે ... ... ... | ૨૬૬ |
| ૨૨૫ | સમરૂં ગણપત ગણનો પતિ. ... ... ... | ૨૬૭ |

॥ ૐ ॥

શ્રી ગણેશાય નમઃ

# ભજનામૃત.

## આત્મજ્ઞાન.

પદ ૧ રાગ—સવૈયા

સમજ સમજ મન આદ અંત મીથ્યા તન,
માની લીયો પાપ પુન્ય વાસે જીવ ભયો હે.
આનંદે વધાયો, વાસે બહુ દુઃખ પાયો,
જબ સુખહિં ભૂલાયો, તબ આપ વાને હયો હે.
જહાં જહાં દેખે ઓર, કીતહું ન પાયો ઠોર,
મમતાકે જોર કછુ, આપ ભૂલ ગયો હે.
રાજા સો ભયો હે રંક, સ્વપ્નેમેં પાયો હે શંક;
કહે દાસ રતન અંક, લેખ બિન લીયો હે. ૧
કોને લખ્યો અંક તેરો, અંધકું ભયો અંધેરો,
જેસે ગુરૂ એસો ચેલા, કેસે દેખે આરસી !

ગર્ભવાસ રહ્યો જેસો, આયો તેસો ચલે ગયોઃ
કછુ આત્મા ન લહ્યો, એસે ઉદર ગર્ભ ગાળસી.
માની રહ્યા આપ, વાસે ભયો હે સંતાપ,
લાગે ત્રિવિધનાં તાપ, જેસી લોહારકી સાણુશી;
ક્ષણુ પાણી ક્ષણુ આગ, ઠોર નાહિં કોહુ જાગ,
કહે દાસ રતન ભાગ, લેખ ઉર ધારશી. ૨

લેખ ઉર ધાર્યો, કછુ મૂલ ન સંભાર્યો,
હાથ આવી બાજી હાર્યો, એસે દેહ માની રહ્યો હે;
સબ કહે દેખાદેખ, છઠ્ઠીકો ભયો હે લેખ,
છઠ્ઠીમેં લે ગયો, વાકો લેખ કેસે ભયો હે.
મૂર્ખ તું જાનત નાહિં, વડ રહ્યો બિજ માંહિ,
પાન—ફૂલ—ફુલ સબ, બિજનમેં રહ્યા હે;
લેખ લેખ કહે કાંહિ ? વિધાત્રીકો વાંક નાંહિં,
કહે દાસ રતન, સતગુરુ એસે કહ્યો હે. ૩

જગતમેં એસે કહી, વિધાતા લિખન ભઈ,
રાવણકે ઘર ગઈ, દરણા દરાયો હે;
કોને લખ્યો વાકો અંક, રાવણકે ઘર લંક,
કોને કીયા રાવ રંક, મેલકે ઠેરાયો હે.
સીતાકો હરણ કીયો, રામચંદ્ર લંક લીયો,
રાવણકો રાજ ગયો, રણમેં મરાયો હે;

એહી સબ માયા મત, જાણ્યો નહિ અવગત,
કહે દાસ રતન સુત, બીજાકો મરાયો હે. ૪

મેરી મેરી મન ઝંખે, ફરે ફેરા ભવ વિષે,
છુટે ન સમજ પખે, બુદ્ધ ભાઇ જીવકી;
કર્મ ધર્મ કીયો વાકો, બાંધ્યો બંધી રહ્યો તાકો,
મોહકે મંદિર ગયો, બુદ્ધ નાહિ શિવકી.

જબહી જનુનિ જાયો, અવનશ પંથે ધાયો,
ઘર નહિં આયો ગયો, દૂર પંથ દેવકી;
પ્રપંચસે માન્યો મન, સેવ્યા નહિં સંત જન,
કહે દાસ રતન સુત, એસો જીવ ભયો હે. ૫

બદરી કેદાર ગયો, મથુરા કાશીમેં રહ્યો,
જગન્નાથ ગયો કછુ, રામ નહિં ભાખ્યો હે;
જમુના ત્રિવેણી ગંગા, સરસ્વતીમેં નાહ્યો અંગા,
પીછે ગયો બાણગંગા, ગોમતીમેં વાસ્યો હે.

દશો દિશા પ્રાણી ધાયો, ઠોર ઠોર ભટકાયો,
કછુ રામ નહિ પાયો, તબ મત પ્રકાશ્યો હે;
ઢુંઢયો સબ વન વન, શોધી નહિં જોયો તન,
કહે દાસ રતન એસે, દૂર દૂર નાસ્યો હે. ૬

દુર મત આઇ, માત તાત ને લુગાઇ,
કાકા કુટુંબ ને ભાઇ, સબ સત્ય માની રહ્યા હે;

મેરી કાયા, મેરી માયા, મેરા સુત, મેરી જાયા,
જેસે બાદલકી છાયા, કો દુઃખ માની રહ્યો હે.
જાતે નહિં લાગે વાર, સ્વપન જૈસો સંસાર,
જીવ બુદ્ધ ભાખ્યો સાર, ચોર્યાશીમેં ગયો હે;
કુબુદ્ધકે સંગ રહે, સો તો હરિ કેસે લહે ?
દાસ રતન કહે, એસે જીવ ભયો હે. ૭

વાકી મમતા સો માઈ, ભ્રાંત ભગિની કેરાઈ,
સંગે ભરમ સો ભાઇ, વાકો પિતા અયમાન હે;
મોહ મામો આયો, શોક છાબ ભરી લાયો,
આશા તૃષ્ણાસેં વધાયો, ઇર્ષ્યા મોશાળાકી માંડ હે.
નિંદા કરણીની કમાઇ, કામ ક્રોધ લોભ લાઇ,
સંગે ચપળતા બાઇ, સબ વર વોણી જાન હે;
બીજા સુત જીવ ભયો, જીવકો કુટુંબ કહ્યો,
કહે દાસ રતન લીયો, જીવકો પ્રમાણ હે. ૮

પરપંચ પાયો, વાકું સ્વરૂપ ભુલાયો,
નિત્ય નવા રંગ લાયો, કોઇ આન ઉર ધાર્યો હે;
પ્રપંચસે દેવસેવ, પ્રપંચસે માને દેવ,
પ્રપંચ સમેત કોહુ, ઓર નકુ પ્યારો હે.
પ્રપંચસે ધરે ભોગ, વાક્યો હે પ્રપંચ રોગ,
પ્રપંચકે જોર, સત્સંગ વિસરાયો હે;

પ્રપંચ નાટક રચ્યો, પ્રપંચકો ખેલ મચ્યો,
કહે દાસ રતન પચ્યો, એસે ભવ હાર્યો હે. ૯

ચાર વેદ, ચાર વાણુ, ચાર અવસ્થા, ચાર ખાણુ,
માયાકો પ્રમાણુ ભયો, સ્વપનો સંતાપકુ,
કામ ક્રોધ ને જંજાલ, મદ મત્સર અપાર;
ભયો અછત અહંકાર, લોભ લાગ્યો મન આપકું.

માયા મમતા કે સંગ, આશા ભઇ ના અભંગ,
નિંદા ઇરશા કો રંગ, દેહ ધર્યો પૂન્ય પાપકુ;
જીવ કો કુટુમ્બ એહ, મીથ્યા સત્ય માન્યો દેહ,
કહે દાસ રતન એહ, જીવ સ્થિર નહી થાપકું. ૧૦

જીવ નાંહી આદ અંત, પટ દેખી ભુલ્યો તંત,
સમજાવે સોહી સંત, ચરણોકો સેવતે;
માન માન મુંઢ મતિ, કહ્યુ તેરી હોય ગતી,
જો તું સેવે સુરપતી, કહાં ભયો દેવતે.

દેવ દાનવ માનવ કહી, પશુ પક્ષી સબ સહી;
કીટ બ્રહ્મા આદે દેહી, સર્વ માયા દેવતે,
નેતિ નેતિ વેદ કહ્યો, સો તો ઘટ ઘટ રહ્યો,
કહે દાસ રતન લીયો, ગુરૂજીકે ભેદસે. ૧૧

ગુરૂ ભેદ પાયો, ભવબંધન મીટાયો,
જબ નીજ ઘર આયો. તબ કહાં પરી પંથકી,

પતિવૃતા નાર, રહી પીયુને આધાર
સો તો ડરે ન લગાર, વાકું કૃપા ભઇ કંથકી.
જમે રમે પીયુ સંગ, નિત્ય નિત્ય નવે રંગ,
આનંદ વાધ્યો હે અંગ, પદવી શ્રીમંતકી;
ગુરૂ કે ચરણુ ચિત્ત, સંસાર સ્વપનવત,
કહે દાસ રતન ઉર, હદ ના હીંમતકી ૧૨.

મને રાવ રંક ભયો, મને જીવ શીવ કહ્યો,
માયા મન માની રહ્યો, દુર દુર રહ્યો હે;
મનહીં જગનજાગ, મનહીં તે પુન્ય પાપ,
મનહીં તે માન્યો આપ. મને મત કહ્યો હે.
મને પંથ દ્વાદશ મત, મને અપજશ જશ,
મને ભયો પરવશ, આપ ભુલી ગયો હે;
મનહીં સે માને દેવ, મનહીં સે કરે સેવ,
કહે દાસ રતન એવ, મન માની રહ્યો હે. ૧૩

મનહી તે કરે કામ, મનહી તે લીયો નામ,
મનહી તે ફીરે ધામ, રામ નહી પાયો હે;
મનહીં તે ગયો બન, મનહીં તે છેદે તન,
મનહીં જલે અગન, ભેદ ભુલી ગયો હે.

મનહીં તે ભેખ લીયો, મનહીં તે તપ કીયો,
મનહીં તે પંથ કીયો, ઘર નહીં આયો હે;
મનહીં તે કર્મ ધર્મ, મનહીં છપાયો મર્મ,
કહે દાસ રતન, એસે મનહીં ઠેરાયો હે. ૧૪

કોહુ કરે અસનાન, કોહુ ધરી બેસે ધ્યાન,
કોહુ કરે ખીરપાન, અન ન દીખાયો હે;
કોહુ કરે અપવાસ, અન્ન જળ તજી આશ,
કોહુ ગયો વનવાસ, વસ્તીમેં ન આયો હે.
કોહુક જગાવે ધુની, કોહુ રહ્યો ઉન મુની,
ઠોર ઠોર શબ્દ સુની, બંધનમેં આયો હે;
જાને નહી ન્યારો ન્યારો, આપહીકો રૂપ પ્યારો,
કહે દાસ રતન, ગુરૂએ સત સમજાયો હે. ૧૫

કોહુ કહે સીયારામ, કોહુ કહે સત નામ,
કોહુ કહે પર નામ, એહીં મત આણ્યો હે;
કોહુ કહે જેશ્રીકૃશ્ન, કોહુ કહે જી નામે પ્રશ્ન,
કોહુ કહે નારાયણ, મતહી પહીચાન્યો હે.
કોહુક બંદગી કીયો, કોહુ નમસ્કાર કીયો;
કોહુક પેર પેર રહ્યો, એહીં મત માન્યો હે,
કોહુ કહે રામ રામ, કોહુ કહે હરિ નામ.
કહે દાસ રતનરામ, મત પાર જાન્યો હે. ૧૬

દેહ ભાવે માની માયા, દેહ ભાવે રંક રાયા,
દેહ ભાવે સુવા જાયા, ચોરાશી કો ફેરો હે;
દેહ ભાવે ધન ધાન્ય, દેહ ભાવે રૂપ નામ,
દેહ ભાવે ઘર ગામ, કહે સબ મેરો હે.

દેહ ભાવે માત તાત, દેહ ભાવે સુત ભ્રાત,
દેહ ભાવે દીન રાત, કાળહીંકો ઘેરો હે;
દેહ ભાવે સુખ દુઃખ, દેહસે અમૃત વીષ,
કહે દાસ રતન પક્ષ, દેહકો અંધેરો હે. ૧૭

દેહ ભાવે કામ ક્રોધ, દેહ ભાવે કરે જુદ્ધ,
દેહ ભાવે રાજ રીદ્ધ, દેહ અભિમાન હે;
દેહ ભાવે ઉષ્ણ શીત, દેહ ભાવે વૈર પ્રીત,
દેહ ભાવે હાર જીત, દેહ કો ગુમાન હે.

દેહ ભાવે મેરો તેરો, દેહ ભાવે દુર નેરો,
દેહ ભાવે ગુરૂ ચેલો, એસો દેહ ભાન હે.
ભાન ગયો રહ્યો જેહ, શીખ તેરો રૂપ એહ,
કહે દાસ રતન જેહ, માન્યો બડો જ્ઞાન હે. ૧૮

દેહ ભાવે જોગ ધરે, દેહ ભાવે તીર્થ ફરે,
દેહ ભાવે જન્મે મરે, દેહ તો અશારો હે;
દેહ ભાવે ખાન પાન, દેહ ભાવે વર જ્ઞાન,
દેહ ભાવે બહુ માન, મુરખકો પ્યારો હે.

દેહ ભાવે જ્ઞાન ધ્યાન, દેહ ભાવે શબ્દ સાન,
દેહ ભાવે ગોપી—કાન, દેહ કોપ સારો હે;
દેહ ભાવે દશ રૂપ, દેહ ભાવે સુર ભૂપ,
કહે દાસ રતન રૂપ, સબહીંસેં ન્યારો હે. ૧૯

દેહ ભાવે જોગી જતી, દેહ ભાવે વેશ્યા સતી,
દેહ ભાવે સુરપતી, દેહકો વિવાદ હે;
દેહ ભાવે ઋષિમુનિ, દેહ ભાવે જન્મ જોની,
દેહસેં અધીક નુંની, દેહકી ઓલાદ હે.

દેહ ભાવ ગયો તબ, ચેતન રહ્યો હે જબ;
સો તો આયો નહી ગયો, જો આદ અનાદ હે.
ઓહી અવીનાશ, સો તો સઘળે પ્રકાશ,
એસે કહે રતનદાસ, સત ગુરૂજીકું યાદ હે, ૨૦

ગુરૂકે દેહ નાંહી, તેરો હરિ તુંજ માંહી,
દુર દુર દેખે કાંહી, તાંહી શુદ્ધ બિચાર હે.
અષ્ટાદશ ચૌદ ચાર, તેરો રૂપ ખરટપાર,
નિશાં કરી નીરધાર, સત ગુરૂ પ્યારે હે:
જીનુંને કહ્યો હે ભેદ, પોંચે નહી વાણી વેદ.
જગત ભયો ઉછેદ, સ્વરૂપ સંભારે હે,
નામ રૂપ બહુ ભયે, ચૌદ લોક માયા રહે;
દાસ રતન એમ કહે, આતમા સો ન્યારો હે. ૨૧

આત્મલક્ષ આયો, સો તો મુવો નહી જાયો.
સતગુરૂ સમ કહાયો, લક્ષ પ્રપચસેં પાર હૈ;
માયાકા અનંત રૂપ ઋષીમુની સુર ભૂપ,
છે આતમા અરૂપ, સબ રૂપકો આધાર હૈ.

નીરાધાર આપ વાકો, નહી પૂન્ય પાપ જાકો;
તેને નહી થાપ ઉથાપ, વસ્તુ શરાહીકો સાર હૈ,
અલખ કો નાંહી લેખ, ઘટ ઘટ એહી પેખ.
દાસ રતન દેખ, સરૂપ બાવનસે બાર હૈ. ૨૨

બાવનસે બાર વાકો, કોહુ ન લે પાર જાકો.
એહી અગમ અપાર, કોહુ વીરલા જાને વાપકું;
આપે આપ દુજો નાંહી, ચોદ ભુવનની માંહી;
ઘટ ઘટ દરશાહી, ગુરૂકા પ્રતાપસુ.
વસ્તુ રુપ ભયો, સો તો આયો નહી ગયો,
એસે જથારથ રહ્યો દેહ મૃગજળ માપકુ;
એહી અવિનાશ, સો તો સબળે પ્રકાશ.
એસે કહે રતનદાસ, એ તો આપ જાને આપકું. ૨૩

આપકો સ્વરૂપ આપ. દુજો નાંહી વાકે માપ,
ના હવે ઉથાપ થાપ, એહી નીરાકાર હૈ;
આકાર માયાકો રુપ, આત્મા દાનવ માનવ ભૂપ,
દેહ ભાવે જે સ્વરૂપ, એહી સાકાર હૈ.

દેહ ભાવે સબ કહે, ચૈતન ભાવ એક રહે,
અનુભવી એસે લહે, જાકું સુદ્ધ બીચાર હે;
સતગુરૂ કહ્યા લક્ષ, વાપે નહી કોહુ પક્ષ,
કહે દાસ રતન, નરપક્ષ નીરાધાર હે. ૨૪

અખંડ અજોની સદા, જન્મ જોની ના એકદા,
કાર્ય કારણ વીણુ જુદા, આતમા ઉજારો હે;
મન વાણી પોંચે નાહી, ન્યારો મીલ્યો કહે કાંઇ,
રૂપમાં અરૂપ શાઇ, સબહીંકુ ન્યારો હે.

રૂપકો વિસ્તાર માયા, પંચભૂત ભઇ કાયા,
દેહ ભાવે જુવા જાયા, માયાકો પસારો હે;
આત્મકું આત્મ લહે, સતગુરૂ સંત કહે.
દાસ રતન ગ્રહે, એહી રુપ તારો હે, ૨૫

  

# શ્રી ગુરૂમહીમા.

પદ—૨

નમો ગુરૂદેવ જીનું ગોવીંદ બતાએ હે,
પાખંડ પ્રપંચ મેટી ઠીકહી ઠેરાએ હે;
શબ્દબાણુ શમ પાખંડ જઘડો મચાયો હે,
કામ ક્રોધ લોભ મોહ મારકે હટાયો હે.

સંશય ગાંઠ છોડી, પ્રભુ સ્વર્ગ સમજાયો હે,
પંથ હીકો પાર માન્યો, નીજ ઘર લાયો હે;
એસે ગુરૂ આત્મારામ આનંદ વધાયો હે,
દાસ રતનહીંકો, ચરણુનમેં લાયો હે. ૧

ચરનકી રહે ઓટ, કોહુકી ન લાગે ચોટ,
હરિહરિ અબ ભયા અસ્થુળ અનંત કોટીમાયા;
બાદલકી છાયા, એસી જાનો કાયા,
ભાળ કછુ લાગે નહી ખોટ છેક દીયો માયામોટ.

પારસ વેપાર દીઓ, કછુએ ન આવે ખોટ,
લોહાકો તો લેશ નાંહી, કંચનકો ભયો કોટ;
એસે ગુરૂ આત્મારામ, સમજાયો નીજ નામ,
દાસ રતનહીંકો, ભયો હે પુરન કામ. ૨

સમજાઈ સાન ગુરુ વેશ બટારે હે,
જમ જરા રોગ ભય, કાલકું નીવારે હે;
આત્મસ્વરુપ દીયો, રૂપ મીથ્યા ધારે હે,
રામે રામ ભયો જબ, સળંગ સંભારે હે.

તન તાપ બુઝી ગયો. અષ્ટ અંગ ઠારે હે,
તુંહી તુંહી ભયો જબ, હુંઇ પદ હારે હે;
એસે ગુરુ આત્મારામ, ભવજળ તારે હે,
દાસ રતનહીંકો અધમ ઓધારે હે. ૩

ગુરુ કે ચરન રહ્યા, અધમ સાથે જમ ભયો,
દુષિતો દિપત ભાગ ગયો, એકહી ઓચારે હે;
જયાં જયાં દેખું ત્યાં ત્યાં સોઇ, દુજો દ્રષ્ટ નાવે કોઇ,
જળ સ્થળ સબ જોઇ, એકહી દીદારે હે.

શ્યામ સફેદ રકત નાંહી, લીલપીત કેશે કાંઈ,
અજબ વર્ણન કહ્યુ, કહ્યો નહી જાયે હે;
સુન ધૂન ઉન પુન, સમજે સો સંત જન,
દાસ રતન, ગુરૂચરણોમેં આયે હે. ૪

ચરણુ પ્રતાપ, સબ મટયો હે સંતાપ,
અબ કછુ ન રહ્યો આપ, સુદ્ધ બિચારે હે;
નરનારી શોભા સારી, એહી સબ માયા જારી,
દેખ્યો હે વિચારી, ગુરુ સબહિંસે ન્યારો હે.

તરનતારન એસે, સમુદ્રમેં જહાજ જૈસે,
ઉત્તમ મધ્યમ સબ, પાર ઉતારે હે;
સંત સંગ નાવ, જાકે બૈઠનેકો ભાવ,
સોઈ અભયપદ પાવ, દાસ રતન પોકારે હે ૫

દેવનકે દેવ, ગુરુ ચરણોંકી સેવ,
પાઈએ પદઅભય એવ, જાસે હરિહરિ હોત હે;
ઝાડ પશાળ આદે કરી, પશુ પંખિ સબ હરિ,
છોટે મોટે દીપ જેસે, સર્વ એક જયોત હે.

જયોતમાંહિ જયોત મળી, જેસે લૂણ પાની ગળી,
ભ્રમ ભ્રમ રહ્યા મલી, પીછે માયા રોત હે;
દેહી મિથ્યા જાને, સોઈ માયા કેસે માને ?
કહે દાસ રતન. યાકો ગુરુકૃપા હોત હે. ૬

ગુરુજ્ઞાન ઉદય ભયો, અજ્ઞાન તિમીર ગયો,
જેસે રવિ પ્રકટે, રજનિ ટળી જાત હે;
ભયો હે પ્રકાશ જબ, દેખ્યા અવિનાશી તબ,
રચ્યો ચૌદલોક રાસ, લીલા કાન્હ ગોપી ગાત હે.

આનંદ ભયો હે મન, કૃપા કીધી સંતજન,
સતગુરુ ધન્ય ધન્ય, મીલે બડી બાત હે;
પરમ દયાળ ગુરુ, તોડી માયાકી જાળ,
અબ નિકાર્યો હે બહાર, દાસ રતન રળીયાત હે. ૭

કહે ગુરુ સુન શિષ્ય, આનંદ અદ્વૈત દેશ,
માયાકો ન લાગે લેશ, ન્યારો ન્યારો રે'ત હે;
સમજ તો સરે કાજ, તીન લોક તેરો રાજ,
તેરો રૂપ ભુલ્યો આજ, જીવ જીવ કે'ત હે.

જીવ નાહિં તેરો નામ, રોમે રોમે રહ્યો રામ,
ભૂલી ગયો તેરો ધામ, દેહ સંગ રે'ત હે;
દેહકી ન રાખે આશ, નિજ ધામ તેરો વાસ,
સમજ સમજ રતનદાસ, ઐસે ગુરુ કહેત હે. ૮

સમજ ગુરુકી શાન, તેરો રૂપ તુંહિ જાન,
મન કમ સત્ય માને, તેરો તું જમાઈ હે;
સમજે તો હોવે સુખ, સતગુરુ કહે મુખ,
બાવન બારે અલખ, લખ્યો નહિ જાય હે.

જાત ભાત કછુ નાહિં, રૂપ રંગ કેસે કાંહી;
જૈસે દર્પણમાંહિ, દરશ દિખાયો હે,
સમજ તુંહી રતનદાસ, ગુરૂ પુરે તેરી આસ,
શબ્દ ભર્યો આકાશ, વહાં ભૂમિ નાહિં હે. ૯

ચૈતન્ય એસે જાનો દેહ ભાવ મત આનો,
આત્મ અરૂપી માનો, દેહી ભોમિ રૂપ હે;
દેહ સંગે માયા રહી, ભૂલી ગયા ભૂપ કંઇ,
અંધ! કછુ જાણ્યો નહિ, માયા બડો કૂપ હે.

સતગુરુ કર સ્હાયા, સોઇ નર બ્હાર આયા,
બ્રહ્મદશા શીતળ છાયા, માયા બડી ધૂપ હે;
ગુરુકે ચરણ વાસ, માયા ધૂપ હોય નાશ,
સમજ તું હિ રતનદાસ, ઓહી ભી અનુપ હે. ૧૦

અનુપ હુય સત્સંગ, જાસે ગીરે વાસના લિંગ,
શબ્દકો ચઢે રંગ, ભજન ભરપુર હે;
કામ ક્રોધ લોભ મોહ, સ્તુતિ નિંદા ને દ્રોહ,
આવરણ અચલ સો, દુર ભત દુર હે.

મેરી તેરી મિટે સબ. સતગુરૂ ભેટે જબ,
આનંદ ભયો હે અબ, દિન દિન નૂર હે;
જ્ઞાનકો ભયો પ્રકાશ, અજ્ઞાનકો હોવે નાશ.
યે સમજ રતનદાસ, દેહી આકા તૂર હે. ૧૧

આકા તૂર ઉડી જાય, એસો દેહ તેરો નાંય,
સમજી લે મનમાંહિ, જેસે ઓશ નીર હે;
ઉન્હસે મિટે ન પ્યાસ, બાંધ્યો કેસે રહે બરાસ,
આદિ અંત હોવે નાશ, એસે તો શરીર હે.

આત્મા અખંડ રહ્યો, સો તો નહીં આયો ગયો,
સમજ તું સુખ ભયો, જાકે હૃદય ધીર હે;
જીન પાયો રામ ધન. વાકો ભયો નિર્મલ મન,
કહે એમ દાસ રતન, સતગુરૂ સુખ શિર હે. ૧૨

ગુરૂસે ગોવીંદ પાએ. અબ કછુ દુર નાંહિ,
મેરા જબ દેખ્યા માંહી, ગુરૂ કે પ્રતાપસે;

ચૈદ લવારથામ રહ્યો, રોમે રોમે રામ ભયો,
મીથ્યારૂપ નામ જબ, આપ ગયો આપસે.

સતગુરૂ કીધી મેર, અબ નાંહી પ્રીતી વેર,
દુનીઆકો દીયો ઝેર, અદ્વૈતકો થાપસે;
ઉથાપન હોવે ઓહી, ઘટ ઘટ રહ્યો સોહી,
દાસ રતન જોઇ, આત્મ અદાપસે. ૧૩

આત્મસ્વરૂપ એસે, ગગનમાંહી શબ્દ જેસે,
સોહી કહ્યો જાય કૈસે, કહેવા ગીવા નાહી હે;
લીજે સતગુરૂ સાન, પીજે હરિરસ પાન.
આત્મકો તો એહી ધ્યાન, સો તો નેનું માહી હે.

દુર દુર દેખે કાંહી, દુર કછુ હે નાંહી,
જેસે રવી દુર દીસે, ચશમોકો માંહી હે:
સમજ રતનદાસ, એસે હરી તોરી પાસ,
શબ્દ પ્રકાશ ગુરુ, ઠીક ઠેરાહી હય. ૧૪

ગુરૂસે ગોવીંદ ભયે, ગોવીંદસે ગુરૂ રહે,
સો તો નહી આયે ગયે, ઓહી નીજ ધામ હે;
અકલ અવીનાશ, જડ ચઇતન્ય વાસ,
કોઇ દેખે નીજદાસ, જાકો આનંદ આઠો જામહે

જીને પાયો સતસંગ, ફુલી રહ્યો આઠો અંગ,
ગળી ગયો વાસ્નાલીંગ, જાકે હ્રદય રહ્યો નામ હે.

૧, ફું. ૨.

હરી દાસન કે દાસ, ગુરૂ ચરણોંકી આસ,
એસે કહે રતનદાસ, મેરા ગુરુ આત્મારામ હે. ૧૫

ગુરૂકા મહીમા અપાર, સતસંગ અનીસાર,
પંથહીકો આન્યો પાર, નિજ ઘર વાસ હે;
જેસે રહીં રાજાકી રાની, સોહી કેસે ભરે પાની,
પીયાજીકે મન માની, આનંદ વિલાસ હે.

એસે હરિજન જાકો ભયો નિજ મન,
સતગુરૂ ધન ધન, જીન શબ્દ પ્રકાશ હે;
વાસે માન્યો મેરો મન, અબ નાંહી પાપ પુન્ય,
કહે એમ દાસ રતન, ગુરૂ ચરણોકી આશ હે. ૧૬



## બ્રહ્મવિલાસ



પદ–૩.

અનુપત ગાઉં ગુરૂ ગોવિંદ, ઉપજે જેહ થકી આનંદ;
શારદા સરસ્વતી કર સાહ્ય, ઉઘાડો વાણી તણા ભંડાર.

પુરો માતા! અણુછતાની આશ, પૂરણ થાય બ્રહ્મ-વિલાસ;
કૃપા કરો સતગુરૂ સુજાણ, છુટે જેમ લક્ષ્યચોરાશી ખાણ.

રાખો મોહે ચરણુની રજ માંહે, અડસઠ તીર્થ ચણું પસાય;
કહે ગુરૂ ' સાંભળ શિષ્ય વિચાર, કીજે સત્સંગ અનુપમ સાર.

ઉપજે જ્ઞાન વૈરાગ્ય સંજોગ, મિટે યમભય ચોર્યાશી રોગ;
નિરોગી મન રહે નિર્વાણુ; એમ છુટે લાખ ચોર્યાશી ખાણુ.

હરિગુરૂ સંતના રહીએ દાસ, મીટે જન્મ મરણુ ગર્ભવાસ;
પ્રકટે જ્ઞાન રવિ પ્રકાશ, અજ્ઞાન તિમીર પામે ત્રાસ.

બાહેર ભીતર દીસે રામ, નિર્ભય થઇ રહીએ નિજધામ;
મહિમા સત્સંગનો સોય, સાંભળ શિષ્ય કહું છું તોય.

કહે શિષ્ય ચરણે નામિ શિશ, જાણું કેમ જગતમાં જગદીશ;
નામ ને રૂપ દિસે અનેક, કહો ગુરૂ! કેમ જાણું એક!

માયા બ્રહ્મ હોય બરાબર ખેલ, જાણું ઉપજાણું કેમ તેલ;
બેઉનું બળ દિસે અપાર, કહીએ કોની જીત કોની હાર?

ભુવન ત્રણયમાં છે ભરપુર, નિકટ કોણુ કેવાણુ દૂર!
ચારો યુગ પ્રસંગ ચાલ્યો જાય, અધિક ન્યૂન તે કેમ કહેવાય!

દિસે માયા પંચ વરણુ, નિલ પીત શ્યામ સફેદ અરૂણુ;
છઠ્ઠુ નિશાન કહો ગુરુ મોય, સાત પાતાલ બ્રહ્માંડે સોય.

અકળ કળ્યો તે નવ જાએ, ભર્યો ભરપુર નવ ખંડ માંહ્યે;
ન જાણું તેહ તણો કાંઇ મર્મ, દિસે રૂપ માયા કહું કે બ્રમ.

મુંઝાણો તેમાં હું મહારાજ, કહો ગુરુ કુપા કરીને આજ;
બોલ્યા ગુરુ વચન શુદ્ધ વિચાર, સાંભળ શિષ્ય કહું નિરધાર.

વિલસ્યો અનંત રૂપે એક, સમજી એમ રહેવું છે છેક;
અરૂપી આપ માયાના રૂપ, થયાં એક રંક એક ભૂપ.

જુગલ રૂપ માયા થઈ જોડ, હસીને મન હરે સુખ મોડ.
કિયો વિલાસ માયા બ્રહ્મ હોય, આદિ અંત મધ્યે બ્રહ્મ સોય;

કિયા તીન ગુન, દિયા ઉપદેશ, બ્રહ્મા વિષ્ણુ ને મહેશ.
કરો તમે ત્રિગુણ માયા વિલાસ, અવનિ રૂપ અરૂપી આકાશ.

બાંધી મર્યાદ કીયા ચાર વેદ, નિર્ગુણ ન્યારો રહે બ્રહ્મ ભેદ;
મર્યાદા વેદ તણી અપાર, બંધન કીયા સહુ સંસાર.

પંચમહાભૂત ઉત્પન્ન કીયો એજ, વળી આકાશ મહિ ઉપર તેજ;
બાંધ્યો દેહ પંચ મળીને સાર, છઠો માંહિ આપે બોલણહાર.

રહ્યો નખશિખ લગી ભરપુર, અકળ કળ્યો નવ જાય જરૂર;
અકળ સ્વરૂપ અકળ છે વાત, કીયા સાત દ્વિપ સમુદ્ર સાત.

સાત પાતાલ કીયા સાત લોક, રચ્યો મધ્ય મેરૂ મોટો થોક.
કીયા ગિરિ પર્વત કુળ આઠ, સુંદીર શોભે માયાનો ઠાઠ

રચના કરી માયા બહુ રંગ, નિરખત કુસત આઠો અંગ,
કીયા નવ ખંડ અનુપમ સાર, વાણી વેદ તણો વીસતાર.

તેથીજ મારો દીસે નિરંજનનાથ, જાણવા લઈએ સંતોનો સાથ,
દશે દિશામાં કીયા દીગપાલ, ધરા રહી અવિનાશી આધાર.

એકાદશા આનંદ અતિ વિશેક, દશે રૂપ અનુભવને એક,
ન જાણ્યો આચાર ન જાણ્યો વિવેક, સમજી એમ રહ્યા છે છેક.

દ્વાદશ પ્રવનં ગરૂ ષટ્દશાશ, સમરણુ કરતે હોય પ્રકાશ,
દીસે અદ્વૈત આત્મારામ, ભર્યો ભરપુર ઠાલો નહી ઠામ.

તે રસ પીયે વિરલા સંત, જાણ્યો જેણે સળંગ આત્મતંત,
ત્યાં નહી ચૌદ વિદ્યાનું કામ, ચીન્યો જબ અખંડ આત્મારામ.

ભણે ચૌદ વિદ્યા ને ચારે વેદ, છુટે નહી બંધન વીધિ નીષેધ,
અહુ નર પનર કીયા હદ કાંઈ, અસ્થુળ અનંતે અવની માંહી.

પશુ પંખી જળ સ્થળમાં જેહ, હે નર પનર નાસુ દેહ,
છુપો નાંહી સોળ કલા ઘનશ્યામ, અકળ અછેદ અરૂપી નામ.

સંતો ધમ ચાહે છેક, સાહેબ સળંગ સુતર એક;
ન જાણે મર્મ મોટા ભૂપાલ, વલશ્યો વનમાં ભાર અઢાર.

નથી કાંઈ કેવાને ઉગનીશ, રહો જુ જતન વીશવા વીશ,
વિશ્વનું જીવન તે જગદીશ, અવીગત જ્યારે રહો એકવીશ.

બાવીસે બહુ કીયો વિસ્તાર, જળ સ્થળ જીવ અનંત અપાર,
ઉંચ નીચ ઠેરાવી જાત અઢાર, મુઝાણો તેમાં સહુ સંસાર.

જાત ને ભાત નર નારી દોય, વિચારે વાત વીરલા કોય,
સ્થાવર જંગમ વેદ વિચાર, ચોરાશી લાખ કીયા અવતાર.

દાનવ દેવ માનવ મધ્ય, કીયો વિલાસ ઉપનીષધ્ય,
ઉત્તમ મધ્યમ બહુ પ્રકાર, જ્યાં જ્યાં જોઉ રૂપ દીસે નરનાર.

૬૨ તત્વ ચોવીશ, બાંધ્યા પંચવીશ,
બોલે છવીશમો આત્મારામ, સહુથી ન્યારો રહ્યો નીજ ઠામ.

છુટે જોર દેહ અવધ થાયે, અવીગત આચેનકા જાય,
જેમનો તેમ રહ્યો ભરપૂર, જાય થાય બાહલે દેહ જરૂર.

અખંડ ખંડન માંહો જોડ, અવની ઉપર લાખ કરોડ,
કેતાક રમે જળમાં જંત, કેટલા ઉડે આકાશે અનંત.

કેતાક લોભી કીટ પતંગ, કેતાક વૃક્ષ રમે છે વન,
કેતાક રમે પશુ તમ જોય, કેતાક માનવ રમે શોય.

કેતાક રાક્ષસ રમે ભૂપાલ, કેતાક ભૂત પ્રેત વૈતાલ,
કેતાક દેવ રમે દયાલ, કરવા પૃથ્વીની પ્રતીપાલ.

કેતાક રમે પૂર્વજનો દેશ, સરવે માયા કેરા વેશ,
રમે સંત માયા બ્રહ્મ વિલાસ, જળમાં જેમ કમળ નીવાસ.

રહ્યા છે અચળ કેરી ઓટ, ન લાગે જેમ કાળની ચોટ,
અચળ સદા એ અવીનાશ, સાંભળ શીષ્ય માયાનો નાશ.

નિરંજન ચોથે નિરાકાર, અખંડજીત ખંડનહાર,
માયા બ્રહ્મ પ્રેમ દીસે હજુર, અવીગત નીકટ અજા દૂર.

કહું સુત 'સમજાવીને' તોય, માયાના રૂપ નરનારી હોય,
ચૈતન્યપુર સદ ચિદ્ ઘનશ્યામ, સઘળે વ્યાપક આત્મારામ

રચ્યો સચરાચર સકળ સૃષ્ટ્ય, અખીલ મોહ માયા ૧.
સાંભળ શિષ્ય કહું ઉપાય, જે પદ પામે સંત પમાય.

સકળ તીર્થ મહીમા અપાર, જપ તપ સાધન જોગ વિચાર,
જગન જાગ કરે વિવેક, હવન હોમ વીધી વિવેક.

દાન પુન્ય આચરે વ્રત અપાર, પાળે નીમ દેવ દર્શન ઓર માળ,
મીટે નહી મન માયાનો ડોળ, નાવે તે સત સંગતને તોલ.

જાણે ચૌદ વિદ્યા ને ચારે વેદ, છુટે નહીં બંધન વીધી નિશેધ,
અનુભવ અદવીત ગીતા જ્ઞાન, વીરલા સત સમજે કોઈ સાન.

આણી આવરણ કેરો અંત, સમજી શાસ્ત્ર મત વેદાંત,
સેવક સમજી મહીમા સાર, વાચક વેદ તણો વીચાર.

કહે કર જોડી ગુરૂને શિષ્ય, ગુરૂ નિવાસ રહું કોણ દેશ!
ધારૂં તે કોણ ધણી નીરધાર? આભુષણ શું પેરૂં શણગાર!

જાચું કો આગળ કરી આશ! રહું ઘર કોણ કરીને નિવાસ!
દીપક પ્રગટ કોન પ્રકાશ! અહે નીશ કેમ રહે અજવાસ!

રહે મન કોણ દીશા ઉમંગ! મીટે કેમ શોક નાવે સંગ!
માર્ગ કોણ ચાલવું કઈ ગત? ઝાડ પહાડ અટક અનંત.

ગિરિ ઘણું વિષમ દીસે વાટ, કહો ગુરુ કેમ પહોંચું નીજ ઘાટ?
કહે ગુરૂ દ્રઢ રાખ વિશ્વાસ, નીરભય પદ દીજે વિલાસ.

મીટાવી મન માયાના ફંદ, અદ્વૈત દેશ રહો આનંદ,
દીજે ધણી સોમ અખંડ અજીત, સદા રહે મોહ માયા વરજીત.

...હાગણ શીરોમણ નાર, અખંડ સોહાગણ સોહી સણગાર,
જાચીએ સ્વામીને સનમુખ, માગીએ સતસંગનાં સુખ.

નિવાસે રહીએ ઘર સંતોષ, અખુટ દ્રવ્ય તારૂં ત્રિલોક,
જ્ઞાન રવી દીપક મંદીર માંહ્ય, પ્રગટયો ઉદય અસ્ત ન થાય.

સતગુરૂ શબ્દ ને પ્રકાશ, અહોનીશ એમ રહે અજવાસ,
આણી અનુભવ કીજે સતસંગ, મહા નદી સમાન રહે ઉમંગ.

શુદ્ધ વિચારે શોક સમાય, પ્રગટ પાછો કયારે નવ થાય,
માર્ગ વિહંગનો અનીસાર, ઝાડ પહાડ અટકે નહી લગાર.

અનુભવી અનલ કેરી ગત, અટકે તે કેમ આકાશવત્!
માયા મેરૂ સ્થંભ ગિરિ ગુણતન, પ્રપંચ સઘળા દીસે વન.

અનુભવી ઉપર ચાલ્યા જાય, અનલ ગતિ તે એમ ઓળખાય.
કહે ગુરૂ વચન સાંભળ શિષ્ય, અકળ અનુભવીનો એ દેશ.

જે જન સમજે બ્રમ્હવિલાસ, જાય તેનાં પડળ, થાય પ્રકાશ,
આત્મારામ ગુરૂ ઉપદેશ, કૃપા કરી સમજાવ્યો શેશ.

રચના સમજી વાત વિવેક, સ્થૂળ અનંત અવીગત એક,
સર્વંત ઓગણીસો એક માંય, બ્રમ્હવિલાસ કીયો ગુરૂ કૃપાય.

શ્રાવણ માસ કૃષ્ણ પક્ષ સાર, શીયળ સપ્તમી ને સોમવાર,
પૂરણ કીયો બ્રમ્હવિલાસ, કહે કર જોડીને રતનદાસ.

અહી નિજ નામ કરે વિલાસ, ટલે દુશ્મન, મલે અવીનાશ,
આત્મારામ ગુરૂ કૃપાની આશ, પુરણ કીયો બ્રમ્હવિલાસ.



રાગ રામગરી. પદ—૪.

મોરલીનાદ અગાધ છે, ઉનસે ધુન લાગી,
સાંભળતાં શુદ્ધ બીસરી, મન થીયાં રે વેરાગી.—મોરલી.

મોરલી નાદ સોહામણો, મોહન મુખ છાજે,
ચોદ લોક સઘળે સુણી, શબ્દ ગગનમાં ગાજે.—મોરલી.

નાગ પન્નગ સુણી સ્થીર થયા, તે ડગે નહી ડોલે,
પશુ પંખી મૃગ હંસલા, કોઇ ચાંચ ન ખોલે.—મોરલી.

ધ્યાન તજ્યા તપસી ઋષિ, શબ્દ સાંભળી કાને,
દાનવ માનવ દેવતા, સ્થીર થયા રે વેમાને.—મોરલી.

વછ બાલક ધાવે નહી, શુદ્ધ દેહકી ભુલ્યાં,
તારા મંડળ સ્થીર થયું, વન અનુપમ ફુલ્યાં.—મોરલી.

જળ જમુનાનાં સ્થીર રહ્યાં, તે રતી નવ ચાલે,
વ્રજનારી સરવે જોઇ રહી, વેણું વાઇ નંદલાલે.—મોરલી.

એક સુરત ચોદ લોકની, મોરલીને નાદે,
વ્યાપક રૂપે શ્રી કૃષ્ણજી, હરિ આપ અનાદે.—મોરલી.

શોભા સુંદીર શ્યામની, મુખ વરણી નવ જાયે,
દાસરતન રસ કામની, વ્રહમાં વ્યાકુળ થાયે.—મોરલી.



રાગ એજ. પદ-૫

આજ રમણી માહા વનમાં, વાહે મોરલી વાઈ,
સાંભળતાં મન સ્થીર થયું, ચિત્ત રહ્યાં રે લોભાઈ.—આજ.

મોરલી કેરા નાદમાં, ઝબકીને રે જાગી,
પ્રેમ મગન થઈ પ્રેમમાં, નિદ્રા સરવે ત્યાગી.—આજ.

કામ ન સૂઝે કામની, ભુલી ભામની ભાળ,
લગની લાગી હરી નામની, ભુલી ગઈ ભરથાર.—આજ.

મોહન મળવા મન થયું, તેથી રહ્યું નવ જાય,
આતુરતા અબળા કરે, જાવા મહા વન માંહ્ય.—આજ.

અવળાં આભરણ પહેરીયાં, અણુશોભીતા શણુગાર,
દેહ દશા ભુલી ગયાં, મનમાં વસ્યા રે મોરાર.—આજ.

જે જેમ તે તેમ ચાલીયાં, નહી કોઈ કોને સંગ,
પ્રેમાતુર થઈ પ્રેમદા, રમવાને રાસ રંગ.—આજ.

તરુ ભુવન વન સંચર્યાં, મન મોહન માટે,
માનુનીઓ મળી આવીયાં, બંશી વટ ત્રટ ઘાટે.—આજ.

શ્રીકૃષ્ણ લીલા કરે નીત નવી, શરદ પુનેમની રાતે,
દાસ રતન શું કહે કવિ, વરણી જાય નહી વાતે.—આજ.



રાગ એજ. પદ–૬

યથારથ કહું જામની, અટ માસની ધારી,
શ્રીકૃષ્ણ સંગાથે કામની, લેતાં હરી હરી તાળી.–યથારથ.

મંડલ ભરીયા માનુની, મધુરે સુર ગાવે,
સોળે આભૂષણો અંગ ધર્યાં, શોભા વરણી ન જાએ.–યથારથ.

વૃંદ વૃંદ થઇ ગોપકા, મધ્યે શ્રીકૃષ્ણ બીરાજે,
શોભા મુખથી શું કહું, દેખી દામની લાજે.–યથારથ.

કોટ કલા રવી કૃષ્ણજી, સખીઓ કીરણ શોભે,
તેત્રીશ કોડ દેવતા, બ્રમ્હા શિવ મન લોભે.–યથારથ.

અદ્ધર ગોવંધન કર ધર્યો, સંગે ગોપી ગોવાળ,
નંદકુંવરે લીલા કરી, શ્રી હરિ ચરિત્ર અપાર.–યથારથ.

જમુનાં તટ જુવતી મલી, મોરલીને નાદે,
કલ્પયા ન જાએ કૃષ્ણજી, શ્રીહરિ અકળ છે આદે.–યથારથ.

શોભા ચઉદે લોકની, વર્ણવે અઢારે પુરાણ,
અકળ શોભા શ્રીકૃષ્ણજી, કવિ કેમ કરે રે વખાણ.–યથારથ

સદા એ નીરગુણ નાથજી, સંતો સગુણ કહાવે,
દાસ રતન રસપ્રેમમાં, ગોપી લાડ લડાવે.–યથારથ.

  

રાગ એજ. પદ—૭.

શરદની રાત સોહામણી, પૂરણ પુનમ ચંદે,
વંદ્રાવન રળીઆમણું, રચ્યો રાસ ગોવિંદે.-શરદ.

પ્રેમાતુર થઇ પ્રેમદા, રમવા શ્યામ સંગાથે,
ભુવન તજાવ્યાં ભૂધરે, આવ્યાં મધ રાતે.-શરદ.

મંડપ રચીયો માનુની, ગોપી ઉર આનંદે,
મનના મનોરથ જેહના, પૂર્યા પૂર્ણાનંદે.-શરદ.

મોરલી નાદ સોહામણો, મધુરે સુર ગાવે,
સ્વર્ગ લોકના દેવતા, સરવે જોવા આવે.-શરદ.

કોકીલા સુર કામની, શ્રીહરિ હંસ સમાન,
શબ્દ મનોહર ઉચ્ચરે, સ્થંભ્યાં ગગન વીમાન.-શરદ.

ગોપી ગોવિંદ રસ રૂપ છે, એક એકની આશે,
હું ને મારૂં-વરજે થયું, રમતં રાસ વીલાસે.-શરદ.

નીરખી લીલા નંદલાલની, ગોપી પ્રેમ અતોલે,
પુષ્પ વીમાને દેવતા, જય જય શબ્દ બોલે.-શરદ.

આનંદ વાધ્યો અંગમાં, કૃષ્ણજી રંગભીના,
દાસ રતન રસ કામની, હરિ રૂપ લે લીના.-શરદ.



રાગ એજ. પદ—૮.

આજ આનંદ અભિનવો, સુણો સરવે સાહેલી,
કરૂણાનિધ કહે કામની, રમો મરજાદ મેલી.—આજ.

અમે તમે મુખ ઓચરો, ધરો લજ્જા અમારી,
અંતર પડદો એજ છે, રસ રીત છે ન્યારી.—આજ.

કર જોડી કહે કામની, અમે અબળા નારી,
તમે ત્રિભુવન શ્યામ છો, અમે દાસી તમારી.—આજ.

અમે તમે તે કેમ ટલે, કેમ કરી રસ જામે,
સુંદીર વર સમજાવીએ, સખીઉ શીર નામે.—આજ.

કૃષ્ણજી કહે કામની, પ્રીતની રીત ન્યારી,
પ્રીત પરાણે નહી નભે, જુવો મન વીચારી.—આજ.

વેદ મરજાદા વેદમાં, ભેદ વેદથી ન્યારો,
અમે તમે ત્યારે ટલે, જયારે હું પદ હારો.—આજ.

ખટરસ દીસે જુજવા, તે તો રૂપને નામે,
મહા રસ માણો માનુની, હૃદયે રસ જામે—આજ.

વચન સુણી નંદલાલનાં, હૃદયે રામા હરખી,
દાસ રતન શોભા શ્યામની, નયણાં ભરી નીરખી.—આજ.

  

રાગ એજ. પદ — ૯.

વચન તમારાં વીઠલા, અમે હૃદયે ધરીએ,
પ્રગટ તમોને પ્રીછીએ, બીજાને શું કરીએ ?—વચન.

પ્રાણજીવન છો પ્રાણના, સરવેના જાણો;
અરજ અમારી એટલી, અમને પ્રેમ પ્રમાણો.—વચન.

કોમળ વચને કામની, બોલ્યાં પ્રાણ પ્યારી,
વીઠલ વર તમને વર્યાં, અમને આશ તમારી.—વચન.

હસીને હરિ ઓચર્યાં, અબળાઓ ધન ધન,
ભુવન તજીને આવીઆં, અધ રાતે મહા વન.—વચન.

પ્રીત તમારી પ્રેમદા, છુપી નવ રહે છાની,
અમે તમે નથી જુજવા, વચન લેજો માની.—વચન.

વચન કહ્યાં તે સાંભળ્યાં, મન આનંદ આણી,
હેત દેખા હૈડે ભીડયાં, નયણે પ્રેમનાં પાણી.—વચન.

રસ રૂપે થઈને રમ્યાં, સખી શ્યામ સંગાથે,
રાસ રસીક રસ ઉલટીઓ, શરદ પુનમની રાતે.—વચન.

માન તજીને માનની, નામ રૂપથી ટલીઆં,
દાસ રતન દુનીયાં ટલી, સીંધુ સરીતા ભરીઆં.—વચન.

  

## રાગ એજ.—પદ ૧૦.

રમત માંડી રસ રૂપની, ખેલે કાન ગોવાલા,
ઘટ ઘટ સામા શ્રીકૃષ્ણજી, રમે વ્રજ બાલા.–રમત.

અંગો અંગ રંગ રેલ છે, રચ્યો ખેલ ચોધારો.
સદા નિરવીશ નાથજી, ગોપી પ્રેમ પસારો.–રમત.

પ્રેમમાં નેમ આવે નહી, નહી કરણી ને રેણી,
રસ રૂપે નંદલાલ છે, માણે મૃગાનેણી.–રમત.

કોઇ કોને દેખે નહી, ગોપી ગનનાકારે,
રીત જાણી રસ રૂપની, બોલે બાવન બારે.–રમત.

ગગન મગન થઇ ગોપીકા, ઘેરા શબ્દ બોલે,
નીરભય કીધા નાથજી, મનડાં નવ ડોલે.–રમત.

જે મનમાં હતું તે થયું, આજ આનંદ રેલ્યાં,
વેણું સુણીને નીસર્યાં, ભલે ભવન મેલ્યાં.–રમત.

કરૂણાનિધિ કરૂણા કરી, અભય પદ દીધાં,
રાસ વિલાસે ગોપીકા, પૂરણ રસ પીધા.–રમત.

સગુણ સુંદર શ્યામ છો, નિર્ગુણ હૃદયા માંહી,
દાસ રતન રસ રૂપમાં, કહેવા ન રહ્યું કાંઇ.–રમત.

  

રાગ એજ.—પદ ૧૧.

રજની વીતી રમતાં સખી, સુંદર શ્યામ સંગાથે,
માયા પ્રકાશી મોહને, પ્રગટયા પરભાતે.—રજની.

ભાવ ભવનનો પ્રગટીઓ, રજની રહી થોડી,
કૃષ્ણજી સનમુખ કામની, ઉભી કર જોડી.—રજની.

શીખ માગું અમે શામળા, ઘરે કામ ઘણેરાં,
સાસુ નણદી પુછશે, કેમ આવ્યાં અસૂરાં.—રજની.

અમે કુળવંતી કામની, ઘરે બાળકો રોશે,
ભવન અમારે ભૂધરા, ધેનુ કોણ દોશે?—રજની.

વેણું વાયું છે વીઠલા, શી ગત અમારી?
લોક કુરીજન દોહ્યલાં, માનો કુંજબીહારી.—રજની.

દીન વચન મુખ ઓચર્યાં, હરિ હૃદયમાં ધરીઆ,
શીખ માગીને માનુની, મંદીર પરવરીઆં.—રજની.

રજની રમ્યાં ખટમાસની, અતી મહાસુખ માણ્યાં,
મંદીર પધાર્યાં માનુની, કોણે નવ જાણ્યાં.—રજની.

ભવન પોતાને ભામની, આવ્યાં આશ સમેણાં,
સાસુ કહે વહુ સાંભળો, ઉઠો વાયાં વેણાં.—રજની.

વચન સાસુનાં સાંભળી, ઉઠયાં આનંદ ભરીયાં,
ભય મનમાં હતો તે ટળ્યો, જઈને ચરણે વળીયાં.—રજની.

અકલ ગત ગોવિંદની, તે કોણે નવ જાણી,
દાસ રતન રસ રાસમાં, ગોપી સરવે પાણી.—રજની.



### રાગ બેજ.—પદ ૧૨.

ધન ધન રજની આજની, આનંદ વધાઈ,
નેહ ભયો નંદલાલ શું, રસરૂપ ઠેરાઈ.—ધન ધન.

ભુવન તજીને ભામની, આવ્યાં કૃષ્ણજી પાસે,
સોળસો સખી રસ રૂપ થઈ, રમતાં રાસ વીલાસે—ધન ધન.

મનના મનોરથ જેહના પૂર્યા પૂરણાનંદે,
રંગ જમાવ્યો રાસમાં, મળી ગોપી ગોવીંદે—ધન ધન.

જે રસ જામ્યો રાસમાં, જોગી મુની ન જાણે,
બ્રહ્માદિક ભુલી ગયા, ગોપી પ્રેમ શું માણે.—ધન,ધન.

રસ ઘટ લઈ રસમાં ઢળ્યા, રસમાં રસ મલીયા.
રસ સાગર નંદલાલ છે, ગોપી ઘટ રસ ભરાયાં.—ધન ધન.

ધનધન શરદની જામની, શોભે ચંદા આકાશે,
મગન સ્વરૂપે કૃષ્ણજી, ગોપી ચંદ પ્રકાશે.—ધન,ધન.

કૃષ્ણ મન થયા કામની, વેદ મરજાદ લોપી,
દાસ રતન રસ રાસમાં, કીધો વ્રજની ગોપી.—ધન ધન.



### રાગ બારમાશી પદ—૧૩.

અમારો આત્મારામ, કામ નહી તેને રે,
એનુ નિરવિષ એનું નામ, જાણ્યા જેને રે.

એવા જાણ્યા તેને જોય, કોઈ ન લોપે રે,
એવા દાસ રતન કહે હોય, વીલાસે ઓપે રે. ૧

આ પડશે માયા પીંડ, અખંડ અવિનાશી રે,
કોઈ કોને દેશે દંડ, થશું શું થાશે રે;
એવો નથી બીજો કોઈ, જોઈ ન શાટે રે,
એવા દાસ રતન કહે હોય, કેવા માટે રે. ૨

થયો બીજ થકી વીસતાર, વૃક્ષ ને છાયા રે,
પશ્ચિમ પશાને પાર, પસારી માયા રે;
એવી માયા છાયા તન, સ્થીર કેમ થાશે રે,
એમ કહે છે દાસ રતન, જન્મ્યાં તે જાશે રે. ૩

ત્રીજે ત્રણ ભુવન વિસતાર, પૂરણ પોતે રે,
એવાં સ્વર્ગ મૃત્યુ પાતાળ, મૂર્ખ ગોતે રે,
એવો અખંડ આત્માદેવ, સેવા કીજે રે,
કહે દાસ રતન ગુરૂસેવ, લાવો લીજે રે. ૪

એવા ગાયે ચારે વેદ, ભેદ ન જાણે રે,
નેતિ નેતિ નેત, વીરંચી વખાણે રે;
ચાર વાણી અવસ્થા ચાર, પાર પમાંને રે,
દાસ રતનના પ્રાણ આધાર, સંત સમાને રે. ૫

એ પાંચ તત્વનો દેહ, આપ તેજ વાયુ રે,
આકાશ અવની જેહ, દેહ બંધાયું રે;

છે પંચભૂતમાં વાસ, વસી રહ્યો ન્યારો રે,
હૃદય રાખે રતનદાસ, પરિબ્રમ પ્યારો રે. ૬

એવા છત્રીસું સ્મરણ, સાર પચીશે રે,
એ તો બોલે બાવન બાર, ઘટ ઘટ ઇચ્છે રે;
તેને જાણે વીરલા જન, હું પદ હારી રે,
શીખ સમજ દાસ રતન, વસ્તુ વીચારી રે. ૭

એવી સમ ધાતુની દેહ, માને સાચી રે,
કેમ જળ ભરી લાવે તેહ, ગાગર કાચી રે;
એ તો સતગુરૂ સંત નીશાન, સમજી રહીએ રે,
દાસ રતન મીથ્યા દેહ જાણુ, આત્મા લઈએ રે. ૮

એવાં શીતળ આઠે અંગ, સત સંગ કરીએ રે,
સતગુરૂજીને સંગ; નિરભય ફરીએ રે;
એમાં શું કરશે જમદુત, ભય નહી કેનો રે,
એવા સળંગ આત્મસુત, રતન નામ દીનો રે. ૯

એવી નવ તત્વની ગાંઠ, સતગુરૂ છોડે રે,
કીજે હરી ભજન એકાંત, ભવદુખ મોડે રે;
એવાં સુખદુખ માન્યાં મન, પુન્ય ને પાપે રે,
શીખ સમજ દાસ રતન, વણુરચ્યો આપે રે. ૧૦

રહ્યો હરો ભીશા ભરપુર, દૂર શું જુએ રે,
હરિ સન્મુખ છે રે હજુર, તો આપું ખોએ રે;

એ તો આપુ જોતાં આપ, પ્રગટ દીસે રે,
દાસ રતન કે શાનો સંતાપ, ઘટમાં એ છે રે. ૧૧

એવી એકાદશી એક ધામ, કોએ નહી ડોલે રે,
પરીપૂરણ આત્મારામ, ઘટ ઘટ બોલે રે;
જ્યાં જોઇએ ત્યાં તેજ, બીજો ક્યાંથી રે,
દાસ રતન કે ધારણ દેહ, થયું માયાથી રે. ૧૨

એવા તીલક દ્વાદશ દેહ, ધારણ કીધા રે,
એ તો સ્વામીના શણગાર, પેરી લીધા રે;
નહી સ્વામીના ઓળખાણ, અવર શું રાજી રે,
દાસ રતન કે મોટી હાણ, હાર્યો બાજી રે. ૧૩

તે રસ પીએ કોઇ વીર, લઈ શીર સાટે રે,
જેને ગુરુ ગમ સાચી હોય, અડે નહી ઘાટે રે;
તેની મમતા ભાંગી મન, આશા નીરાશી રે,
દાસ રતન કહે તે જન, અભયપદ વાશી રે. ૧૪

હોય ચઉદ વધા ગુણ જાણ, અઢાર પુરાણે રે,
ખટ શાસ્ત્ર વેદ પુરાણ, પક્ષ તાણે રે;
એવો નર પક્ષ દીનોનાથ, પક્ષમાં નાવે રે,
દાસ રતન કે આત્મ તત્વ, સંત સમજાવે રે. ૧૫

એવો પુરણમાશી ચંદ્ર, નિરમલ શોભે રે,
એવો અનુભવનો આનંદ, બીજે નવ લોભે રે;

તેને આનંદ આઠો જામ, શોક ન આવે રે,
દાસ રતન મીથ્યા રૂપનામ, ફેરો ફાવે રે. ૧૬

એવી સોળ તીથીમાં ચાર, વ્યાપક વસ્તુ રે,
જે ગાશે નર ને નાર, પારસ વસ્તુ રે;
એવા સતગુરૂ આત્મારામ, ધામ બતાયો રે,
શીષ્ય દુર્બળ દાસ રતન, શરણે આયો રે. ૧૭

એવા સતગુરૂ દીન દયાળ, કૃપા કીધી રે,
જાતીતી ભવજળ માંહી, બાંહ્ય ગ્રહી લીધી રે;
સત ગુરૂએ કીધી મેર, સત્ય સમજાયો રે,
દાસ રતનને લાવ્યા ઘેર, પંથ બતાયો રે. ૧૮

એવી એ તીથીનો અભ્યાસ, નીશ્ચે થાશે રે,
તેનો અવિચળ ધામે વાસ, ઠીક ઠેરાશે રે;
તેનો વાસ્નાલીંગ ગળી જાયે, રે નર દાવે રે,
દાસ રતન કે યોનીમાંહી, પુનરપિ નાવે રે. ૧૯

એ સોળ તીથી પરમાણુ, કરે એકાન્તે રે,
તેને નાવે વિઘ્ન ને હાણુ, કહ્યું વેદાન્તે રે;
તેને સમદ્રષ્ટિ થાય છેક, શુદ્ધ વીચારે રે,
દાસ રતન કહે ભાસે એક, વેદાંતને પારે રે. ૨૦

એવી વેદાંત પારે વાત, જાત ન જાણી રે,
એ તો સોહં સોહં સાક્ષાત, ન પોચે વાણી રે;

ત્યાં મન બુદ્ધિ થાકી જાય, વીચારી જોતાં રે,
કહે રતન કહે નીરભય થાય, હું પદ ખોતાં રે. ૨૧



રાગ એજ. પદ—૧૪.

એવો અદ્વૈત આત્મારામ, બાવન બારે રે,
મીથ્યા જાણો રૂપ ને નામ, મૂળ વીચારે રે;
નથી એવો બીજો કોઇ, જોઇ વીચારી રે,
એ તો ભ્રમથી ભાસે દોય, બીબાં નર નારી રે. ૧

સ્વ રૂપે ચેતનઘન સાર, બીબાં મીથ્યા રે,
એવો પ્રભુજી અપરમપાર, જાણજો સત્યા રે;
તેને જે કો જાણવા જાય, ઓળખો ગોતે રે,
એવો આકાશ ને પરમાણુ, પૂરણ પોતે રે. ૨

જાણો જાણ ટાળીને જાણ, નીશ્ચય થાશે રે,
છુટે લક્ષચોરાશી ખાણ, બ્રહ્મ વિલાસે રે;
એવો બ્રહ્મસાગર ભરપુર, સંત છે લેરી રે,
તેને અવનશ વરતે નુર, વહાલાં નહી વેરી રે. ૩

એવો આત્મદરશી સંત, વીરલા કોઈ રે,
તેણે આણ્યો માયા અંત, જગ્ત ન જોઇ રે;
કર્મ કરતાં ન છુટે કોઇ, લક્ષ ન લાગી રે,
આવો દેવ તણી ગત હોય, ભ્રમ ન ભાંગી રે. ૪

જુઠો ભમથી સર્વે સંસાર, આપું માની રે,
અંત સમજી પરને પાર, વસ્તુ પહેચાની રે,
એ તો સોહં બ્રહ્મ અગન આકાર પોતામાં પોતે રે.
હરિ દીસે પરપંચ પાર, આપું ખોતે રે. ૫

એ તો આપું ટાળીને આપ, જે કોઇ જાણે રે,
તેનો નહી થાય થાપ ઉથાપ, ઠેર્યા ઠેકાણે રે;
એવો અકથો કેમ કહેવાય, દુનીયા વાણી રે,
જેમ સમુદ્ર લેર સમાય, પાણીમાં પાણી રે. ૬

માયા સ્વપનું છે સંસાર, જુવો કોઇ જાગી રે,
કરતાં આતમનો વિચાર, ભરમ ના ભાંગી રે;
પછી પોતાનેજ પ્રકાશ, તિમિર ત્રાસે રે,
જેમ ભભરા ભર્યો આકાશ, બીજું વન ભાસે રે. ૭

જેને પ્રગટે જ્ઞાન વિવેક, સુરતી સ્વરૂપે રે,
તેને સગુણ નિરગુણ, એક થયા રસ રૂપે રે;
સાચો લધુ ગુરૂનો એજ, નીશ્ચય થાશે રે,
દાસ રતનો કે જ્યાં તેજ, એજ સમાશે રે. ૮

✻ ✻ ✻

રાગ પરજ. પદ—૧૫.

એવો આ દેહનો રે આધાર, સાચો સતસંગ છે રે,
જે કોઇ કરશે નરને નાર, શીતળ આઠો અંગ છે રે,
પ્રગટે જ્ઞાન વૈરાગ સંતોષ, લહે તે અરૂપમાં રે.

એવો કરતાં સાધુ સંગ, માયાવેન વામીએ રે,
હોય ચતુરા દેહનો ભંગ, અભય પદ પામીએ રે.

જાણ્યો જ્યારે આત્મા તંત, સંતની કૃપા થકી રે,
રહે પરાપર ભગવંત, વેદ રહે શું કહે બકી રે.

એ તો આચારે અનેક, વીચારે બીજો નથી રે,
જ્યાં જોવું ત્યાં આત્મા એક, જુવોને વિવેકથી રે.

એ તો અનુભવ ને આનંદ, પરાને પાર છે રે,
લોક ચઉદના આધાર, આપે નીરાધાર છે રે.

કોઇ જાણે જાણનહાર, વાતું ભમ ભેદની રે,
નીદ્યા ભાસે સ્વપન સંસાર, મરજાદા વેદની રે.

સત ગુરૂનાં સત્ય વચન, અનુભવે જે કહ્યાં રે,
ધીબ સમજ દાસ રતન, જ્યારથ તે લહ્યાં રે.

રાગ એજ. પદ—૧૬.

એવો અનુભવનો આનંદ, રહ્યો સંતને હૃદયે રે,
મીટાયા જન્મ મરણના ફંદ, જગત સ્વપનું વહે રે.

એ તો માને નહી મહંત, માયાના રૂપને રે,
હોય હેમનાં ભવન અનંત, રૂપ કહે ભૂપને રે.

એ તો ઈંદ્ર આદીક દેવ, દાનવ માનવ ખંડ છે રે,
માંહી વ્યાપક આત્મ પ્રગ્ટ, અયોની અખંડ છે રે.

રહ્યો ચૌદ ચાર ને પાર, અઢારને આદ છે રે,
પાંચ પચીશ બાવન વાર, વસ્તુ તે અગાધ છે રે.

સઘળે વ્યાપક આત્મારામ, બીજો નહી જાણીએ રે.
સંદુ બીંદુ સરોવર રૂપ, વેરો નથી પાણીએ રે,

જે કોઈ જાણો તે જોજો જરૂર, સ્વરૂપ પોતા તણું રે,
જે કોઈ જોવા જાય છે દુર, તેને છેટે છે ઘણું રે.

જેને દીસે દરપણ માંહી, અન્યો અન્ય સાથમાં રે,
ગ્રહવા કરે કોટી ઉપાય, આવે નહી હાથમાં રે.

એ તો પોતાને ગ્રહતાં ગ્રેહવાય, દુર નથી દેખવો રે,
એને રતના સાચું સમજાય, ઉપાય નથી નવો રે.



રાગ ભૈજ. પદ—૧૭.

એવા સંત કહે તે સત્ય, મન નથી બાંધવો રે,
જાણ્યો જ્યારે આત્મતંત, જોગ નથી સાંધવો રે.

એ તો પોતે સર્વેમાંહી, પોતામાં કાંઇ નથી રે,
એવો વેદ વાચક ને ન્યાય, વેદાંતે કહ્યું કથી રે.

ને એ વાચકમાં નથી વેદ, એ ભેદ ન્યારો રહ્યો રે,
એવો અકળ અરૂપી અછેદ, સંતે સમજી કહ્યો રે.

જેણે જાણ્યું પોતાનું આપ, થાપ માયા દેહનો રે,
એને ઉપજે નહી ઉપાય, ભરોંસો નહી તેહનો રે.

જેણે જાણ્યું નથી કાંઇ આપ, અધાપે શું હતો રે,
મન માની લીધાં પુન્ય પાપ, ઉધ્યો, નથી જાગતો રે.

એ તો જે કોઇ જાગ્યા જન, તન તેનું ટળ્યું રે,
સુર સંતનાં સત્ય વચન, સંતે સમજી મળ્યું રે.

મન બંધાણું પ્રહ્મને જોગ, રોગ ગર્ભનો ટળ્યો રે.
મીટ્યા ભયા સંસારના ભોગ, પોતામાં પોતે મળ્યો રે,

હવે કોને કહીએ તું કોણ, બીજો કહેવા નથી રે.
એ તો કેશીમાં દાસ રતન, જેમ સ્વપ્નના ગતિ રે,

  

### રાગ ઓળ. પદ—૧૮.

એવી સંતો તણી જે સાન, સમજે વીરલા સહી રે.
તેમ મનથી ઉતરે માન, ગુમાન કરે નહી રે.
એવો જડયો નથી કોઇ જન, અખે તો એવું કહ્યું રે,
એ તો અનુભવીનાં રે વચન, સંતે સમજી ગ્રહ્યું રે.

જે માતાના ઉદર માંહી, રહ્યો ગર્ભવાસમાં રે,
એ તો કેમ કરીને સરાય, બાંધ્યો માયાપાશમાં રે.
સર્વે માયાનાં લોકમાંહી, ચૌદ લોક વાણીએ રે,
એ તો ઉપજે નહી ઉપાય, જન્મ્યા નહી જાણીએ રે.

જે કોઇ મરે તે જન્મે જરૂર, જીવ તો જન્મે નહી રે,
થયા માયા ગર્ભથી દૂર, તે જન જન્મ્યા સહી રે.
કાંઇ ઉઠ્યો સુવો ન કેવાય, નિદ્રામાં સુખો પતી રે,
જે સ્વપ્નથી જાગૃત થાય, તે તો જન્મ્યો નથી રે.

એ તો જન્મ મરણનો જંજાલ, તે તો ગર્ભમાં રહ્યો રે,
આવ્યા માયા ઉદરથી બહાર, જન્મ તેનો થયો રે.
એ તો જે કોઇ જન્મ્યા જન, તન તેનું નથી રે,
નહી જાત ભાત ને વર્ણ, કાંહી શું કહીએ કથી રે।

જ્યારે જાણ્યું પોતાનું સ્વરૂપ, રૂપ વરલે થયું રે,
મીથ્યા જાણુ રતન રંક ભૂપ, આ દેહ હું તે રહ્યું રે.

  

પદ—૧૯.

રાગ—ચોરી તારાં નૂપુર રે, સુંદીર વાજ્યાં રે.

સાસુજી તો કહે છે રે સુણો વહુ વાતડી રે,
આજ તમારે અંગ આનંદ,
કહ્યો નવ જાયે રે, કારણ તમ તણું રે,
મુખડ શોભે પૂરણ ચંદ.—સાસુજી.

આજનાં વલોણાં રે, થાય આનંદમાં રે,
ઘમકે વાંસ શબ્દ ઘનઘોર,
નેતરાં તો ચાલે રે ભુજા બહુ ભાવમાં રે,
નેણાં દીસે તમારાં તો રંગચોળ.—સાસુજી.

હસી હસી બોલ્યાં રે, કુળવંતી કામની રે,
શું કહીએ બાઇજી સ્વપનાની વાત;
જાણે ને અજાણે રે સરવે સાચું થયું રે,
જાગૃત જેવું થયું છે રે પ્રભાત.—સાસુજી.

સ્વપનામાં નેણાં રે ન હોય નિદ્રા ભર્યાં રે,
સાચું કહોને અમથી તો સમજાય;
સ્વપન વિચારે રે ન હોય ઉજાગરા રે,
તેણે કાંઇ નેણ રાતાં નવ થાય.—સાસુજી.

સ્વપનું થયું રે બાઇ સમી સાંજમાં રે,
જાણ્યું અમે વજી ગયાં રે ભુવન,
રજની રે વીતી રે બાઇજી વિચારતાં રે,
તેણે કરી રાતાં રે નીદ્રા લોચન.—સાસુજી.

હરખ ને શોક રે ન હોય સ્વપના તણો રે;
તે તો કંઈ અમને ન મિસે રે ધાર;
રૂડું ને ભુંડું રે સ્વપન સાચે મળ્યું રે,
આનંદ અંગ તમારે શા માટ?-સાસુજી.

અનુપમ સ્વપનું રે બાઈજી આજનું રે,
નથી કહ્યું, કેદી હવે નહી થાય;
એવું રે ઓચરતા રે સજલ નેણાં થયાં રે,
બાઈજીને મહેર થઈ મન માંહ્ય.-સાસુજી.

રહીયામાં ભીડ્યાં રે મસ્તકે કર ધરી રે,
મીથ્યા બાઈ સ્વપનાનો રે વિચાર;
આળ ને પંપાળે રે રૂદન નવ કીજીએ રે;
દાસ રતન ધનધન વ્રજની નાર.-સાસુજી.



રાગ પ્રભાતી કડખો. ૫૬-૨૦

જાયને થાય તે વાહલો મગનમાં,
ધવન ને ગવન હો પવન સાથે;
એમ દેહ જાણવો અનંત અવની પરે,
દ્રષ્ટે આવે બહુ ભાત ભાત.-જાય.

રૂપ ધારણ કરી ઓળખ્યા નહી હરિ,
બાર જનની મરી નવ માસે;
વસ્તુ ઘરમાં રહી બહાર શોધે જઈ,
હાથ આવે નહી દૂર ભાસે.—જય.

દ્વૈત સાધન કીયો જીવ થઇને રહ્યો,
બ્રહ્મ ભુલી ગયો મૂળ તારૂં;
જેમ કોઇ બાળ તો ભવન ભુલી ગયો,
રૂદન કરે ને ફરે બાલ બારૂં.—જય.

ઓશનાં નીર તે સરોવર શું ભરે?
કીચનાં નીર કેમ મેલ ટાળે;
એમ સમજ્યા વિન્યા સાધન નવ કરે,
પતંગ વન્હિ કયમ વન બાળે?—જય.

સતસંગ જાન્હવી જળ તે નીરમળાં,
શીતળ દીલના ડાઘ જાગે;
દાસ રતનો કહે મેલ માયા ટળે,
આતમા અવીગત લીન થાએ.—જય.

  

રાગ એજ પદ—૨૧

સતગુરુ સાનમાં સંત સમજ્યા ખરા,
અચળની ઓટમાં ઓટ પોતી;
છેક સમજણ પડી જાત જીવની જડી,
મૂળ વીચારમાં માયા ન્હોતી.—સતગુરુ.

આપ આકાશ વાયુ અગ્નિ મહી,
પંચ મહા ભૂતનો દેહ કહાવે;
એહ માયા તણો ખટપટો છે ઘણો,
તેહ જોતાં હરિ દ્રષ્ટ નાવે.—સતગુરૂ.

વૃક્ષ શાખા ફળી પુષ્પ વાસે વળી,
સઘળ શોભા મળી ઋતુ ટાણે;
નીર પરવેશ તો લેશ નહી વૃક્ષને,
વારિની પ્રગતિથી મૂળ જાણે.—સતગુરુ.

આગમ ને નીગમ તે છે જ સતસંગમાં,
જે કોઇ સમજે તે સાન જોજો;
બ્રમ્હ જળ નીરમળાં સભર ભરીયાં સદા,
કુબજાતિ ડાઘને એમ ધોજો.—સતગુરૂ.

શબ્દ પ્રકાશ તે રૂપ છે તાહરૂં,
શબ્દ સમાન તે ધામ તારૂં;

દાસ રતનો કહે આ અંત વીરલા લહે,
જેને જેમ ગોપારશીનું થાય વારૂ.-સતગુરુ.



## શ્રી કૃષ્ણ લીલા.

—:※:—

રાગ. ગરબી. પદ—૨૨.

સકળ કવિ જન રે, સમજી ને કેછે,
મથુરામાં જન્મ્યાં રે, શ્રીકૃષ્ણ ગોકુળ રે છે,
જશોદા પૂન્યવંતી રે, પામ્યાં પુત્રજ ભાવે,
ઉછરંગે તેડી રે, હરીને તે હુલરાવે. ૧

બાલક રીતે રે, લાલ કરે છે લીલા,
હસવું ને રોવું રે, રમવું તો સુખશાલા;
હરિ બોલે કાલું રે, માતાને મન ભાવે,
બારે બાધક આવે રે, મુજને તો બીવરાવે. ૨

તમે ચાલો સાથે રે, પાલવ ગ્રહી તાણે,
બાલની લીલા રે, જશોદાજી નવ જાણે;
શુદ્ધ સાન ન તુંને રે, કહ્યું એમ ક્રોધ કરી,
મુકાવ્યો પાલવ રે, મારી ડાંટ વળી. ૩

ત્યારે હરી વળગ્યા રે, કંઠે કેશ ગ્રહી,
પ્રીતે પયપાન કરવા રે, ઊર લપટી રહી;
પછી રીસ ઉતારી રે, મુખડાં જોઈ હશીયાં,
રતનાના સ્વામી રે, હ્રદીયામાં વશીયા. ૪



રાગ એજ. પદ—૨૩.

પછી વાલપ આવી રે, બોલાવ્યા વ્હાલે,
હૈયે હરખ ધરીને રે, ચુમ્બન લીધું ગાલે;
જાઉં મુખ પર વારી રે, મીઠડા સુત મારા,
હરિ રહોને છાના રે, રોઈએ નહી બાલા. ૧

મેં માર્યું હસતાં રે, ઘેલા નવ થઈએ,
હવે બાથડ મારૂં રે, ચાલો બારે જાઈએ;
તેડીને ચાલ્યાં રે, સુતને સમજાવા,
જુવો રમત રૂડી રે, આ શું છે વાવા. ૨

પછી એમ કરીને રે, રાખ્યા છે રોતા,
અતી અવેર થઇ છે રે, ધેનુને દોતાં;
મારે કામ ઘણાં છે રે, દોવી ગાવલડી,
પછી ધ્રાવાં વલોણાં રે, એમ કેહે માવડલી. ૩

હવે રમો આંગણીએ રે, બંધવ બે થઇને,
રતનાના સ્વામી રે, એમ બોલ્યા રહીને. ૪

  

રાગ એજ. ૫૬—૨૪.

મુને માખણ દેજો રે, જમવાને માતા,
રમશું આંગણીએ રે, રમત બે ભ્રાતા;
પછી ધ્રાયાં વલોણાં રે, દુધ મેલ્યાં ચુલે,
એની અકળ કળામાં રે, મોટા મુનિવર ભૂલે. ૧

માવો ખાય છે માટી રે, બલદેવજી વારે,
તે તો કે'ણુ ન માને રે, જશોદાને કહ્યું ત્યારે;
માતાજી માવો રે, માટી ખાય ઘણી,
ત્યારે જશોદાને રે, વળતાં રીસ ચડી; ૨

દુધ માખણ આલું રે, માટી ન ખાવ મીઠા,
જોયાં વદન ઉઘાડી રે, ચૌદ લોક જ દીઠા;
જોઇ વિસ્મય પામ્યાં રે, બાલક કોઇ કારણ છે,
એવું અચરજ ભાસે રે, મનમાં ધારણ છે. ૩

તેડયા ઉછરંગે રે, વળતાં મહી મેલ્યાં,
હ્રુદયમાં ભીડયા રે, આજ આનંદ રેલ્યા;
ખોળે બેસારી રે, વારણાં લે માતા,
રતનાના સ્વામી રે, ત્રિલોકના ત્રાતા. ૪

  

રાગ એજ. પદ—૨૫.

ખોળામાં બેસારી રે, હરિ બોલ્યા કાલું,
માતાજી તમને રે, મુજથી શું વાલું ?
વળતાં જશોદાજી રે, એમ બોલ્યાં વાણી,
પુત્ર પ્રાણજીવન છો રે, બીજું મીથ્યા જાણી. ૧

ત્યારે હરિ હશીયા રે, મુજને ધુતાવો,
મારો છો વળતાં રે, મુખે રૂડું કાવો;
જશોદાજી કે છે રે, મારૂં નહી વાલા,
પુત્ર પ્રાણજીવન છો રે, નંદજીના લાલા. ૨

પછી અગ્નિ હુંકારી રે, આવ્યાં દુધ ઉફાળે,
બહુ પ્રાક્રમ માંડયાં રે, તેને કોઇ ન જાણે;
જશોદાજી દોડયાં રે, હરિ નાંખી હેઠા;
પછી રાડ કરીને રે, રોવાને બેઠા, ૩

લીધો ગોરીઓ રે, ને ગોળી ફોડી.
બહુ વ્યાકુળ કીધાં રે, ગયા બારે દોડી,
દુધ મહીડાં રેલ્યાં રે, ઊગર આખડીયા,
રતનના સ્વામી રે, માંગે માંખણીયા. ૪

  

રાગ એજ. પદ—૨૬.

બહુ રીસ માતાને રે, મન વસમું લાગે,
આંગણીએ ઉભા રે. માવો માખણ માગે;
વળતાં જશોદાજી રે, વાણી એમ ભણી.
માખણને સાટે રે, ચીરસું માર ઘણી ૧

ગોળી કેમ ફોડી રે, સુત બહુ શોભણા,
સામા આવીને રે કાન કરે ચાળા;
જશોદાજી કે છે રે, ગોવાળન આવો મળી.
ઝાલો કાન કુંવરને રે, ઘરમાં રાડ કરી. ૨

સહુ રીશથી ઘેર્યા રે, હરિ નાવે હાથે.
એક એકથી આઘો રે, મોહન તેથી માથે,
એમ કરતાં કરતાં રે, આવ્યા છે ચાલી;
ત્યારે જસોદાયે રે, બાવડલી ઝાલી. ૩

લઈ દામણું કરમાં રે, બાંધ્યા છે તાણી;
બહુ મહી વણસાડયાં રે, એમ વદે વાણી,
કોઈ મેર ન આણે રે, સહુ પાછળ ફરતાં,
રતનાનો સ્વામી રે, એમ બોલ્યા વળતાં ૪

  

રાગ એજ. પદ—૨૭.

માતા ગોળીમાં રે, મેં એક હાઉ દીઠું;
માર્યો ગેંડીઓ રે, ઝાળ થઇ ઝાડે બેઠું;
બહુ અવગુણ ઉપજે રે, એ ગોરસ ખાતાં,
તે કેંણ શ્રીકૃષ્ણનાં રે, માને નહી માતા. ૧

હતાં વૃક્ષ આંગણીયે રે, જુમલાર્જુન શ્રાપે કરી.
ત્યાં બંધન બાંધ્યા રે, રડતા આવે હરિઃ
તે ચરણ સ્પર્શતાં રે, વૃક્ષો બેઉ પડીયાં.
તેને પડઘાયે રે, મંદીર ખડભડીયાં. ૨

હાહાકાર થયો છે રે, નંદ ઘર ગોકુળમાં.
ઉડીને ચાલ્યા રે, પુરૂષ બે મોકલમાં;
વ્રજ વીનતાએ દીઠા રે, કારણ કોપ તણું.
જશોદાજી તમને રે, મુખથી શું જ ભણું. ૩

બાળકને બાંધ્યા રે, વળી વીણુ અપરાધે;
તેમ કે'ણ ન માન્યું રે, સુતનું સંકટ રે.
જશોદાજી વીચારે રે, એ બાળક સાચું;
રતનાનાં સ્વામી રે, ન રાખે કાચું. ૪

  

રાગ એજ. ૫૬—૨૮.

પછે તતક્ષણુ છોડયાંરે, બંધન હાથેથી,
ગઇ ધાતું ઘણેરી રે, મોહન માથેથી;
આગે અબળા આવી રે, સુંદીર શોભાળી,
હૈએ હરખ ધરીને રે, તેડયા વનમાળી, ૧

વળગ્યા થાને રે, મનમાં કપટ કરી,
મૃત્યુ પામી પોતે રે, ઈંદ્રે રાખ્યા હરિ;
વલી સંકટ છુટયું રે, નંદજીને દ્વારે,
બાંધ્યું પારણીયું રે, પોઢાડયા ત્યારે. ૨

તે સંકટ ભાંગ્યું રે, બાલક બહુ બીનાં,
ઝબકીને ઉઠે રે, હરિ તે દીના;
વલી આ વૃક્ષ પડીયાં રે, કારણુ છે કેવું,
કાંઇ ભૂમિ ઝાંખી છે રે, મને ભાસે એવું. ૩

નંદજીને કહીએ રે, ગોકુળ ત્યાગ કરો,
બાલક બીવરાવે રે, વિપરિત કાંઇક ખરો;
પછી ભર્યા ઉચાળા રે, સરવે સાથ સખી,
રતનાના સ્વામી રે, ન ડરે કોઇ થકી. ૪

  

રાગ એજ. પદ—૨૯.

જમુનામાં વાસ્યું રે, ગોકુળ ગામ નવું,
શોભા શું કહીએ રે, ઈંદ્રાપુરથી અધિક હવું;
બ્રહ્મ લોકથી ભારે રે, કૈલાસ કેમ કહીએ?
વૈકુંઠથી વધતું રે, કર્યું નંદને છેએ; ૧

તેની સુંદર શેરી રે, ચોટાં ચોક ગલી,
મંદીર ને મેડી રે, ગોંખે જાળી ભલી,
થઈ જુવતી ભેળી રે, માનુની મંગલ ગાવે;
થાય આનંદ ઓચ્છવ રે, હરિ હસ્તા આવે. ૨

ત્યાં નવનીધ નંદને રે, આંગણીએ દાસી;
નીરખીને હરખે રે, સરવે વ્રજવાસી,
આજ નંદ સમોવડ રે, કંસનું રાજ નહી,
શોભે છે વૃજમાં રે, ગોકુલ ગામ સહી. ૩

વાજે મનોહર મોરલી રે, મોહન મુખ છાજે,
વલી થાય વલોણાં રે, જાણીએ ઘન ગાજે;
પ્રભુ નિર્ગુણ બ્રહ્મ છે રે, સગુણ રૂપ ધર્યા,
રતનાના સ્વામી રે, અકળ ન જાય કળ્યા. ૪

  

પદ—૩૭.

તું તુંને જાણુ જે રે ભાઈ, તું જાણે હું નહીં,
રજ્જુ ભોરીંગ એ ટલે, જેહ સમે તું માંહી.—તું તુંને.

જેમ બાળક લખોટીયા લઈ, તુરી ખેલાવન જાય,
દોડે બોલે આપ બાળક, તેજી નામ ધરાય;
જેમ તેજી બાળકને, તેમ જાણો દેહનું ભાન,
ચાલે બોલે આપ ચૈતન, સળંગ સુતર સાન.—તું તુંને.

નવ પનર ચોવીશ તત્વ, રહ્યો સુક્ષ્મ સ્થૂલ,
પચીસમી માયા ભલી, જેમ આકાશી ફુલ;
એ વંધ્યા સુતનું પેંખાણું, તે જોઈને થયા જીવ,
મીથ્યાને સત માનીયે, પછે તે કેમ થાશે શીવ.—તું તુંને.

સસલા કેરાં શીંગ જેમ, તેમ જાણવો સંસાર,
નીર મૃગજળ દ્રષ્ટ આવે, પીવા ન મળે લગાર;
સમજ વીના સર્વ દોડે, નીકટ ન આવે નીર,
નિવૃત્તિ ન મળે જળ વીનાં, કેમ થાયે મનને ધીર.—તું તુંને.

સરોવર સતસંગ મોટું, બ્રહ્મજળ ભર્યાં નીર,
પાન કરે તો ટળે તૃષા સુખ થાય શરીર;
ઇંદ્રીઓ આરામ વરતે, શીતળ આઠે અંગ,
તાપ ત્રણે શમે રતના, જે કરે સતસંગ.—તું તુંને.

  

પદ—૬૧.

આત્મા ઓળખ્યો રે, ભાઇ, રૂપમાંહી અરૂપ,
છેક સમજે એક થાશે, શ્રીમંત રંક ને ભૂપ.–આત્મા.

જે જે આવે દ્રષ્ટમાં, બહુ રૂપ અનંત અપાર,
બ્રહ્મા આદિ સર્વ શ્રેષ્ટ, અરૂપને આધાર;
ગગન પવન બે અરૂપી, તે નાવે દ્રષ્ટમાંએ,
પવન આવે બંધમાં, આકાશ નવ બંધાએ.–આત્મા.

અબંધ નાવે બંધમાં, અછેદ નવ છેદાય,
બળ કરી જાએ બાંધવા, પછી અજ્ઞાને અકળાય;
બીજા બાલુ શીદ્ધ પોતે, થાય ખેંચાતાણ,
શીતલતા સુજે નહી, પછી હુંપદ મોટી હાણ.–આત્મા.

પ્રીછયા વીન્યા પોત ભૂલ્યો, દ્રષ્ટે આવી ભાત,
રવી જેમનો તેમ છે, થઇ મેરૂ થકી એ રાત;
આત્મા રવી એમ મન વિષે, હુંપદ મેરુ પ્રમાણ,
અંધારૂં અજ્ઞાન મોટું, ન સુજે પદ નિર્વાણ.–આત્મા.

આત્મા અદ્વૈત સઘળે, નહી કોઇ એની નાત,
સરંગને સમજ્યા વિન્યા, પછી જુજવી દીસે જાત;
જેમ કોલાં સંગે કણુક ઘઉંની, વાક સરવે જાય,
એમ અજા સંગે આત્મા, તે અણછતો જીવ થાય.–આત્મા.

અણુછતાને આગલ લઇ, ચાલ્યો સહુ સંસાર,
ભવસાગરમાં એમ બુડયાં, અણુછતાની લાર;
લાર તોડે લક્ષ આવે, અલખની ઓળખાણ,
હરિ હસ્તામલ થાય રતના, મીટે ખેંચાતાણ.–આત્મ

  

રાગ ગરબી. પદ—૩૨.

ગુરુગમ જાણીએ, સુખ સાતા રે,
ચંદ્રશાખા જોતાં, નહોય તાતા રે.—ગુરુ.

અમારે તે ગુરૂ સમજાવે રે,
સમજે આવરણુ કોઇ ન આવે રે;
રહેવું વિશ્વ મધ્યે નર હાવે.—ગુરૂ.

પડશે પીંડ ત્યારે શું થાશે રે,
ઘાટ બાંધ્યો તે નીશા ફીટાશે રે;
કોણુ વ્યાપકને લઇ જાશે.—ગુરૂ.

બીજે ભાસે તે અજ્ઞાન રે,
સાચા શબ્દ ગુરૂજીનાં માન રે;
હેતે કરને હરી રસ પાન.—ગુરૂ.

ત્રિવિધ તાપ સમાવે જ્ઞાની રે,
જેણે સતગુરૂ સાન પહેચાની રે;
વાકું નાંહી વૃદ્ધ નહી હાની.--ગુરૂ.

ચોથી તુરિઆ અવસ્થાને ત્યાગી રે,
જેણે ગુરૂ ગમ જોયું જાગી રે,
ત્યારે અખંડ આનંદ લેહ લાગી--ગુરૂ.

પંચ ભૂતમાં બોલે અરૂપ રે,
તે તો જાણને તારૂં સ્વરૂપ રે;
ગુરૂ વીણ પડયો કેસરી કૂપ.--ગુરૂ.

છઠ માને નહી મતિમંદ રે,
તું તુને જાણ આનંદ રે;
અવિચલ બુદ્ધિ વિષે ગોવિંદ.--ગુરૂ.

સાત દ્વીપમાં દીનકર એક રે,
તેનાં કીરણો દીસે છે અનેક રે;
એમ સમજીને રહેવું છેક.--ગુરૂ.

આ ઠામ છે સર્વે ખોટાં રે,
દ્રષ્ટે આવે જે નાનાં મોટાં રે;
જાણ જળ મધ્યેના પરપોટા.--ગુરૂ.

નમીએ નિજ સ્વરૂપ નીહાળી રે;
આદ અંત મધ્ય વનમાલી રે;
શું કરીએ બીજા નેમ પાળી ?—ગુરૂ.

દશ દ્વાર રૂંધાશે માટે રે,
સચરાચર દીસે વૈરાટે રે;
તેમાં અનેક બન્યા છે ઘાટ—ગુરૂ.

એકાદશ્યા રહી ભરપુર રે,
જેમ રણુ ડરે નહી શૂર રે;
પ્રગટ્યા પાસે જે જાણુતા દૂર.—ગુરૂ.

દ્વાદશ પવન ચાલે દેહ ભાવે રે,
તેના સ્વપ્નમાં હરી નાવે રે;
સાચા સતગુરૂ પ્રગટ બતાવે.—ગુરૂ.

તે રસ લીલા વરલે જાણી રે,
વસ્તુ ગત ઠીક ઠેરાણી રે;
જેમ પાણીમાં ભરીયું પાણી.—ગુરૂ.

ચૌદ લોકનું જીવન જાણીયું રે,
ત્યારે આપુંથી અજાણીયું રે;
પોતે પોતાનું રૂપ વખાણીયું.—ગુરૂ.

પુન્ય પાપ તે દ્રષ્ટે ન આવે રે,
આપે દેવ ને આપે ખાવે રે;
એવી ગત નથી બે ભાવે,—ગુરૂ.

સોળ તીથીમાં સે હું શબ્દ એક રે;
એમ સમજાવ્યું ગુરુએ છેક રે,
તેનો વીરલા જાણે વીવેક.— ગુરૂ.

ધરીયું નામ તે ન્હોય કાયામાં રે,
એમ સંત રહ્યા છે માયામાં રે,
મરકટ માર્યો ગયો છાયામાં.—ગુરૂ.

આત્મારામે તે આનંદ કીધું રે,
વિષ ઢોળીને અમૃત પીધું રે;
ગુરૂએ પાયું ને રતને પીધું.—ગુરૂ.



રાગ એજ. પદ—૭૩.

સજો શણગાર સરવે સાહેલી રે,
રમીએ હરિશું મરજાદા મેલી.— સજો.

મંગલ કરીએ માનુનીયું મલીને રે,
આવો અવસર નાવે ફરીને રે,
શું લઈ જાવું દેહ ધરીને?—સજો.

મુખ લીજે સતગુરૂ કેરી રે,
રમીએ અખંડ ચુડલો પેરી રે;
જગમાં કોઈ નથી તુજ વેરી.--સજો.

ગુરુ ચરણે રહીએ ચિત્ત ધારી રે,
રમો રમત થાઈએ રસાલી રે;
શોભે સઘળી મધ્યે વનમાલી.--સજો.

સકળ એ સૃષ્ટિમાં સરખો ભાસે રે,
સમજ્યા હોય તે શીદ વીમાસે રે?
જેમ થાવું હશે તેમ થાશે.--સજો.

સ્નેહ બાંધ્યો શામળીયા શું પ્રીતે રે,
જેમ મીન તે વારીની રીતે રે,
ગુરૂએ શબ્દ દીધો છે અજીતે.--સજો.

રવી પ્રગટયો હૃદય મોઝાર રે,
ધન્ય ધન્ય અબળા અવતાર રે,
પ્રીતે પામી તે નંદકુમાર.--સજો.

સોળે શણગાર કીધા અંગે રે,
રજની રમવા પીયુની સંગે રે;
ઓપે આભરણુ તે નવ રંગે.--સજો.

સાત વાર વીસારો માં સ્વામી રે,
જેને મળતાં બેઉ પીડા વામી રે;
દાસ રતનો કહે શિશ નામી.—પ્રભુ.

  

રાગ ધનાશ્રીની દેશી. પદ—૩૪.

અક્રૂરડ તેડવાને આવ્યા રે, કારજ છે કેવું;
કુશલ નથી કાંઈ મથુરામાં મામો રે,
અમને ભાસે છે એવું.—કારજ.
કુશલ મામો મળવાને તેડે રે,
ઉલટ સમજોને એવું રે.—કારજ.
આનુની મળી આવ્યાં નંદજીને દ્વારે રે,
કૃષ્ણને કાંઇ કેવું રે.—કારજ.
પ્રાણજીવન પ્રભુ મેલી મ જાશો રે,
ચરણ તમારાં અમે સેવું રે.—કારજ.
રતનાનો સ્વામી કે' મામાને મળીયે રે,
આનંદ છે મન એવું રે.—કારજ.

  

રાગ એજ. પદ—૩૫.

તમે આનંદ લેવા અમારો રે, અક્રૂર સીદ આવ્યા?
તત્પર થઇ તમો તેડવા આવ્યા રે,
શોક સરખી અમને ભાવ્યા રે.—અક્રૂર.

વાંક મ દેખો અબળા અમારો રે,
લખ્યા પ્રમાણે અમો લાવ્યા રે.—અક્રૂર.

કારજ કરવાને મોહન મલવા રે,
કંસે સમાચાર કાંવ્યા રે.—અક્રૂર.

એ કારજ તમે શાને કરો છો રે?
ભૂધરને મન ભાવ્યા રે.—અક્રૂર.

રતનાના સ્વામીને રે હેત હૈયામાં રે,
જરૂર મથુરામાં જાવા રે.—અક્રૂર.



રાગ એજ. પદ—૩૬.

તમે કેમ મથુરામાં જાશો રે, હરિ ગોકુળવાસી.
પ્રાણજીવન પ્રભુ તમે અમારા રે,
અમો અબળા દુરબલ દાસી રે—હરિ

અરજ અમારી મોહન માનો રે,
કેમ કરો મનડાં ઉદાસી રે.—હરિ.

અમે કુળવંતી કુળ મરજાદા રે,
કોને જઈએ કયાં નાસી રે?—હરિ.

હેત મામાનું હૈયામાં જાણ્યું રે,
મળવા આવી તું મોરે માસી રે—હરિ.

રતનાનો સ્વામી કે' મામાને મળીયે રે,
પછી થાવું હશે તેમ થાશે રે.—હરિ.



રાગ એજ. પદ—૬૭.

તમો મોહન મથુરામાં ચાલ્યા રે, પ્રથમ પ્રીત તોડી.
અબળાનુ રે બળ કંઇ ન ચાલે રે,
હરિ ઉભા રથ જોડી રે.—પ્રથમ.

પ્રાણ અમારા કેમ કરી રે'શે રે,
રૂદન મુકયાં છે છોડી રે.—પ્રથમ.

રોતા દેખીને રે, રથ નવ ચાલે રે,
હરિ રહ્યા હાથ જોડી રે.—પ્રથમ.

શું કરીએજી રે મામાને મળવું રે,
વાત નથી કાંઇ રૂડી રે.—પ્રથમ.

રતનાનો સ્વામી કે' રૂદનને રાખો રે,
થઇ નથી કાંઇ મોડી રે.—પ્રથમ.



રાગ એજ. પદ—૩૮.

તમે ધીરજ રાખોને ધારી રે, નથી પ્રીત નહી તુટે,
અમારે કારજ કરવાં મથુરાં રે,
માતાજી બંધન છૂટે રે.—નથી.
સ્નેહ તમારો છુંપો ન રહે છાનો રે,
વિયોગ નથી વિખુટે રે—નથી.
ચૌદ લોકમાં અજીત હું કહાવું રે,
સંત શાણા મને લુંટે રે—નથી.
અરજ કરીને કહું તમ આગળ રે,
રૂદન ન કરજો પુંઠે રે.—નથી.
રતનાના સ્વામી હરી રથ હાંકયો રે,
રેવત પોહ્યા પેલી ચોટે રે.—નથી.



રાગ એજ. પદ—૩૯.

હવે ભવન જાઈયે કેમ ભોળી રે, વ્યાકુળ કીધા વાલે,
હરીને વળાવી રે વળવું વસમું રે,
મનડું તે મંદીર ન ચાલે રે.—વ્યાકુળ.
વીના દરશન તે કાંઈ દશ નવ સુજે રે,
મહા વન મેલ્યાં નંદલાલે. રે.—વ્યાકુળ.

ચિત્ત રહ્યાં અમારાં હરિ ચરણે રે,
ચંદ્ર ચકોરની તાલે રે.—વ્યાકુળ.
મામાને મળવાને આનંદ અદકો રે,
એમને કર્યાં છે બેહાલે રે.—વ્યાકુળ.
રતનાના સ્વામી સઘળે સરખા રે,
ઠામ નહી કોઇ ઠાલે રે.—વ્યાકુળ.



રાગ એજ. પદ—૪૦

તમે રૂદન કરો માં રાધા રે, સમજો ને સુખ થાશે,
હૃદય કમળમાં વશી રહ્યા વાલો રે,
સદા સોહાગણ પીયુ પાસે રે.—સમજો.
પ્રગટ રૂપ તે મથુરાં પધાર્યા રે,
ભીતર રહ્યા વિશ્વાસે રે.—સમજો.
આક્રંદ મેલો ને આનંદ રાખો રે,
બળવંત બાહુ કીશાશે રે.—સમજો.
દોહ્યલાં જાણીને દર્શન દેવા રે,
પ્રગટ થયા હરિ પાસે રે.—સમજો.
રતનાના સ્વામી છુગ્યા અંતરમાં રે,
મંદીર જઇને રહ્યા પાસે રે.—સમજો.

રાગ એજ. પદ—૪૧.

હવે ઓળખ્યા અવિનાશી રે, અબળા ઠીક ઠેરી,
ભુજવાં રૂપ દેખી રતીયે ન રાચે રે,
દ્રષ્ટ થઈ ઘન કેરી રે.—અબળા.
જ્યાં જોઉં ત્યાં સન્મુખ ઉભા રે,
સુની ન દીસે કોઈ શેરી રે.—અબળા.
કંસ ને કેશવ જોયા જગતમાં રે,
રમત માંડી વેશ પહેરી રે.—અબળા.
કંસનો અંશ તે કળા કૃષ્ણની રે.
કોણુ માર્યો કોણુ વેરી રે.—અબળા.
રતનાના સ્વામીને માનુની મળીયાં રે,
જેમ દુધમાં સાકર ભેળી રે.—અબળા.



રાગ કડખો. પ્રભાત. પદ—૪૨.

ભરમ ભાંગ્યો નહી મન તણો મૂરખા,
તન તણો તાપ તે કેમ બૂજે?
વિષય સાચો કરી વસ્તુ તેં વીસારી,
કામનાં બાણુ તે કેમ રૂજે!—ભરમ.

મૂળ વીચાર તો વાસ નહી વેગળો,
દીશ સૂજી નહીં દૂર જાતાં;
જેમ ચાલે તેમ સરસ છેટું પડે,
પાર આવે નહી પંથ ઘાતાં.—ભરમ,

ભૂર ભુલો પડયો અંધારે અડવડયો,
વણ પુછયો વાટમાં ખાય ગોથાં;
કોઇ આવી મળે દેખી તેથી ટલે,
સત્ય બતાવે તે ભાસે થોથાં.—ભરમ.

માનનો મદ ચડયો રજનીમાં રડવડયો,
આપદા અંગમાં લાહ્ય લાગી;
આયુષ્ય નિરગમ્યું એમ અજ્ઞાનમાં,
ગુરૂ ગમે નવ જોયું મૂર્ખ જાગી.—ભરમ.

સંત સતગુરૂ મળે તાપ ત્રણે ટળે,
અંગ શીતલ કરે સુખ શાતા;
સમજ તું રતના સેવને સતગુરૂ,
પ્રગટ પ્રીછવે બને મોક્ષ દાતા.—ભરમ.

  

રાગ એ૦૪. પદ—૪૭.

સારમાં સાર છે પ્રપંચ ત્યાં પાર છે,
સત્ય સંગત વિના કેમ લાધે;
દેહ સાથે ગડયો ગુણુથી નવ ટળ્યો,
દુનીયામાં ભર્યા દુવીત સાધે.—સારમાં.

જાગ જગ્મન કરે સકળ તીરથ ફરે,
આપદા નવ ટલે દેહ દમતાં;
સંત સેવ્યા વિના સુખ નહી સ્વપ્ને,
જેમ જંબુક વન માંહી ભમતાં.—સારમાં.

પ્રગટ પ્રીછે નહી મીથ્યાને રહ્યો ગ્રહી,
મન વડે રાંક થઇ દેવ જાચે;
ખબર પોતા વિના ખોડ ભાંગે નહી,
નીર આવે નહી કુંભ કાચે.—સારમાં.

ગ્રત રહ્યું દુધ મહીં એમ વ્યાપક સહી,
જગત જાણે નહી દૂર દેખે;
પાપ પુઠે પડયું ધર્મને દોડતાં,
વણ સમજ્યો વૃત્ત લાભ લેખે.—સારમાં.

જીપણું જો ટલે સતગુરૂ સંત મલે,
હરિ હસ્તા મલે થાય દ્રષ્ટે;

કાષ્ટની પુતળી કાયા કહે રતનો,
ચૈતન દોરીએ ચાલે ચેરટે.—ચારમાં



રાગ એજ. પદ—૪૪.

નિપજીયું વિશ્વ તે એક અવીનાશથી,
આદ્ય અંતે અવિનાશ જાણો;
વિશ્વનો નાથ તે લીન અવિનાશમાં,
જણુ જણુ જુજવા શાને તાણો?—નીપજીયું.

નીરના નેહમાં વૃક્ષ વીધી તણા,
વડ આદે કરી તરણ તુળસી;
સર્વે ફુલ્યાં સહી તોએ બીજું નહી,
રહ્યો છે એમ અવિનાશ વીલસી.—નીપજીયું.

અગણિત બુદબુદા ઉપજે જળ વિષે,
તેહ ભાંગે પુની થાય પાણી,
કીરણ પસરી ત્રણે લોકમાં રવિ વડે,
અસ્થ થાતે રવિમાં સમાણી.—નીપજીયું.

પુષ્પમાં વાસ રહી એમ અવિનાશ છે,
વાસ અવિનાશ તે નજર નાવે;
અવિનાશી ઓળખે ગુરૂગમે અનુભવી,
પુષ્પની વાસ લે ભમર ભાવે.—નીપજીયું.

કે'વા એહવા નથી અરૂપી એહ આતમા,
આદ અનાદ તે અખંડ કહાવે;
દાસ રતનો કહે ; વેદ ભણીયા ઘણા
ભેદ વીના હરિ હાથ ન આવે.—નીપજીયું.



રાગ એજ. પદ—૪૫.

અચળ આનંદમાં બ્રહ્મ વલિસી રહ્યો,
ઓળખો આતમા નીજ રૂપે;
વ્યાપક સર્વમાં સહુથી ન્યારો રમે,
હાથ આવે નહી ધ્યાન ધૂપે;—અચળ.

હરિ ગુરૂ સંતને જૂજવા જાણતા,
વૃત્તિ પોચે નહી અખંડ ધામે;
કરમ સાધે કંઇ દેવ જાચે જઇ,
અણછતો જીવ થઇ મુક્તિ માગે.-અચળ.

ભણ્યો શાસ્ત્રો ઘણાં નવ રાખી કંઇ મણા,
વેદ વાચક તણા ભેદ ભૂલ્યો;
દ્રવ્ય સંચ્યુ સહી કરજ ચુકવ્યું નહી,
લેખું સંભાળતાં વ્યાજે ડુલ્યો.—અચળ.

જળ થકી વૃક્ષને શાખ પસરી ઘણી,
પાન ફળ ફુલ થડ મૂળ મોટી;

એમ અવિનાશથી વિશ્વ તે નીપજ્યું,
ઉત્તમ મધ્યમ તે એક દેરી.—અચલ.

કૃપા: ગુરૂએ કરી સઘળે દીઠ હરિ,
ઠીક બેઠા કરી નીજ લાભે;
દાસ રતનો કહે અવની આકાશમાં,
રહી અવની તે આધાર આભે.—અચલ.



રાગ એજ. પદ—૪૬.

સળંગ સમજ્યા વિના સંશય છૂટે નહી,
ભોગવે ભાક્ષી બીજો જાણે;
નરપક્ષ નિરમલો સભર ભરીયો સદા,
જડ બુદ્ધિ જીવને પક્ષ તાણે.—સળંગ.

કર્મે કરી જીવ થયો, ભવન ભૂલી ગયો,
મન બાંધી રહ્યો એસી ઓરા;
છેક પોંચે નહી આપદા એમ રહી,
ગાંઠ અટકે જેમ સોય દોરા,—સળંગ

જગત ને નાતીલા ભેખ ને સંપ્રદા,
લાયની દાહની એક જ્વાલા;
એમ દાઝે સહુ વર્ણવી શું કહું ?
સંત શીતળ રહ્યા દાહ ન્યારા.—સળંગ.

ધર્મ મારો ખરો બીજા મીથ્યા કરો,
એવું કાં ઓચરો અસ્ત વાણી;
દ્વાદશ પંથમાં સઘળે દેખો હરિ,
વૃક્ષો અનેક જેમ એક પાણી.—સરંગ.

પ્રગટ પીંડમાં રામ રમતો સદા,
મૂર્ખ ભાળે નહી દેખે અલગો;
દાસ રતનો કહે દેહ સાથે મળ્યો,
તજી તાંદુલ ને તુચ્છ વળગો.—સારંગ.



રાગ એજ. પદ—૪૭.

રવિ પ્રગટયા વીના રજની તો નહી ટલે,
ક્રોડ ઉપાય કરો ચંદ્ર દીવં;
તોય દીસે નિશા, અજ્ઞાન જાણો એસા,
નવ સુજે કંઈ દીશા અંધ એવા.—રવિ.

રાહુએ રવિ ગ્રહી દીવસ રજની થઇ,
એમ નીજ આતમા જીવ કહાવે.
મોહ અજ્ઞાન રાહુ જ્ઞાન રવિને ગ્રહ્યો,
બ્રહ્મ તે જીવની ચાલ લાવે.—રવિ.

ભુલ્યો અજ્ઞાનમાં અટકી રહ્યો માનમાં,
સમજ્યો નહી સાનમાં પડયો સાંસે;

સઘળાં તીર્થ કરી સઘળે થાકચો ફરી,
નવ ભાસ્યા હરિ જે રહ્યા પાસે.-રવિ.

સુતે સ્વપનું થયું સજ્યાનું સુખ ગયું,
અંતર દુઃખ સ્હું દાઝ લાગી;
અણુછતો જીવ થઈ આપદા ભોગવે,
સ્વપનું સમે જ્યારે જુવે જાગી.-રવિ.

સજ્યા સંતોષની શીયળ સુખોપતી,
અજ્ઞાન સ્વરૂપને જીવ જોની;
દાસ રતનો કહે હું ને મારૂં મીથ્યા,
વણુ સમજ્યો કરે વાત મોંની.-રવિ.



રાગ એ૦૪. પદ—૪૮.

વાર શું વર્ણવું વાર તો વહી ગઈ,
ગુરૂજીએ રસ બસ રૂપ કીધું,
તન મન ધન ચિત્ત ચરણે રાખતાં,
કૃપા કરી અભયનું દાન દીધું.-વાર.

આદિત પ્રગટીયો પૂર્વમાં જે હતો,
વણુ સમજે બહુ વાર જાણી;
જળ જામ્યું હતું શીતના સંગથી,
રવિ તપે ગળી થીયું તેહ પાણી.-વાર.

સુમ ને દાતાર તો દેવનો દેવ છે,
મહીપતિ રંક તે એક તોલે;
દારુકની પુતળી દોરીએ બહુ રમે,
ઉચ્ચ ને નીચ કેરાઇ બોલે.—વાર.

આનંદ મંગળ છે જ સતસંગમાં,
સત ગુરૂ સાનમાં લક્ષ લાગી;
યમ ભય કાળની ચોટ લાગે નહી,
જન્મ મરણની ખોટ ભાંગી.—વાર.

બુદ્ધ વીચારતાં બીજો ભાસે નહી,
આપ ખેલો રચે આપ જોવે.
દાન આપે દીએ હાથ આપે લીયે,
હસે આપે વળી આપ રોવે—વાર.

જે જે કરે જગ ગુરૂ બીજું શું અનુસરૂં,
પોતા વડે ન રહ્યું કાંઈ કરવું;
અંત આવ્યો હવે તંતને જાણતાં,
અખંડ આત્મા રહ્યો, દેહે મરવું.—વાર.

દુધ સાકર ભળી અંતર ગયો ટળી,
જેમ પીયુને મળી પ્રાણ પ્યારી;
નીર ને ખીર તે હંસ ન્યારાં કરે,
દુધ સાકર ભળી ન હોય ન્યારી.—વાર.

સ્નેહ સાચો સહી વૃત્તિ ડોલે નહી
અચળ ધામે રહી પીયુ પાસે,
દાસ રતનો કહે દેહ દીસે ઘણા,
આત્મ દર્શનથી એક ભાસે.–વાર



રાગ એજ. ૫૬—૪૯.

એક નીજ આતમા કોઇ બીજો નહી,
જેમ અગ્નિ થકી અનંત દીવા;
એમ નિજ બ્રહ્મને જુગલ માયા રચી,
ધરી દેહને રસ પ્રેમ પીવા.––એક.

રાજ્ય રાવણનું થયું ત્રણ લોકમાં,
દેવ જીતી ગ્રહો કેદ પુર્યા.
એવો લંકાપતિ સત્તા કોની હતી,
વિચારી જુવો કોઇ સંત શૂરા.—એક.

જ્યારે સીતા હરી, રામ રોતા વળી,
કોને કહીએ બળી કોણ હાર્યો?
એ રમત અટપટી કોઇ ન શકે વટી,
રોતા રામે વળી રાવણ માર્યો.—એક.

રામ રવિ જાણીએ રાવણ રજની વળી,
કીરણ સીતા તેનું હરણ બોલે;
કીરણ રવિમાં રહી, રજનીમાં નવ ગઇ,
એમ સમજો નીજ તંત તોલે.—એક.

અદ્વૈત બ્રહ્મને દ્વૈત દેહ ધારણ કર્યા,
રામ રાવણ તણાં રૂપ લીધાં;
દાસ રતનો કહે વાત વિસ્તારવા,
દૈત્ય વાનર તણાં સૈન્ય કીધાં.—એક.



રાગ કુંડલીઆ. પદ—૫૦.

શ્રી ગણપત પહેલા ગુરૂ, વંદો બહુ કર જોડ,
ત્રણે ગુણ રહ્યા તે વડે, સુર તેત્રીશે કરોડ.
સુર તેત્રીશે કરોડ, ઇંદ્ર બ્રહ્મા વિશ્નુ મહેશ,
વહાંસે પાર અપાર, દીસે ઓહી ગુરુકા દેશ.
કહે રતનો કર જોડ, સતગુરુ સબકા બંધ છોડ
શ્રીગણપત પેલા ગુરુ વંદો બહુ કર જોડ. ૧

અબ લેહ લાગી લાલસે, લાલ રહ્યા હે પાસ,
કોઇ કહે ગીરતાર કાશી, કોઇ કહે પરભાસ;
કોઇ કહે પરભાસ, પાસ નહી તેને પેખે,
નંહી સત ગુરુની સાન, પાસે પુરહી દેખે.

કહે રતનો કર જોડ, ગુરૂજી હીનો દ્રઢ વિશ્વાસ,
અબ લેહ લાગી લાલસે, લાલ રહ્યો હે પાસ. ૨

પાસ હતા પીછે નહી, દુરમતિ દેખે દૂર,
જેસે મૃગ વનમાં ફીરે, નાભીમેં કસ્તુર;
નાભીમેં કસ્તુર, ભેદ વિન્યા નહી પાયો,
ભટકત આઠો જામ, જન્મ તેં એસે ગુમાયો,
કહે રતનો કર જોડ, રામ રહ્યો ભરપુર,
પાસ હતા તે પીછે નહી, દુરમત દેખે દૂર. ૩

દુર સમજી દેખન ચલ્યો, રામ રહ્યો ઘટમાંય,
દુનીયામાં દીસે નહી. મૂરખ ભટકે કાંય;
મૂરખ ભટકે કાંઇ, ગુરૂ બીન ખાવે ગોથાં,
પડી નહીં પહીચાન, સમજ બીન સાધે થોથાં,
કહે રતનો કરજોડ, ગુરૂગમ અવીનાશી ઓળખાય,
દુર સમજી દેખન ચલ્યો, રામ રહ્યો ઘટમાંય. ૪

ઘટ પર ઘટમાં રમી રહ્યો, અવિનાશી ભરપુર,
વ્યાપકને પ્રીછે નહી, ને ભમતાં હીંડે ભૂર,
ભમતાં હીંડે ભૂર, ભટકે ભેદ વીન્યા ચોરાશી
જીવપણું કે જોર, ભયો હુય સ્વર્ગ નર્ક કો વાસી.
કહે રતનો કર જોડ, જમદલ જીતેગા કો સુર,
ઘટપર ઘટમાં રમી રહ્યો, અવિનાશી ભરપુર. ૫

સભર ભર્યો સચરાચર સ્વામી, દેખો શુદ્ધ વિચાર,
શેષ રટત સહુસ મુખે, વેદ ન પામે પાર,
વેદ ન પામે પાર, અકળ કળ્યામાં નાવે:
સો હરિ સંતો પાસ, અવનશ લાડ લડાવે,
કહે રતનો કર જોડ, પરિબ્રહ્મ દીસે પ્રપંચ પાર,
સભર ભર્યો સચરાચર સ્વામી, દેખો શુદ્ધ વિચાર. ૬

રામ રામ સહુ કો કહે, રામ ન જાને કોઇ,
જન્મે જાન્યો રામકું, સો જીવન મુકતા હોઇ;
જીવન મુકતા હોઇ, અચલ ધામકે વાસી,
પોંચે પદ નિર્વાણ, ઘટમેં દીઠો અવિનાશી,
કહે રતનો કર જોડ, ગુરૂગમ સમજી નિરભય હોઇ.
રામ રામ સહુ કો કહે, રામ ન જાને કોઇ. ૭

જન્મે જાન્યો રામકું, તાકુ નહી તન આશ,
ધ્રુવ અંબરિશ પ્રેલાદ વિભિક્ષણ, જાણ્યો તુલશીદાસ,
જાણ્યો તુલસીદાશ, ભરથજી રાજભોગ નહી ભાયો,
અંજની સુત આનંદ અવનશ, રામ ચરણ ચિત્ત લાયો,
કહે રતનો કર જોડ, જાનકી જીવન જુગ પ્રકાશ,
જન્મે જાન્યો રામકું, તાકો નહી તન આશ. ૮

ચોરાશીમાં ચિત રહ્યું, મુખસેં જપે રામ,
આવાગમનકી આદ ન મેટી, વણ સમજ્યો વે કાન

વણુ શમજ્યો વે કાન, તનકો તાપ ન બૂઝે;
જેસે અવીયા ગાય, વછ બીન કેસે દુઝે ?
કહે રતનો કર જોડ, ગુરૂ ગમ સમજે પુણું કામ,
ચોરાશીમાં ચિત રહ્યું, મુખસેં જપે રામ. ૯

બાલક શીખે બોલવા, સંત મ ધરજો રોશ,
શુભ અશુભ જે બોલવું, તે જાણો દેહના દોશ;
તે જાણો દેહના દોશ, નિરદોશી દીસે ન્યારો;
એ સતગુરૂની સાન, સંતો શુદ્ધ વિચારો.
કહે રતનો કર જોડ, વસ્તુ છે ઘરબારેમાં જોશ,
બાલક શીખે બોલવા, સંત મ ધરજો રોશ. ૧૦

બાલક બુદ્ધ છે માહરી, સતગુરૂ સંત સુજાણ;
દયા *જાણીને દુર કરી, લક્ષ ચૌરાશી ખાણ,
લક્ષ ચૌરાશી ખાણ, મીટાવ્યો ભવસાગર ફેરો,
સતગુરૂ પકડો બાંય, કીયો હંસ બ્રહ્મ સાગર ભેળો;
કહે રતનો કર જોડ, મીટાવી ગુરૂએ ખેંચાતાણ,
બાલક બુદ્ધ છે માયરી, સતગુરૂ સંત સુજાણ ૧૧

સાચા સતગુરૂ ભેટીયા, કીયો કરમકો નાશ,
અજ્ઞાન તિમિર ટાળીયાં, કીયો જ્ઞાન રવિ પ્રકાશ;
કીયો જ્ઞાન રવિ પ્રકાશ, સદંતર દેખ્યો સ્વામી,
ઠાલો નહી કો ઠામ, વશી રહ્યો ઘટ ઘટ અંતર જામી;

કહે રતનો કર જોડ, મીટાયો ગુરૂએ માથા પાશ.
સાચા સતગુરૂ ભેટીયા, કીયો કરમકો નાશ, ૧૨

કરમ ધર્મસેં જીવ ભયો હય, આદ અંત અવિનાશ;
રાજા સ્વપને રંક ભયો, સો રહ્યો પીચારી પાસ,
રહ્યો પીચારી પાસ, દુરબલ રંક ઠેરાને,
રાજ તખ્ત સુખસેજ જો, જાગૃત હોય તો જાને;
કહે રતનો કર જોડ, છોડી માંખણ ગ્રહે છાશ,
કર્મ ધર્મસેં જીવ ભયો હય, આદ અંત અવિનાશ. ૧૩

એક અલખ અદ્વૈત સદા, દ્વૈતે ભાસ્યો અનંત,
એ સબહીમાં સબસેં ન્યારો, સો બુઝે કોઇ સંત;
સો બુઝે કોઇ સંત, વાકી દ્રષ્ટે નાવે ઓર,
પશુ પંખી ખર શ્વાન દીસે, જો મુદીત શીલા પર મોર;
કહે રતનો કરજોડ, સમજો જ્ઞાન વીશે એ તંત,
એક અલખ અદ્વૈત સદા, દ્વૈતે ભાસે અનંત. ૧૪

બીજો ભાસે બીબા જોતાં, ઓછો અદકો તોલ,
અજ્ઞાને અંતર ઘણો, જ્ઞાને બ્રહ્મ કલોલ;
જ્ઞાને બ્રહ્મ કલોલ, નીરખી લીલાને ન સરાને,
આનંદ આઠો જામ, સમજ્યા સતગુરૂકી સાને,
કહે રતનો કર જોડ, સમજી સોહં સોહં સુખ બોલ;
બીજો ભાસે બીબાં જોતાં, ઓછા અદકો તોલ. ૧૫

ત્રિગુણી માયા બ્રહ્મની, બ્રહ્મ રહ્યો ગુણ પાર,
માયા નાટક જોઇને, ભુલ્યો શુદ્ધ સંસાર;
ભુલ્યો શુદ્ધ સંસાર, જેસે વંધ્યા હાલર ગાવે,
નહી પુત્ર પરીવાર, વાકું પય કહાસેં આવે?
કહે રતનો કર જોડ, એવું સમજી લહીએ સાર,
ત્રિગુણી માયા બ્રહ્મની, બ્રહ્મ રહ્યો ગુણ પાર. ૧૬

ચાર વેદ ખટ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ,
વાસે ભેદ ન્યારો રહ્યો, સમજે સંત સુજાણ,
સમજે સંત સુજાણ, માયા એક ભેદ વિચારી.
વેદાંત મત ગુરૂ જ્ઞાન, તત્વ લીધું વિચારી,
કહે રતનો કર જોડ, દેખો અરધ ઉરધવની સાન,
ચાર વેદ ખટ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાન ૧૭

પાંચ તત્વ વીચારતાં, ઉગારતાં રહ્યો એહ,
નવ પંદર ચોવીશ તત્વ, પચીશ માયા છેહ,
પચીશ માયા છેહ, અકલ અછેદ રહ્યો અવીનાશ;
સાચા સતગુરૂ સેવીએ, તો પ્રગટ દીસે પાસ,
કહે રતનો કર જોડ, અખંડ આત્મા મીથ્યા દેહ.
પાંચ તત્વ વિચારતાં, ઉગરતાં રહ્યો એહ. ૧૮

જાણે એ કોઇ અનુભવી, સતગુરુકે પ્રતાપ,
જીવન મુક્તા જુગમાં, જન્મે ખોયું આપ;

જન્મે ખોયું આપ, ફરે નરહાવે આનંદ રૂપ,
આત્મ દ્રષ્ટિથી જોતાં, આપે રંક આપે ભુપ;
કહે રતનો કર જોડ, વીચારો વસ્તુ નાવે માપ,
જાણે એ કોઇ અનુભવી, સતગુરૂકે પ્રતાપ. ૧૯

સમજુને સંશય નહી, અણસમજુને આગ,
હું ને મારૂં કેમ ટળે, જેના રહ્યા બે ભાગ;
જેના રહ્યા બે ભાગ, મીટે નહી મારૂં તારૂં,
કરે ક્રોડ ઉપાય, ટળે નહી રવિવીણ અંધારૂં.
કહે રતનો કરજોડ, સમજ મન બુદ્ધ રહી એ કાગ,
સમજુને સંશય નહી, અણસમજુને આગ. ૨૦

  

રાગ એજ. ૫૬—૫૧.

હ્રદયમાં સમજણ સાચી દીસે, સાચી વસ્તુ જોય,
અટકી ઉભા દોઢીએ, સુભટ કહીએ સોય;
સુભટ કહીએ સોય, વીચારી રણનું જોતાં જ્ઞાન,
સૈયદ પછેડી પાથરે, પણ નહી શૂરાની સમાન;
કહે રતનો કર જોડ, જો મળ ટાળે નીરમળ હોય,
હ્રદયમાં સમજણ સાચી દીસે, સાચી વસ્તુ જોય. ૧

વાતુ લાવે છેકની, હૈએ હેત અપાર,
સમજણમાં સંશય રહ્યો, તેનો થાય વિચાર;

તેનો થાય વિચાર, કહો ગત કીજે કેવી,
બીન નાણે વેપાર, વસ્તુ કેણી પેર લેવી;
કહે રતનો કર જોડ, જેઠા સમજી ગ્રહીએ સાર,
વાતુ લાવે છેકની, હૈએ હેત અપાર; ૨

મહેલ ચણાયા મોટા સુંદીર, માંહી રે'વાની આશ,
બ્રાહ્મણ જમવા નોતર્યા, દીયો ઋષીશ્વર વાસ,
દીયો ઋષીશ્વર વાસ, દેખી ભીતર બ્રાહ્મણ આવે;
અવની ને આકાશ, ભેગા કોઈ કાલ ન થાવે,
કહે રતનો કર જોડ, જેઠા સમજો શબ્દ પ્રકાશ,
મહેલ ચણાવ્યા મોટા સુંદીર, માંહી રે'વાની આશ. ૩

દુનીયા દીસે ઘર વિષે, તો બીજાની સઈતાત,
એમા કાંઇ ઓપે નહી, અનુભવ કેરી વાત;
અનુભવ કેરી વાત, વિચારો નરહાવાનો દેહ,
હાવો રહ્યો છે દેવળે, નરહાવો વિદેહ;
કહે રતનો કર જોડ, જેઠા રવિ ઉગે જાશે રાત,
દુનીયા દીસે ઘર વિષે, તો બીજાની સઈતાત. ૪

આંટી સહુ કોઇ ઓળખે, વીંટોળ ચાલ્યો જાય,
મધુરો ચાલે ગગનમાં, તે પવન નવ પ્રીછાય;
તે પવન નવ પ્રીછાય, ગગનમાં મગન રહે ભરપુર,
એ પદ ઈચ્છે પામવા, તો આવરણ કીજે દુર;

કહે રતનો કર જોડ. જેઠા જો સાચું સમજાય,
આંટી સહુ કોઇ ઓળખે, વીંટોળ ચાલ્યો જાય. ૫

સમજણ સંશય ન હોય ભેળાં, ન હોય અનુભવ આંટી એક,
ભકિત ભોળાપણુ ન હોય ભેળાં, અનુભવ વાત વિવેક;
અનુભવ વાત વીચારી, કીજે દુનીઆ નાશ,
અજ્ઞાન તિમિર જો ટળે, હોય જ્ઞાન રવિ પ્રકાશ.
કહે રતનો કર જોડ, જેઠા સમજો વાત વિવેક.
સમજણ સંશય નહોય ભેળાં, ન હોય અનુભવ આંટી એક. ૬

સમજ્યા સમજ્યા સહુ કહે, સમજે નહી કોઇ એક,
સમજીને ગરબડ કરે, અનુભવ આંટી એક;
અનુભવ આંટી એક ટળે નહી, દુનીઆ ન મલે રામ,
મહા સંત માને નહી, ન હોય રવિ રજની એક ઠામ
કહે રતનો કર જોડ, જેઠા જગની વાત અનેક,
સમજ્યા સમજ્યા સહુ કહે, સમજે નહી કોઈ એક. ૭

રોળાં રસબસ થઇ રહે, બારીશ થઇ તબ જાન,
ઘા લાગો કબ જાનીએ, જબ પડે નીશાન;
જબ પડે નિશાન, ગુરૂમન જાણો સમજો શેષ,
અરૂણ ઉદય તબ જાણીએ, જબ ન હોય રજની લેશ;
કહે રતનો કર જોડ, જેઠા અનુભવનાં એંધાણ,
રોળાં રસબસ થઇ રહે, બારીશ થઇ તબ જાન. ૮

બંકે કર્મ જબ આપને, બંકે સબહી સેન,
માત તાત ઉર બંધવા, કુટુમ્બ સહીત ઉર બેન;
કુટુમ્બ સહીત ઉર બેન, સગાં સબ સાહી,
કહે તે સારી વાત, વાકુ હોત બુરાઇ;
દાસ રતન કહે રામ ભજીલે, મત કર દુજા ચેન,
બંકે કર્મ જબ આપને, બંકે સબહી સેન. ૯

ક્યોં કળપાવે આતમા, કરનીમેં હુય ઓછ;
સુખ ઐારનકો દેખકર, આપે ધરતે રોશ.
આપે ધરતે રોશ, સો કબુ નવ કીજે,
જો કીયા કીરતાર, સુખ દુખ સીર પર લીજે;
દાસ રતન કહે રામ ભજીલે, છોડી સબકો સોસ,
ક્યોં કળપાવે આતમા, કરણીમેં હુય ઓછ. ૧૦

આત્મ શીજે આપનો, વાટ ન લીજે કોઇ,
મેં કરૂં સો પડયા રહે, કિરતાર કરે સો હોય.
કીરતાર કરે સો હુય, જોઇ વિચારી વાત,
તન ધન જોબન નહી રેવાનાં, તેની કેવી વાત;
દાસ રતન કહે રામ ભજીલે, હોનહાર સો હોય,
આત્મ સીજે આપનો, વાટ ન લીજે કોય. ૧[illegible]

કયા બડાઇ આપની, બાજી બહુનામીકે હાથ,
જોર કહાકો કીજીએ, રંકા જેશી જાત;

રંકા જેશી જાત, માંગ કર ખાઇએ,
સતસંગ આછે નીર, વામે બેઠ કર નાઇએ;
દાસ રતન કહે રામ ભજી લે, મત કર દુજી બાત,
ક્યા બડાઇ અપની, બાજી બહુનામીકે હાથ. ૧૨

  

## અથ બ્રહ્મ કોકીલ.

પદ—૨૨.

સમરૂં ગણુપતિ ગણુનાઈશ, સતગુરૂ ચરણે નાઉં શીશ,
સરસ્વતી શારદા તું સત્ય, માતા આપ અવિચલ મત;
વાણી તાહેરો વેપાર, વ્યાકરણ વેદ ગીતા સાર,
શાસ્ત્ર ખટ અઢાર પુરાણ, પીંગલ રાજવલભ જાણ. ૧

કીધા કલમા ને કુરાન, ભૂગોળ પૃથ્વી પ્રમાણ,
સાખી સવૈયા ને છંદ, બોલો રેખતા આનંદ;
કેતા કવીત કેતા ગીત, રૂપક રાજ કેરી રીત,
માતા અગ્ર બેઠી બોલ, પૂરણ થાય બ્રહ્મકલોલ. ૨

અચળ ચળે નહી અવિનાશ, જડ ચૈતન સઘળામાં વાસ,
અકળ અરૂપી અછેદ, પહોંચે નહી વાણી વેદ;
બોલું અણુછતો હું એમ, અવિગત ગત જાણું કેમ,
માયા રચી તે મોઝાર, સુરિનર કોઇ ન પામે પાર. ૩

બીબાં કર્યાં તેં બહુ ભાત, નવકુળ નાગ સાયર સાત,
અષ્ટકુળ પર્વત એવા, અવની ઉપર છે હેવા.
શોભે વન અઢારે ભાર, માનવ દેવ નર ને નાર,
દાનવ દૈત્ય યમ ને જીવ, બ્રહ્મા વિશ્નુ ને વળી શિવ. ૪

રચીયો ત્રિગુણ માયા તંત, ચોરાશી લાખ જીવજંત.
જુગતે કરી ચારે ખાણ, અન્ડ જળ કાષ્ટ ને પાષાણ,
ગણતાં પામીએ નહીં પાર, કુન્ડલ કીરીટ બીચ નિર્ધાર.
પંખી અનલ આદિ માંખ, મછર ઉડવા છે પાંખ. ૫

પોરા મગર વાસો નીર, ધાતુ સૂવર્ણથી કથીર,
કાષ્ટ તૃણ વડ આદે, મેવા વિશ્વને સ્વાર્થે;
અગ્નિ જળ હરે સુરા, રમતા સતી ને શૂરા,
ચોસઠ જોગણી જુગતે, બાવન વીર તે વિગતે. ૬

અડસઠ તીર્થ ગંગા પ્રાગ, સુંદીર કીયા છત્રીશ રાગ,
અષ્ટ મહાસિદ્ધિ સિદ્ધ સાધે, નવનિધ વિશ્વ આરાધે
જો ખટ ઋતુ બારે માસ, ઓપે અવની ને આકાશ,
રચના કરી નવે ખંડ, આનંદ રૂપ કીધું અખંડ. ૭

પાણી પવન ચંદા સુર, તારા નવે લાખ ભરપુર,
બાદલ ગગનમાં ચાલે, સરવે એમ થઇ મહાલે,
ભુલા ભવન ભટકે સોય, અવિગત ગત ન જાણે કોય,
માયા રચી મોટો થોક, બંધન કીયા ચૌદે લોક, ૮

એકે પુન્ય એકે પાપ, કીયા થાપ ને ઉથાપ,
સુખ દુખ સાર ને અસાર, એકે જીત એકે હાર;
વૈકુંઠ સ્વર્ગ સુખભારી, ઇચ્છા કરે નર ને નારી,
રચ્યાં નર્ક તેં અઠયાવીશ, રમત રૂડી રચી જગદીશ. ૯

વલસ્યો આપ રમણુહાર, નવ લે જીવ બુદ્ધિ એ પાર,
હું હું અણુછતો બોલે, ઘેર્યો ઘેનમાં ડોલે;
જોને જુગમાં જાગી, અજ્ઞાન નિદ્રાને ત્યાગી,
તારૂં કોણુ તું કેનો, કર ને વિચાર તું તેનો; ૧૦

વીચારો મૂળ જીવા જોણુ, કયાંથી આવીઓ તું કોણુ !
મૂરખ શું કરે મારૂં, જગમાં કોઇ નહી તારૂં,
ભુલ્યો ભેદ વીન્યા તું ભૂર, પાછળ પ્રભુ દેખે દૂર,
આત્મ જીવ થયો આપે, વળગ્યો પુન્ય ને પાપે. ૧૧

પીડા પામ્યો તું અનંત, નાવે ચૌરાશીનો અંત,
મૃગજળ નીર ભરીયાં જેમ, સરવે અણુછતું છે એમ;
નહી કાંઇ પામવું ખોવું, નહી કાંઇ હસવું ને રોવું,
નહી કાંઇ કહેવાને ગ્રીવા, નહી કાંઇ જાવા ને રે'વા. ૧૨

નહી કાંઇ બોલવાને વેષે, નહી કાંઇ વીદ્યાને લેખે,
નહી કોઇ વાચ્ય નહી કોઇ મૂન્ય, ન્યારા નહી શબ્દ ને શૂન્ય;
તે કેમ દ્રષ્ટમાં આવે, સતગુરૂ સાનમાં સમજાવે,
જડ ચૈતનમાં શ્રીજગદીશ, વસીયા વાસ વીસવાવીસ. ૧૩

અરૂપી રૂપમાં છે રામ, ઠાલો નહી કોઇએ ઠામ,
સતગુરૂ સાંન પોંચે છેક, સાજ સળંગ સુતર એક;
જોતાં શુદ્ધ વીચારે સોય, નાવે દ્રષ્ટે બીજો કોય,
ગુણના પતિ તે ગોપાલ, સતગુરૂ આપ સરજણહાર. ૧૪

સો હરિ આપ શારદા માત, વાણી કરી તેં વિખ્યાત,
મોહન ધર્યું માયાનું રૂપ, છળવા દેવ દાનવ ભૂપ;
નાટક રચ્યું સગુણ સોય, નિર્ગુણ સઘળામાં હોય,
અગણિત દ્રષ્ટમાં આવે, સતગુરૂ એક સમજાવે. ૧૫

નવ કુળ નાગમાં નિર્વાણ, સસાહે સતી સારંગ પ્રાણ.
વિલસ્યો ગિરિમાં ગોવિંદ, ફૂલ્યો વન પૂરણાનંદ,
મોહન માનવી રૂપે, આપ રંક ને આપ ભૂપે;
દેવી દેવતા દયાળ, નિશ્ચલ જાય રમણહાર. ૧૬

આપે જીવ આપે જમ, આપે દેવ આપે નમ,
આપે બ્રહ્મા ને શ્રેષ્ઠ, ડગ મગ આપ, આપે નેષ્ટ;
આપે વિશ્નુ મહેશ ત્રિગુણી માયા, આપે બૃહસ્પતિ સુરરાયા,
આપે ઇશ ચોરાશી અવતાર, ઇંદ્રજળ ખાણ આપે ચાર. ૧૭

આપે અગ્નિ ઝળકે, આપે નીર થઇ ખડકે,
આપે સતી પ્રગટે નુર, કાયર આપ, આપે શૂર;
આપે જોગણી ને વીર, મુંજાવર આપ આપે પીર,
તીર્થ આપ આપે નાથ, આપે રાગ આપે ગાય. ૧૮

કેતા સુણુતા હરી આપ, આપે થાય નહી ઉથાપ,
દ્વાદશ મેઘ આપે શ્યામ, રાવણુ આપે આપે રામ;
વિલસી રહ્યો આપ નવ ખંડ, આપે એક છો બ્રહ્માંડ
આપે વેદ ને વાણી, આપે પવન ને પાણી. ૧૯

આપે ચંદ આપે સુર, તારા આપ આપે નૂર,
વાદળ દેશ છે અનેક, ચૈતન અવિગત છે એક;
રચના કરી ચઉદે લોક, વલસ્યો આપ થોકે થોક,
જેવા દેહ તેવી ચાલ; ન્યારો આપ રહ્યો કરણાર. ૨૦

વાસ પુષ્પમાં છે જેમ, અરૂપી રૂપ માંહે તેમ,
કેની દ્રષ્ટમાં નવ આવે, વિરલા સંત સમજાવે;
ત્યાં નહી માયા કેરો લેશ, એવો સતગુરૂનો આદેશ,
ત્યાં નહી પાપ ને વળી પુન્ય, પાંચે રૂપ વરતે મન. ૨૧

મનનું રૂપ તે માયા, બાદલ જાણુવી છાયા,
ત્યાં ન હોયે વિશ્રામ, ન જડે ઘર જુલ્યો ગામ;
હું ને મારૂં નવ મુકે, મીથ્યા શોશમાં ચુકે,
મારૂં મારું ને વળી ધન, એ તો રૂપ વરતે મન. ૨૨

કલીમાં કુડ કપટ માંડે, શુધ્ધ વારતા છાંડે,
ક્રુર કર્મ મન બહુ ભાવે, દયા દીલમાં નાવે,
ચડયો મોહને તુરંગ, અવિદ્યા કુલ્યો આઠે અંગ,
મનસેં મહીપતિ કોઈ ભૂપ, એ તો કુમન કેરૂં રૂપ ૨૩

સુમને સવેળો જાગે, આળસ નિંદરા ત્યાગે,
સ્મરણ કરે રુડી રીત, ભાવે ભજન માંહી પ્રીત;
તીર્થ વ્રુત આચરતો, પૂન્ય પામવા કરતો,
કરવું ધ્યાન ને વળી ધુપ, એ તો સુમન કેરૂં રુપ. ૨૪

અમને વધે બહુ આનંદ, મીટે ચૌરાશીના ફંદ,
કર્તવ્ય કાંઇ નવ કરવું, મીટે જન્મવું મરવું;
આવરણ રહે સબ અળગાં, પૂન્ય પાપ નહી વળગ્યાં,
તન મન ગુરૂ ચરણે શીશ, અમન રૂપ વીશવાવીશ. ૨

નિજ મન ડગે નહી ડોલે, વ્યાપક સઘળે બોલે,
સમરણ સાશને ઉસાસ, સુરતી રહી પીયાજી પાસ;
ઠેરી ઠીક અચલ ઘાટ, આવ્યું દ્રષ્ટમાં વૈરાટ,
ચેત્યો જબહી આત્મારામ, નિજમન રહ્યા હય નિજધામ. ૨

એસી બ્રહ્મની માયા, અરુપી રૂપ દરસાયા,
માયા અનંતે રૂપ ધાય, દારા સુતા ભગની માય;
શકિત એક ચારે રૂપ, નવ જાણે બ્રમ્હ મોટા ભુપ,
વાતું અટપટી એમ જોય, પહોંચે છેક વીરલા કોય. ૨૬

કીયો ત્રિગુણ માયા થાપ, શકિત વિશ્વ નીપજાવ્યું આપ,
શિવની સેન્યા ગણ અગીયાર, ભૂત પ્રેત ને વૈતાલ;
ઉપજે ભય જોતાં એહ, માટે તામશી ગુણ તેહ,
રાજા રંક ને શ્રીમંત, સરવે સૃષ્ટિ જીવજંત. ૨

બાંધી સર્વને માયા, બ્રહ્મા રજોગુણ છાયા,
આપે અન જળ વીશરામ, થાએ પ્રસન પૂરણકામ;
દુનીયા થયું દેહ ધરતે, વિષ્નુ, સત્વ ગુણ વરતે,
ત્રિગુણી માયા ત્રણ પ્રકાર, બંધન કીયો સહુ સંસાર. ૨૯

દેવી અસુરી માયા, ત્રીજી ભગવતી છાયા,
અસુરી સૂમ ઠેરાવે, દેવી ખાય ખવરાવે;
નિર્મલ ભગવતીની રીત, રાખે સહુ સાથે પ્રીત,
કાયા માયા છાયા ધુપ, મીથ્યા નામ ને વળી રૂપ. ૩૦

તેને સંત ન માને સત, પોતે અવિગતમાં ગત,
ત્રિગુણી માયા તરણા તોલ, નિરખે દ્રષ્ટે બ્રહ્મ કલોલ;
મછ કચ્છ વરાહ નરસિંહ જેહ, વામન પરશુરામ વળી તેહ,
રામ કૃષ્ણ બુદ્ધ અવતાર, દશમો નકલંક નિરધાર. ૩૧

દસે રૂપ દરશાયા, એ પણ જાણવી માયા,
ચારે વેદ ચારે વાણ, અવસ્થા ચાર ચારે ખાણ;
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ, વૈકુંઠ લગી છે માયાજાળ,
નિર્ગુણ ન્યારો બ્રહ્મ અતોલ, સિરગુણમેં બ્રહ્મ કલોલ. ૩૨

નીરખી નેન શીતલ થાય, વાસી ફળ ફુલો સુકાય,
સતગુરૂ શબ્દ લાગ્યો રંગ, આનંદ વેલ ફુલી અંગ;
સતસંગત જળને આધાર, પ્રેમ પુષ્પ ફુલ્યાં સાર,
નિર્ભય પદ પાવે સોઈ, જાકો સંત સમાગમ હોઇ. ૩૩

રતના રામ સઘળે જોય, સતગુરૂ આત્મારામમાં અતોય,
સંવત અઢારાંનવાણું મધ્ય, માગસર માસ ઉત્તમ સધ્ય.
પક્ષ કૃષ્ણ તે અતિ સાર, તીથિ અષ્ટમી ને રવીવાર.
પૂર્ણ કીયો બ્રહ્મકલોલ ! સમજી સોહં સોહં મુખ બોલ. ૩૪

  

રાગ કડખો. પ્રભાતી. પદ—૫૩.

ભોગ બહુ ભોગવે મન વડે મહા દુખી,
દીવસ રજની એમ જાય રોતાં;
કર્મગત તે કરે સકળ તીર્થો ફરે,
ઉજળા ન હોય અંગાર ધોતાં.—ભોગ.

જેમાં કોઇ જુવતી પ્રસવ થઇ પીયુ વીના,
સલજ થઇ ચાલતી શોચ મનમાં;
ગુરૂવીન્યા જ્ઞાનને એણી પેરે જાણવું,
ત્રિવિધના તાપ તે રહે તનમાં.—ભોગ.

અંધારી રેનમાં તસ્કર સંચરે,
સદન સુનું હોય તો તાપ લાગે;
અજાણ્યો જાણે નહી અણુછતી આપદા,
એમ જાણે રખે કોઇ જાગે—ભોગ.

દ્રષ્ટિ સહુ દીશ કરે, ભય મનમાં ધરે,
મનુષ્ય માયા ન હોય સદન સુને;
એમ સહુકો ડરે ભવને ભૂલા ફરે,
કોટી ઉપાય કરે અધીક હુને.—ભોગ.

ગુરૂજીના ચર્ણુંમાં શીશ અર્પણ કરે,
હું ને મારૂં સર્વ મિથ્યા જાણે,
દાસ રતનો કહે આપ ગાળ્યા પછી;
અચલ અદ્વૈત સુખ સેજ માણે.—ભોગ.

  

રાગ એજ. પદ—૫૪.

જે ગમે તુજને નાથ વિશ્વંભરા,
તે વહાલું મુને એમ ખારૂં;
બાજી બહુ અટપટી રમત તેં તો રચી,
દુનીઆના ખેલમાં હું જ હારૂં.—જે ગમે.

ભક્તિ ભીખારી તું રાંક થઈ રડવડયો,
વેદ કેરી વચ્ચે સાખ સાચી;
ભક્ત બ્રાહ્મણ થઇ ગયો બળી જાચવા,
રંક થયો ઋષિનાં અન્ન જાચી.—જે ગમે.

ચોર સાહુકાર તું અનાથ ત્રિભુવન ધણી,
સર્વ ખટ શાસ્ત્રમાં શાખ તારી;
ચોર અનાથ ત્હેને ગોપીચે બાંધીઓ,
શામળશા થઇ તેં હુંડી સ્વીકારી.—જે ગમે.

રામ રણજીત તેં રાવણ મારીઓ,
સાગર ઉપરે શીલા તારી;
સૂરજ વંશમાં સબલ સારૂં કર્યું,
રાજ વિભિક્ષણ દીયો, સીતા વારી.—જે ગમે.

તું રણજીત, તું રણ તજીને ગયો,
કાળયવન પડયો કેડે જ્યારે;
ધન્ય તારી ઘડી ઉપમા એમ ચડી,
નામ રણછોડજી ધાર્યું ત્યારે.—જે ગમે.

છત્રપતિ પત્રપતિ તું સઘળે સહી,
બીજો ધારૂં નહી નીજ નામે;
દાસ રતનો કહે સત્ય સમજાવીયું,
આનંદ કીધું આત્મારામે.—જે ગમે.

  

રાગ એજ. પદ—૫૫.

ઘણુ તણા ઘાવ તે અગ્નિ તો નહી સહે,
લોહને રીજવે આપ ન્યારી;
એમ નિજ આત્મા વ્યાપક સરવે સ્થળે,
સતગુરૂ સાન લઇ જો વિચારી.—ઘણુ.
જગતનો ઇશ તું પાલક સર્વનો,
તુજ વડે ઉજળી દીસે માયા,
તુજ વીના રૂપ તે જોતાં ઝાંખુ પડે,
ચૈતન ચાલતે સુની કાયા.—ઘણુ.
અદ્વૈત બ્રમ્હ ને દ્વૈત લીલા કરી,
ચતુર વરણું કરે ચરિત્ર માલા,
અખંડ આત્મા જેમનો તેમ છે,
જન્મ મરણુ ભેઉ જુદા બાલા.—ઘણુ.
રમત તેં આદરી વેશ ધારણ કરી,
પંચ મહાભૂતનો વાઘો પેરી,
અહ આ દેહ તો, જીર થયો અણુછતો;
અજ્ઞાન આદયું વાલાં વેરી.—ઘણુ.
સતસંગત કરી, જોને પાછો ફરી,
પાસ રહ્યા હરિ, જો દ્રષ્ટ આવે;
સમજ તો રતના સંશય સરવે ટળે,
આત્મારામ ગુરૂ એમ કાવે.—ઘણુ.

  

રાગ ભૈરવ. પદ—૫૬.

થાપ ઉથાપ તે ખેલ માયા તણો,
  બ્રહ્મનો થાપ ઉથાપ ન્હોયે,
ઉત્તમ મધ્યમ ખેલ માયા તણો,
  અખંડ આત્મા સળંગ સોયે.—થાપ.

રૂપ ધારણ કર્યું વિધ વિધે વિસ્તર્યું,
  ઓઢો પ્રપંચ કરી ચરિત્ર માલા;
વિવિધ પ્રકારની વાણી તે ઓચરે,
  મુનીનાં મન હરે રૂપે બાલા.—થાપ

કોઇ નહી કુળવધૂ, સુતા તે કોઇ નહી,
  કો નહી ભગીની ને જનની જોતાં;
જમે રમે કોઇ સમે એમ આનંદમાં,
  કોઇ સમે શોકમાં સર્વે રોતાં.—થાપ.

કંસ રાવણ હરણાકંસ મહા હઠી,
  થાપ ઉથાપ તે માયા કરતી.
રાજ ઉગ્રસેન વિભિક્ષણ થાપીઓ,
  શોણીતપુર આણ પ્રેલ્હાદ વરતી.—થાપ.

મોટાને ઘર ગયો પરાધીન થઇ રહ્યો,
  ભવન ભુલી ગયો કર્મ ભોગે.
પ્રેત પીડા કરે અસતમાં મન ધરે,
  દેવ રક્ષા કરે માયા જોગે.—થાપ.

એ સર્વે મીથ્યા જાણવું સંતજો,
અનંત પ્રકારનો ખેલ માયા;
દાસ રતનો કહે અવિગત ઓળખો,
ફેરશે નહી કો જનુની જાયા.--થાપ.

  

રાગ એજ. પદ—પ૭.

અદ્વૈત દેશને સત સમજ્યા પછી,
વણ સમજ્યા કેમ વાત બુજે;
રવિ પ્રકાશ નવ ખંડમાં નિર્મળો,
અંધને આગળ નાંહી સુજે.--અદ્વૈત.

પાંગળો પંથે તે કેમ કરી પરવરે,
બેરાને શબ્દ શું ભોગ આવે?
દ્વૈતની હાજમાં અદ્વૈત નવ મળે,
ગુંગો ગીતારસ કેમ ગાવે?—અદ્વૈત.

સરોવર નીર તે કેમ સમુદર ભરે,
કૂપ છાયા કેમ બાર આવે,
છેક સમજ્યા વિન્યા એ ભાસે નહી,
નામ ને રૂપ અનેક કાંવે.—અદ્વૈત.

તારનાં તેજથી રજની તો નહી ટળે,
સરીતા પુર કેમ લેર તારે,
આપ સમજે નહી બોધ બહુ ના કરે,
જાન્હવી ત્રટમાં કૂપ ગાળે.—અદ્વૈત.

રોગ કમળા તણો રોગીના નેત્રમાં,
મીથ્યા રંગ ચારચુક પીત્ત ભાસે,
પ્રગટ રંગનું પારખું નવ પડે,
અજબ રંગ પારખું કેમ થાશે ?—અદ્વૈત.

અનુભવી સંતને આનંદ અવનશ,
સળંગ સમજ્યા જેણે સ્વાત ઉઠી,
દાસ રતનો કહે શુદ્ધ વિચારતાં,
સંશયની ગાંઠ તે એમ છુટી.—અદ્વૈત.

  

રાગ એજ. ૫૬—૫૮.

સંતની સાન તો કાન સમજે નહી,
શાસ્ત્રનાં માન તે કાન જાલે,
અકુલ છે આંખમાં જો ઉલટી ફરે,
પંડમાં પારખી બાર ચાલે.—સંત.

ભજનની રીતનો રસના નવ લહે,
બોલવાનું બહુ જોર દાખે;
શિવજીનું શત્ર મરણ અવનશ રહ્યું?
સમજીને સંત કે સુરત રાખે.—સંત.

ધ્યાનનું માન તો દેહનું ભાન છે,
ભાન ભુલ્યા પછી દ્વૈત નાસે;
આપ બીધ્યા થયું કોણ બીજું રહ્યું.
માયાને ઠામ તો ભરમ ભાસે.—સંત.

દેવ દાનવ ને નાગ માનવ સહી,
વેદ મરજાદમાં વિશ્વ દીસે;
ત્રિગુણ માયા વિષે વેદ વાણી લખે,
ત્રિગુણાતીત કોઇ સંત પીછે.—સંત.

કરમ ને ધરમ તે જીવની ચાલ છે,
શિવજીનું પદ તો શ્રીમંત તોલે;
જીવ ને શિવથી પાર પરિબ્રહ્મ છે,
ઘટ ઘટ વ્યાપક એજ બોલે.—સંત.

અનંત પ્રકારના ગ્રંથ અવની પરે,
જેમ સુદીત શીલા પર મોર દીસે;
સમજ તું રતના સાન સતગુરૂ તણી,
અદ્વૈત આત્મા એમ પીછે.—સંત.

  

રાગ એજ. ૫૬—૫૯.

ધ્યાન તો જે ધરે જ્ઞાન નહીં જેહને,
અબંધને બાંધવા જોર દાખે;
અબળા ઓળખે અંગ પીયુજી તણું,
સર્વ સગાં થકી ગુપ્ત રાખે.—ધ્યાન.

માત પીતા સુત ભ્રાત ભગની સહી,
કાકા કુટુમ્બ મોસાળે મામા;
સાસુ સ્વસુરને નારી સર્વે સગાં,
સ્વામીનાં સુખ તે જાણે શાનાં.—ધ્યાન.

સરવે સગાં તણું હેત દીસે ઘણું,
મળી મન રીઝવે ભાવ ભારી;
વિણુ મળે મન હસે હેત અબળા તણું,
રસબસ રૂપની રીત ન્યારી.—ધ્યાન.

નેણુ નેણું ધસે, મુખડાં જોઇ હસે,
એક તે એકનાં અંગ જાણુ.
દુનીઆ દીસે નહી, એકતા અંતર થઇ,
સુખ અદ્વૈતનાં એ પ્રમાણે.—ધ્યાન.

વશ કરે બળ કરી કેમ રીઝે હરિ,
દુનીઆ નવ ટળી જોતાં જોતાં;
કુંવારી કંથને દિવસે દેખે સહી,
સ્વામીનાં સુખ મળે નહી સેજ સુતાં.—ધ્યાન.

સુખ અબળા તણું જોગીને નવ મળે,
　　દીનતા નહી તેણુ દુર દીસે;
દાસ રતનો કહે નખશીખ પીયુ રહે,
　　કુષ્ટ વેઠી ચડો શીદ શીશે?—અબ.

  

રાગ એજ. ૫૯—૬૦.

અબંધ જાચે બાંધવા બંધ પોતે પડે,
　　સુનમાં સુન થઇ એમ બેસે;
વાત વિલાસની વેગળી તે થકી,
　　આપ ગળ્યા વિન્યા એમ રે'શે.—અબંધ.

અરૂપી રૂપમાં એમ લીલા કરે,
　　ચદ્રમા જળમાંહી જેમ દીસે;
રોમ રોમે રહ્યો તેહ મીથ્યા થયો,
　　ધ્યાનીની ધારણા રહી શીશે.—અબંધ.

શીશ જગદીશ છે, તો ચરણમાં કોણ રહે!
　　વાત વિચારતાં રસ જામે,
શીશ અધીક, તો ચરણ તો ન્યૂન નહી,
　　શીશ અર્પણ કરી ચરણ નામે;—અબંધ!

અક્ષયપદ પામવા ચરણુ સેવે સહુ,
શીશ સેવે નહી કોઇ કેનું;
શીશ નીશાન તો ચરણુ સેવે જડે,
પંડીત કરો પારખું કોઇ એનું.—અબંધ.

રૈયત રાજા તણી રાજા રૈયત તણો,
ઉલટ સમજો તમે ભેદ એના;
ગામ જંગલ નહી રૈયત કે દેશ નહી,
રૈયત ન હોય તો રાજા કેનો ?—અબંધ.

અબળા અંગ તે સોંપે લઇ શ્યામને,
શ્યામ અંગ અળગાં કોણુ દાખે ?
દાસ રતનો કહે એ સમજણ સંતને,
દાસ થઇને પીયુજી પાસ રાખે.—અબંધ.

  

પદ—૬૧.

ગણુપતિ ગણુનો રે ભાઇ, શાસ્ત્રનો સરદાર,
નિર્ગુણ ન્યારો તે થકી, સગુણનો વિસ્તાર.-ગણુપ

શ્રીગણુપતને વર્ણવું, શુદ્ધ બુદ્ધનો શીર મોડ,
સુંદીર પરિવાર સ્વામી તારો, વંદો બહુ કર જોડ.
રિદ્ધ સિદ્ધ જેની કુંવરી, લક્ષ લાભ બેટા સુપાત્ર,
મનકામના જેની પુત્રવહુ, ને ક્ષેમ કુશળ જમાત્ર-ગણુપ

સ્મરતાં તે સુખ ઉપજે, ગણુપતિ મંગલ રૂપ,
ઈંદ્ર આદિ સર્વે રાજા નમે, નમે મોટા ભૂપ.
ઉમીઆના સુત અક્ષર આપો, ત્રિગુણ આગેવાન,
બ્રહ્મા વિષ્ણુ મહેશ પહેલાં, પૂજે સર્વ દઈને માન.-ગણુપતિ.

વેદ શાસ્ત્રોમાં પહેલે માને, ગણુપતિ કેરો વાસ,
સ્મરણુ માત્રે સિદ્ધ આપે, ને પુરે મનની આશ.
સરસ્વતી સત્ય વચન દીજે, કૃપા કરો મુજ માય,
વીધી સુતાને વિનવું જેમ, અક્ષર પુરા થાય.-ગણુપતિ.

રમત સઘળી રહી પડદે, ન હોય ઉઘાળોને,
વાદળાં જેમ અંતર પડદે, ગગન વરસે મેહ.
વિશ્વ સઘળું દ્રષ્ટે આવે, જેમ ધર્યું રૂપ ને નામ,
દાસ રતનો વાદળું, ગુરૂ બોલે આત્મારામ.-ગણુપતિ.

  

કક્કા

રાગ ભેજ. પદ—૬૨.

અખરાતીત ઓળખો રે ભાઈ, અજા કેરા ઈશ,
અજા ઓપે તે વડે જેનું, જીવન છે જગદીશ.-અખરાતીત.

કકા કૃષ્ણ કૃપા થકી ભાસે, કૃષ્ણ નરની દેહ,
નાચી સરવે ગોપીકા, બન્યો અખંડ રાસ સ્નેહ.

રાસ રચ્યો નવ ખંડમાં, ઘર ઘર ગોપી કાન.
એવી દ્રષ્ટ પોંચે ત્યારે, કકા કૃષ્ણ કૃપા જાણ.—અખરા.

ખખ્ખા રમત ખોટી સર્વે, નામ રૂપનો નાશ,
તે ત્યજીને તત્વ ગ્રહે જો, જેને કહીએ અવિનાશ;
ડગે ન ડોલે અચલ એવો; પુરન પદની ખાણ,
તેને લે ચિત્તમાં ધરી, ખખા રમત ખોટી જાણ —અખરા.

ગગા ગુરૂ ગોવિંદ છે, તેમાં નથી ભિન્નભાવ,
ભવસાગરનો ભેટ લેજો, ચરણમાં ચિત્ત લાવ;
આપું ગાળીને દૂરમત ટાળે, સમજાવે લઇ છેક,
અલક્ષનો લક્ષ આપ્યા માટે, ગગા ગુરૂ ને ગોવિંદ એક.—અ.

ઘઘા ઘર ભૂલી ગયો, અને ભટક્યો નવખંડ,
દીશા મોડીને દૂર ગયો, શોધી ન જોયું પંડ;
પ્રભુ તારી પાસ રહે, જોને વિચારી મૂળ,
હરિગુરૂ સંતનેસેવીએ, તો ઘઘા ઘરનહી દૂર.—અખરા.

ઙઙા રવિ પ્રગટયા વીન્યા, તે ન હોય પ્રભાત,
સોળ કળાનો શશિ ઉગે, તોય દીસે છે રાત;
સાચા સતગુરુ જો મળે, તો હૃદયે પ્રગટે જ્ઞાન,
દાસ રતનો કહે સરવે સુજે, ઙઙા રવિ પ્રગટે જાણ.—અખરા.

  

રાગ એજ. પદ—૬૭.

રમત રસ રૂપનીરે ભાઇ, સમજે સતગુરૂ જાણુ,
જીવપણું જાય તેહનું, જેને લાગ્યાં સતગુરૂ બાણુ.—રમત.

ચચા દે ચિત્તમાં ધરી, જે દીસે પરપંચ પાર,
રમત રૂડી આદરી, ધર્યા વેશ નર ને નાર;
દેવ દાનવ માનવ રૂપે, આ જગમાં વિસ્તાર,
રમત માંડીને રહ્યો ન્યારો, ચચા ચિત્તમાં ધાર.—રમત.

છછા સમજે સાનમાં, જેમ અરૂપી ઓળખાય,
જીભ્યાએ શું વર્ણવું, હરિ નાવે વાણી માંહ્ય;
દરપણમાં મુખ દેખીએ; તે નહી બીજો નિદાન,
દેર્યો નાવે હાથમાં, તે છછા સમજે સાન.—રમત.

જજા જીવન એહ લોકનું, તે રહ્યું છે તુજ માંય,
દુનીઆમાં દીસે નહી, રહ્યો ગાફલ ગોથાં ખાય;
ષટ દર્શ અષ્ટ દ્વાદશ ને, પ્રાણ પુરુષનું દેહ,
તેથી પાર અપાર છે, જજા જગનું જીવન એહ.—રમત.

ઝઝા ઝડ લાગી હવે, હરિ હીરો આવ્યો હાથ,
સત્ય ગુરુ નીશાનમાં દીસે, નેનોં આગળ નાથ;
તેથી અધીક કાંઇ નથી, બીજે મન લોભાય,
ઝઝા ઝડ લાગી ખરી, જેથી પ્રપંચ દુર પળાય.—રમત.

અમારે આનંદમાં, કરી નિવૃત્તિ ઘરે વાસ,
મરે ન જન્મે આતમા, તે તો કહીએ અવિનાશ;
આદિ અંત અખંડ આતમા, મીથ્યા જાણો દેહ,
દાસ રતનો કહે સતસંગ, કીજે અમારે આનંદ તેહ.—રમત.

  

રાગ એજ. પદ—૬૪.

નિર્ગુણ નિરમલો રે ભાઇ, તે નાવે ગુણ માંય,
હું પદ ખોતાં હરિ મલે, અવિનાશી દરસાય.—નિર્ગુણ.

ટંકા ટળીએ ગુણ થકી તો, નિરગુણ નેણા માંય,
જડ ચૈતનમાં હરિ એક છે, તે કેમ બીજો થાય;
વસ્તુ રૂપે રહ્યો સર્વમાં, સુરનર શું સાર,
તે પદ પામો પલકમાં, જો ટંકા ગુણને ટાળ.—નિર્ગુણ.

ઠઠા ઠાકોર મનનો તો, આતમા ઓળખાય,
અણું માંહે વાસ એનો, તે બ્રહ્માંડમાં નવ સમાય;
એવો અદ્વૈત દેશ ગુરૂ તણો, ત્યાં નથી પાપ ને પુન્ય.
એ પદ ઇચ્છે પામવા, તો ઠઠા ઠાકર મન.—નિર્ગુણ.

ડડા ડરીએ કોણથી, જ્યાં જોવું ત્યાં રામ,
એવી કૃપા સંતની, સતગુરુ પૂરણકામ;
દુશ્મન સરવે દુર કરી, સમજાવાને હૃદય માંહી,
બાહેર ભીતર રામ દીસે તો, ડડા ડરવું નાહી.—નિર્ગુણ.

ઢવા ઢાળો કાચનો, એમ બંધાણો છે દેહ,
તેને સાચું જાણવું, અજ્ઞાન મોટું એહ;
કાયા માયા છાયા ત્રણે, વસ્તુ ખોયાનાં એંધાણ,
અચળને લે ઓળખી, ઢવા ઢાળો મીથ્યા જાણ.—નિર્ગુણ.

રેણા રણ અપાર દીસે, સેન્યાનો નહી પાર,
આશા તૃષ્ણા મોહ માયા, લોભ ને જંજાલ;
શુરા સંત તેને તરણ લેખે, પાછા ન ભરે પાય,
દાસ રતનો કહે ગુરૂગમે, રેણા રણ જીતાય.—નિર્ગુણ.

  

રાગ એજ. પદ—૬૫.

તત્વ તે તત્વમાં રે ભાઇ, શોધતાં સમજાય.
નવ પંદરથી ન્યારો જોતાં, પંચવીશ પાર પ્રીછાય.—તત્વ.

તતા તત્વ પાંચનું જેહ, રચ્યું તે નીરધાર,
નીર તેજ વાયુ આકાશ મહી, માંઇ છઠો સરજનહાર;
નવ પનરથી ન્યારો દીસે, ખોલે બાવન વાર,
તે સ્વરૂપ છે તારૂં, જોતાં તત્વ વીચાર.—તત્વ.

યથા સ્થીર મન રાખીએ, સતગુરૂ ચરણે વાસ,
ભવસાગરનો ભય ટલે, મીટાવે જમ ત્રાસ;
જન્મ મર્ણ જોખમ નહી, નહી ખાણ ચોરાશી લાખ,
એમ અણછતું અલગું કરીને, યથા સ્થીર મન રાખ.—તત્વ.

દદા વીચારી જોને દીલમાં, શું છે તારી જાત,
રસ રહ્યો પાત્રમાં પછી, બીજાં તેવી ભાત;
ભાત દેખી ભુલો ફરે, રસ ન જાણે ગમાર,
રસ જાણે રસ રૂપ થાય, જો દદા દીલ વીચાર.—તત્વ.

ધધા ધરણી આકાશમાં, આકાશ અવની માંઇ,
આકાશ આવે દ્રષ્ટમાં, તો અવની દીસત નાંઇ;
શત્રુની એ સાન છે, તે જાણે વીરલા કોય,
અવની ઉડી આકાશમાં, તો ધધા ધરણી ન હોય.—તત્વ.

નના નિરમલ દેશ એવો, જેવાં નીરમલ નીર,
મેલ ટાળે સર્વનાં, જેનાં મતાં છે ગંભીર;
શુભ અશુભ જે પડે જળમાં, તેનો ન લાગે લેશ,
દાસ રતનો કહે જળ રૂપે જાણો, નના નિર્મળ દેશ.—તત્વ.

  

રાગ જોગ. પદ—૬૬.

પ્રીત તો પામીએરે ભાઈ, જો હોય પ્રીતની રીત,
સ્નેહ સાચો તે સહી, જે ઓળખી થાય અજીત.—પ્રીત.

પપા પ્રીત પરિગ્રહ સાથે, જેમ જળમાં મીન,
તેમાં તો દ્રષ્ટ ભેદ છે, હોય જળ જળમાં મીન;
એ ગત જાણે જોગ જુગ્તે, જીવનમુક્તિની રીત,
અવિનાશી ઉરમાં ધરી, પપા પાળી પ્રીત.—પ્રીત.

ફેરા ફેરા નથી પાછો, હઈએ હિમત રાખ,
અષ્ટ અંગ આનંદમાં, હેતે હરિ રસ ચાખ;
જમકીંકર જખ મારે, માયા ચરણે સાઇ,
લીન રસબસ રૂપમાં, તો ફેરા ફેરો નાંઇ.—પ્રીત.

બબા બલ ગુણ રૂપ વિદ્યા, વ્યાકરણ વેદ વીચાર,
ભેદ વિન્યા નિજ બ્રહ્મને, તે ન પામે નીરધાર,
વિણ મથ્યું મહી તાવીએ, તેનું કેમ થાશે તુપ ?
એમ સમજ વીન્યા સર્વે મીથ્યા, બબા બલ ગુણ રૂપ.-પ્રીત.

ભભા ભક્તિભાવે રહીએ, ભજનમાં ભરપુર,
જેમ કળા વાધે ચંદ્રની, તેમ દિન દિન પ્રગટે નુર;
એવાં સુખ સતસંગમાં, તે જીવનમુક્તનો લાવ,
આનંદ ઉરમાં રાખીએ, ને ભભા ભક્તિભાવ.--પ્રીત.

મમા માયા દેખી ભુલ્યો, પોતાનું નિજ ધામ,
અજાણ્યો અજ્ઞાનમાં, તેને દ્રષ્ટે નાવે રામ;
અજ્ઞાન તિમિર ટાળે સતગુરૂ, છોડે માયા પાસ,
દાસ રતનો કહે અખંડ બ્રહ્મ છે, મમા માયાનો નાશ.-પ્રીત.

  

રાગ એજ. પદ—૬૭.

જીત્યા તે જાણીએ રે ભાઇ, જો હોય આવરણ દુર,
આપું ટાલી એમ જીતે, જે મરણ માંહે શૂર.—જીત્યા.

યયા જગમાં જીતીએ, જો હુંપદ હારી બેશ,
વેદ વાચક સત્ય બોલે, સમજે તેને રેશ;
હું હું બોલે સુત બીજાનો, નથી ને ઉભો થાય,
યયા જગમાં જીતીએ, જો હુંપદ મનથી જાય.—જીત્યા.

રેરા શબ્દ રણુકાર સાચો, રોમે રોમે રામ,
શુદ્ધ વિચારે જો તું સઘળે, ઠાલો નહી કોઇ ઠામ;
કીડી કુંજર પશુ પંખી, દેવ દાનવ માનવ ને નર નાર,
જ્યાં ;જેવો ત્યાં તેવો, રેરા શબ્દ રણુકાર.—જીત્યા.

લય લક્ષની વાતમાં, બલદેવા ભુલ્યા ભાન,
તાલી ગણુતે તાગ નાવ્યો, નારી થયા નિદાન;
પરીઆ ને ઘેર રહ્યા પોતે, બહુ બાળક જન્મ્યા વિશેષ,
લવા તાલી લેખ ના રહી, સત્યમાં ઓછી એક.—જીત્યા.

વવા વચન માન ગુરૂનાં, જેથી નિરભય થાય,
બ્રહ્મ લોક વૈકુંઠ સ્વર્ગ, આશા તેથી નહી સમજાય;
સ્વર્ગ વૈકુંઠ વાટમાં, પરાપાર છે નિજ ધામ,
તે પદ પામે સેજમાં, જો વવા વચન માન.—જીત્યા.

શશા સંશય ગાંઠ છુટે, આવરણુ પામે અંત,
જગત મણિઆં જાણીએ; માંહી સળંગ આત્મ તંત;
અનેક મણીઆં એક દોરી, રચ્યો માયા ઠાઠ,
સળંગ સમજે છુટશે, તે શશા સંશય ગાંઠ.—જીત્યા.

ષષા ખાતું લખ્યું કોણે; કોણે કીધાં કર્મ,
સ્વર્ગ નરક કોણ ભોગવે, કીયા જન્મ કોણ ધર્મ,
મરે મારે કોણ કેને, અવિગત છે એક,
દાસ રતનો કહે વણુ માંડયું શું આવે,ષષા ખોટા લેખ.—જીત્યા.

  

રાગ એજ. પદ—૬૮.

આપદા એમ ટળે રે ભાઇ, જો હું મારૂં ન હોય,
સમો તેવી સાન પોંચે, સંતોષનું ઘર સોય;—આપદા.

સસા ઘર સંતોષનું, ત્યાં ભાવે કીજે વાસ,
એ તખ્ત છે ત્રણ લોકનું, જ્યાં ન થાએ મન ઉદાસ;
જેમ જગતના જીવ જાણે, માયા મોટો થોક,
તૃષ્ણા રૂપી આગ લાગી, તે સસાને સંતોષ.—આપદા

હયા હરિનું ભજન કરતાં, હરિ રૂપે હોય,
જેમ જળમાં લુણ ભર્યું તે, ફરી લુણ ન હોય;
જપ તપ તીર્થ જોગ સાધન, તેથી અધિક પુન,
સર્વમાંહી શ્રેષ્ટ છે, હયા હરિનું ભજન.—આપદા

લવા લાભ અલાભ નહી, જેને શત્રુ મિત્ર સમાન,
પાપ પુન્ય લોપે નહી, હૃદયે રહ્યું આત્મ જ્ઞાન;
નિંદા ઈર્ષા નવ કરે, સહુ સાથે સરખો ભાવ,
એવા અનુભવી સંત જો મલે, તો લવા લીજે લાવ—આપદા.

ઓમ અક્ષર રહ્યો ભીતર, સોહં દિસે બાર,
ઓમ સોહં દોનું એક છે, તેની સાંકળી નિરધાર;
અદ્વૈત અક્ષર બારાખડી, તે સમજતાં સુખ થાય,
એક અક્ષર ગ્રહણ કરે તો, દુરગતિએ નવ જાય.—આપદા.

બાર પંથ ને બાવન દ્વારા, સરવેને સનમાન,
ખટ દર્શન ને ચાર સંપ્રદાય, જેમ વરની જાન;
જમે રમે સરવે એક માંડવે, મન માને તેમ ગાય,
કન્યા વરને પામશે,[1] જેની દ્રષ્ટ છે વર માંહ્ય.—આપદા.

શબ્દ વર ને સુરત કન્યા, જોડી છે જ અનુપ,
શબ્દ અરૂપી જાણીએ, તો સુરતનું શું રુપ;
અખંડ વરની જાનમાં, સોંડયો સહુ સંસાર,
પરણીને પાસે રહ્યા, સુત સોહાગણ નાર.—આપદા.

અનંત નારી સરવે સોહાગણ, શોભતા શણગાર,
પરણી પીયુને નવ ઓળખે, માણે મીથ્યા સુખ સંસાર;
વિષયનાં સુખ ભોગવે, ગતિ ધર્મનો નહી લેશ,
દેહથી પરણી મન કુંવારી, તે કેમ પામે દેશ ?—આપદા.

દેશ પામે જાય દુખડાં, અંગ આનંદ હોય,
સદા સનમુખ રહે સ્વામી, પ્રેમ દ્રષ્ટે જોય;
એવાં વચન ઓચર્યાં, સત ગુરૂ આત્મારામ,
દાસ રતનો રજ રૂપે પામ્યો, ચરણુનો વીશરામ. —આપદા.

  

રાગ એજ. પદ—૬૯.

સત ગ્રહી સમજવું રે ભાઇ, અસત અલગું થાય,
સત્ય વાતુ તે હરિ, અસત માયા પળાય.—સત ગ્રહી.

સમજતાં સુખ ઉપજે, કહ્યા કકા આનંદ રૂપ,
મહી મથી માખણ કર્યું, તેનું તાવી કીધું તુપ;
થયું ઘૃત વણુસે નહી, એમ જાણુજો નિરધાર,
અરૂપ દીસે રૂપમાં, જેમ દરપણુમાં દીદાર.—સત ગ્રહી.

આઠ પદ એવાં કહ્યાં, નિજ કેવલ બ્રમ્હ જ્ઞાન,
કે'વા ગ્રે'વા કાંઇ નથી, લઈ સતગુરૂની સાન;
સાનમાં સનમુખ હરિ, ક્ષણું ન અલગો થાય,
શ્રી ગુરૂના પ્રતાપમાં, તે દાસરતનો ગાય.—સત ગ્રહી.

સંવત અઢાર સતાણુઓ, માસ ભાદરવો અતી સાર,
પક્ષ ઉજીયારો અષ્ટમી, કર્યા કકા તે ગુરૂવાર;
ગાય શીખે ને સાંભળે; તેની પુરે મનની આશ,
દાસરત સમજે હરિ મળે, હોય અચળ ધામે વાસ.—સત ગ્રહી

  

રાગ રાસનો ગરબી. પદ—૭૦.

શું દીઠું સારૂં સંસારમાં રે,
પામ્યો મનખા જનમ હવે હારમાં રે,—શું દીઠું.

જેમ વાદળ છાયા ઓશ નીર છે રે,
એમ જાણો જગતમાં શરીર છે રે—શું દીઠું.

જેમ બાજીગર તો બાજી રચે રે,
લઈ રેતી રૂપીયા મોતી કરે રે.—શું દીઠું.

એ ખોટી બાજી જોઈલે રહ્યા રે.
કહે ખોટી પણ દેખે છે રૂપીઆ રે.—શું દીઠું.

આવે દ્રષ્ટે સાચું પણ કુડ છે રે.
કામ નાવે કોને અંતે ધુળ છે રે.—શું દીઠું.

જેમ સ્વપ્નામાં રાજ પામ્યો અણુછતું રે
નેણુ નીદ્રા હતી ત્યાં લગી હતું રે.—શું દીઠું.

ભૂત પ્રેતે રચ્યું શહેર શોભા કરી રે,
ચોક ચઉટાં જરૂખાં રંગે ભરી રે.—શું દીઠું.

મન મોહી રહ્યું શહેરમાં જઈ રે,
વીતી રજની તો કાંઇ દીસે નહી રે.—શું દીઠું.

એમ જગત મોહ્યું છે માયા ધામને રે,
જોજે રતના ન જાણે રામને રે.—શું દીઠું.

  

રાગ એજ. પદ—૭૧.

કોઇ કોનું નથી, ન સાચું જાણજો રે,
સત સંગે હરિ રસ માણજો રે.—કોઇ.

હેત કરતાં તો હાણ થાય છે ઘણી રે,
નથી જાણતો ગત માયા તણી રે.—કોઇ.

દુખ ભોગવે વેવાર ન.ર પામતાં રે,
લાજ થાયે સંતોને શીશ નામતાં રે.—કોઇ.

નારી બાળક ને સગાં હેતે મળે રે,
અંતકાળ દેખીને અલગાં રહે રે.—કોઇ.

રૂવે સ્વારથને એમ આવી મળે રે,
મુવા પછવાડે આનંદ અદકો કરે રે.—કોઇ.

કર્યાં પાપ તે સંતાપ થયો આપને રે,
છોરૂ આડાં નાવે કોઇ બાપને રે.—કોઇ.

માન્યું સ્વપ્નનાનું સુખ સાચું કરી રે,
દાસ રતનો કે' નવ જોયું પાછું ફરી રે.—કોઇ.

  

રાજ એન્ડ, પદ—૭૨.

કહ્યું માન તો કાંઈ તારૂં નથી રે,
જીવ થઇને રહ્યો પુન્ય પાપથી રે.—કહ્યું.

પુન્ય પાપ તે થાય માયા દેહથી રે,
ભુલ્યો મોહ સરૂપ તારૂં તેહથી રે.—કહ્યું.

ખાન પાન માન પામ્યો બહુ મૂરખા રે,
થાકે જાન ધ્યાન હરિ નવ ઓળખ્યા રે.—કહ્યું.

ગયું થયું રહ્યું મન માને સહી રે,
હું ને મારૂં કરતાં જાશે તો વહી રે.—કહ્યું.

ઘેર ઘોડા હાથી ને બહુ ઊંટ છે રે,
ભલેઃ શોભે મોટું વન હુંઠ છે રે.—કહ્યું.

માન પાન ફળ ફુલ નથી હુંઠમાં રે,
થયો કાયર લીધા ઘા પુંઠમાં રે.—કહ્યું.

આજ રાજ કાજ સાજ સર્વે થયું રે,
હરિ ભજ્યા વીન્યા રતના વૃથા ગયું રે.—કહ્યું.

  

રાગ એજ. પદ—૭૩.

ચેત ચેત અચેત ચેત ચિત્તમાં રે,
જેમ દ્રષ્ટિ પોંચે તે આદિ અંતમાં રે.—ચેત.

આદિ અંત તંત સંત સમજાવશે રે,
તારા ભવજળનો પાર ત્યારે આવશે રે.—ચેત.

સાન સમજ તો જ્ઞાન પ્રગટે હૃદેરે,
તે દેખીને વિશ્વ તો સાચું વદે રે.—ચેત.

જે જાણવું છે તે નથી જાણતો રે,
મૂઢ મતી મીથ્યા સુખને માણતો રે.—ચેત.

ઝાળ લાગી તે ત્રિવિધ તાપની રે,
માની માયા સહુકો આપ આપની રે.—ચેત.

આપ વીચારતાં બાપ શું લઈ ગયો રે,
તેના જેવો વાંસે ધણી તું તો થયો રે.—ચેત.

તન ધન ને જોબન રહેવાં નથી રે,
દાસ રતનો કે' કાંઈ શું કહીએ કથી રે.—ચેત.

  

રાગ એ૦જ. પદ—૭૪.

તન તારૂં નથી નાશ જાણજો રે,
એવું જાણીને આનંદ માણજો રે.—તન.

તન રહેતાં છતાં ચૌદ લોક છે રે,
તન મીથ્યા જાણે તો સર્વે ફોક છે રે,—તન.

કોઇ સ્થિર નથી તે અવની પરે રે,
એ તો અણછતાં જન્મે અને મરે રે.—તન

દેશ ભૂલ્યો માયા કેરો વેશ જોઈને રે,
પછી કેમ રહે ઘેર બેઠો રોઇને રે.—તન

ઘોડ મેલી મન ખેલ સતસંગમાં રે,
જેમ આનંદ વાધે તારા અંગમાં રે.—તન.

નિજ નામ ધામ રામ પરાપાર છે રે,
દાસ રતનો કે' દેહનો આધાર છે રે.—તન.

  

રાગ એજ. પદ—૭૫.

ટાળ અસત અહંકાર અભિમાનને રે.
સતસંગ તો હરે બહુ જનને રે.—ટાળ.

ટેક રાખ એક નિશાની જ નામની રે,
બીજી ટેક અનેક કોણ કામની રે.—ટાળ.

ઠાઠ દેખીને ગાંઠ હૃદયે પડી રે,
મોહી રહ્યો મૂરખને માયા જડી રે.—ટાળ.

ડાપ કરતાં તે પાપ વળગ્યાં કંઇ રે,
સતસંગ કરવાને નવરો નહી રે.—ટાળ.

ઢાળ ઢળીયો ચૌંરાશી લાખમાં રે,
નમ્યો સતગુરૂ સંત કેરી પાંખમાં રે.—ટાળ.

રૂણ ચુકે ચોરાશી જન્મ મરણનું રે,
મહાતમ જાણે જો સતગુરૂ ચરણનું રે.—ટાળ.

રામ નામ હૃદય રતના અનુભવ્યું રે,
ખત ચોરાશી લાખનું તેં ચુકવ્યું રે.—ટાળ.

 

રાગ એજ. પદ—૭૬.

ખોયો મનખો તેં ચાલ ગ્રહી ચોરની રે,
ગત રૂડી દીસે તુંથીં ઢોરની રે.—ખોયો.

ફરીઓ ફેરા તું ચોરાશી લાખમાં રે.
ઊંઘ ઉડી નહી તારી આંખમાં રે.—ખોયો.

કુડ કપટ અંતર મેલમાંએ છે રે,
તામસ કેમ ટળે બહારે નાહ્યો છે રે.—ખોયો.

ન્હાયે ધોયે જુવે કાયા શુદ્ધ છે રે,
હાડ માંસ મળમૂત્રથી અશુદ્ધ છે રે.--ખોયો.

મૂળ બીજ વીચાર તારી બુદ્ધિથી રે,
ન હોય ઉજળા અંગાર ધોઇએ દુધથી રે.--ખોયો.

અણુસઠ તીર્થ કરીને આવ્યો ફરી રે,
ખર ન્હાય ગંગાજળ ન થાયે તુરી રે.--ખોયો.

મન માન્યું મૂરખ તારૂં દેહથી રે,
શુભ વસ્તુ અશુભ થાએ એહથી રે--ખોયો.

ઠાઢ કપટ અસત તેમ અહંકારને રે,
દાસ રતનો કે' હુંપદ હારને રે.--ખોયો.

  

રાગ એજ. ૫૬—૭૭.

હું હાર્યાં પછી હરજી મળે રે,
હું હાર્યાં વીના ઉપાય મીથ્યા કરે રે.--હું.

શિવ જાણે તો હરિહર એક છે રે,
બીજાં અશિવ નામ અનેક છે રે.—હું.

ચઉદ લોકના ભૂપ વિષ્ણુ જાણીયે રે,
સત્ય સત્ય કહ્યા છે વેદવાણીએ રે.--હું.

બ્રહ્મ જાણે તો બ્રહ્મમાં બીજા નથી રે,
ચોદ ચાર ખટ અઢાર થયાં એહથી રે.—હું.

બ્રહ્મા વિષ્ણુ મહેશ ત્રણે દેવ છે રે,
એને વિશ્વ રચ્યાની ટેવ છે રે.—હું.

આદ્ય શકિત માતા ઉમીયા ખરી રે,
જેણે ચઉદ લોકની રચના કરી રે.—હું.

ચઉદ લોક પૃથ્વી કેરા નવ ખંડ છે રે,
દાસ રતનો કે' આત્મા અખંડ છે રે—હું

  

રાગ એજ. પદ—૭૮.

દિન રૂડા તે દી તારા જાણવા રે,
ભાવ ઉપજે હરિ પદ માણવા રે.—દિન.

દીશા પ્રગટે શીતળ શરદ ચંદ્રની રે,
હોય કૃપા ગુરૂ તેમ ગોવિંદની રે.—દિન.

થાય આનંદ મંગલ ચિત્ત ધારણે રે,
તનમન કીજે સંતો કેરે વારણે રે.—દિન.

બુદ્ધિ આગી કુબુદ્ધિ અળગી કરે રે,
લીજે દાસપદ તે સહુથી સરે રે.—દિન.

ગુરૂ લક્ષ આવે તો જાણુ આલમા રે,
સંસાર સ્વપ્નું હતું તે ગયું રાતમાં રે.—દિન.

દુધ સાકર શા દીઠા ભોગ જગતના રે,
ભાવ મીઠા તેથી હરિ ભગતના રે.—દિન.

હરિ ગુરૂ સંત સાથે સ્નેહ કીજીયે રે,
દાસ રતનો કહે હરિરસ પીજીએ રે,—દિન.

  

રાગ એજ. પદ—૭૮.

જેણે હરિ રસ પીધો હેતમાં રે,
તેણે માયા વખાણી રેતમાં રે.—જેણે.

સંત શબ્દ અનુભવી આચરે રે,
મન ક્રમ વચને હૃદયે ધરે રે.—જેણે.

ભુખ્યું ભાંગી જેને સંસારની રે,
તેની દ્રષ્ટિ પોતી પરાપારની રે.—જેણે.

જ્ઞાન રવિ પ્રગટયો હૃદય આત્મા રે,
અજ્ઞાન અંધારૂ વહી ગયું રાતમાં રે.—જેણે.

પછી બાહેર ભીતર બીજો નથી રે,
જુવો શુદ્ધ વીચારે વિવેકથી રે.—જેણે.

વગર જાણે કરે તું લેખું ઘણું રે,
જાણે વીરલા કોઇ સ્વરૂપ પોતા તણું રે.—જેણે.

પછી ઘટઘટમાં આત્મારામ છે રે.
દાસ રતનો કે' અણુછતું નામ છે રે.—જેણે.

  

રાગ સવૈયા. પદ—૮૦.

બ્રહ્મકી બાત સો બ્રહ્મહી જાનત, દુસરા ઔર ન જાનત કોઇ
જો કોઇ કહે મેં બ્રહ્મ ભયો, સો કહનહારો દુસરો હોઈ;
એહી અઘાટકો ઘાટમેં નાવત, ઘાટ બનાવત કાં'બત દોઈ.
દાસ રતન કર જોડ કહે, જીવકી ચાલ મીટે બ્રહ્મ હોઇ, ૧

બ્રહ્મ ભયો પુની કહાં રહ્યો, નહીં માત ન તાત ન સુત ન ભ્રાતા,
કુળ કુટુમ્બ નહી નર નારી, ન લેન દેને નહી સુખ ન દાતા;
આવત જાવત પંથ મીટાવત, પાવત ઘર સો પંથ ન ઘાતા,
દાસ રતન કહે કર જોડ કે, ભયો પ્રકાશ નહી તીન શાતા. ૨

બ્રહ્મ સદાએ રહ્યો પરિપૂરન, દાનવ માનવ દેવ પન્નંગા,
કેસરી કુંજર જંબુક સસા, મૃગ બગ ખગ કીટ ઔર પતંગા,
મછ કચ્છ ત્રે મંગલ માંહી, મીનકે પુરા છીપકે સંગા,
દાસ રતન કર જોડી કહે, રામ સબહીમેં રે'ત અસંગા. ૩

બ્રહ્મ કહે સો બ્રહ્મ ભયો કોઉ, નાં કહે બ્રહ્મ કહાં ગયો હે,
બીન જાને બ્રહ્મકે તન હોઈ, જાને સો તો અજ્ઞાન ટલ્યો હે;
પીયુકી બાત પતિવ્રતા જાને કે, પીયુ હૃદે તનહી હે રહ્યો હે,
દાસ રતન કહે કર જોડી કે, બ્રહ્મ જાને સો તો ચૂપ થયો હે. ૪

રાગ હોરી.—૮૧.

દેખો દેખો રે સતગુરૂની મેહેર
જીનુંને બ્રહ્મ બતાયો બેઠાં ઘેર.—દેખો

મૂળ સીંચે લીલે હોત પાન,
પાન સીંચે સુક જાત;
એસો ગુરૂને કહ્યો રે વિવેક,
તબ જડ ચૈતન દેખ્યો એક.—દેખો.

ઈંદુ રહ્યો હય જળમેં લીન,
કોઇ અપને જેસે જીવ જાન્યા મીન,
ખેલત મેલત પડી હય જાલ,
મીન આઇ જાલે ઈંદુ રહ્યો બાર.—દેખો.

એસી હય સતગુરૂકી સાના,
કોઈ સમજે વીરલા સુજાના;
જો સમજે સો નીરભય હોઇ,
વાકુ દમન કરે કોઈ જુગમે નાંઇ—દેખો.

વાકુ સેજ સમાધિ પૂરનકામ,
જીનમેં બાહેર ભીતર દેખ્યો રામ;
એસો ગુરૂએ કહ્યો હય ભેદ,
જહાં નગમ ન પોંચે વાણી વેદ.—દેખો.

પવન સંગે ગરદ ચડી અસમાન,
    ગગન છાયો નવ દીસે ભાન;
નભકું ન હોવે ગરદ લેશ જાન્યો,
    એહી હય રતના ગુરૂકો દેશ.—દેખો.

  

રાગ એજ. ૫૬—૮૨.

દેખો દેખોરે સંસાર સ્વપનું રેન,
    કોઇ જાગી જુવો તજી નીદ્રા ઘેન.—દેખો.

સ્વપનાકે સુખમેં નહી પાયો રામ,
    રહો વિષય કે સંગ વાકયો કામ;
વાંસે પીડા ભઇ હય ઓર,
    હરિ ભજન બીન્યા નહી પાયો ઠોર.—દેખો.

હરિ મંદીર સેં ભયો ઉજાસ,
    જીને આન દેવકી રખી હે આશ;
સતસંગ છોડ કે જાગ્રત જોય,
    ગામ ભુલ્યો ઘર કહાંસે હોય.—દેખો.

દીપક જોત દેખી પતંગ,
    વામે જાલ્યો હય અપનો અંગ;
કયા દીપકને રખી હય પ્રીત,
    જાનો એસી હય સબ માયા રીત.—દેખો.

અંત શબ્દ સુણી જાગી જોય,
તો સ્વપન ઘેન સબ મીથ્યા હોય;
રામ રટન કર નિરભય હોઈ,
તો આ સપનું કેસે દમેગો તોહી.—દેખો.

એસો સમજી રહે આનંદ,
મીટે જન્મ મરણ ચોરાશી ફંદ;
જબ સતગુરૂએ પકડી બાંહે.
દાસ રતન રહ્યો ચરણો માંહે.—દે ૦ ।.

  

રાગ એજ. પદ—૮૩.

સંતો વસંત બતાયો ગુરૂએ સોય,
જ્યાં દ્રષ્ટ કરૂં ત્યાં દુજો ન હોય,—સંતો.

સરોવર તરૂવર વસંત સાર,
જાસે ફુલ રહી હે અઢારે ભાર,
કોઈ વસંત રૂત જનને પાઈ;
વાકુ જન્મ મરણ કો સંકટ નાંઈ.—સંતો.

આનંદ વેલી ફુલી અપાર,
તબ મન ભમરો ત્યાં કરે ગુંજાર:
ઉડત એકત વાકી ડાગ,
કોઇ આન પુષ્પ નહી ભાસ્યો સાર,—સંતો.

અચલ વૃક્ષ વાકો દ્રઢ હે મુર,
સઘળે વ્યાપક શાખા પ્રેમ ફુલ;
પાન અનંત કીયો વિલાસ,
વાકો નિર્ભય ફલ પાવે વીરલા દાસ.--સંતો.

એહી વૃક્ષ ફાલ્યો ઉલટ નાંહી,
કોઇ સંતજન બેઠે વાકી છાંઇ;
શીતળ હોયે આઠે અંગ
એસો શબ્દ વૃક્ષ વાકો જબ સતસંગ.—સંતો.

સતસંગ રૂતુમાં ફુલ્યા સંત,
વાકુ દ્વાદશ માસ રહ્યા વસંત;
હરિગુરૂ સંતની કૃપા હોયે,
તો રૂત નવ બદલે રતના સોયે.—સંતો.

  

રાગ એજ. પદ—૮૪.

સંતો વસંત રૂત જન જાને સોય,
જાકુ સંત સમાગમ સાચી હોય.--સંતો.

લક્ષ ચોરાશીમાં મનખો તંત,
જાકું ગુરુગમ હોઇ વસંત;
ફુલ્યો રે'વે આઠે જામ,
વાકી સુરતી પોતી નીજ ધામ.--સંતો.

અનુભવ સંતરૂપ આઇ ઉર,
જેસે સાગર ભળીયાં સરિતાપુર;
સરિતા સીંધુ રૂપે હોઇ,
જાન્યો આવત જાવત પક્ષ હોઇ.--સંતો.

શબ્દ પહિચાન પડી હે છેક,
વાકુ સ્તુતિ નિંદા હોયે એક;
અસ્તુતિ બોલે શબ્દ સોઇ,
વીન્યા શબ્દ કેસે નિંદા હોઇ.—સંતો.

ચાર વર્ણ મીલી અઢારે જાત,
ઉત્તમ મધ્યમ કરતા બાત;
શબ્દ મેળાવો દઇએ દુર,
સચરાચર શબ્દ રહ્યો ભરપુર.--સંતો.

અંજનવિદ્યા અવની દેખત નાંઇ,
વાકી દ્રષ્ટિ પોંચી રે દ્રવ્ય માંહી.
સમજ તો રતના સ્વપનું મૂલ,
આત્મ દર્શન દેખો સ્થુલ.—સંતો.

  

રાગ કાફી હોરી. પદ—૮૫.

હોરી રંગ મચાયો રે,
ગોવાલન કે'ત કનઈઆ.—ટેક.

વસંત રૂત આઈ ઉર હમારે;
કયોં કર ખેલ ન જાવે.—ગોવાલન.

કહત કનઈઆ સુનો વ્રજનારી,
ખેલન હોરી ના ચઈએ રે.—ગોવાલન.

ફાગન ફુલ્યો હય અંગે,
ના ખેલો તો કરમાય રે.—ગોવાલન.

કહે નંદલાલ હોરી રસ મીઠો,
પ્રીત વીન્યા ના પાયે રે.—ગોવાલન.

કહત સખી સુનો શ્યામ હમારે,
પ્રીતકી રીત બતાયે રે.—ગોવાલન.

દાસ રતન ઐસે કહત કનઈઆ,
પ્રેમ સુધારસ લાયે રે.—ગોવાલન.

  

રાગ એજ. પદ—૮૬.

અબ સુનીઓ વ્રજનારી રે,
કનઈઆ કે'ત પુકારી.—ટેક

કોહુ કહે મેરી સાસ લડત હે,
કોહુ કહે કુળ લજવારી રે.—કનઈઆ.

કોહુક કરહીં કાજ ભુવનમેં,
કોહુ કહે મેં પનીઆરી રે.- કનઈઆ.

કોહુક ગોરસ બેચન ચૈએ,
કોહુ કહે મેં મહીઆરી રે.--કનઇઆ.
કોહુક બાલ ખવરાવત અપનો,
કોહુ પીયાજીકી પ્યારી રે.--કનઇઆ.

જો ચાહે રસ ખેલન હોરી,
હો જાવો સબસે ન્યારી રે.--કનઈઆ.
દાસ રતન એસે કે'ત કનઇઆ,
પ્રીતકી રીત હે ન્યારી રે.—કનઇઆ.

  

રાગ એજ. પદ—૮૭.

જેસે કહું એસે કીજે રે.
સખી કે શ્યામ હમારે.—ટેક.

સાસુ લડે નાંહી નણદલ ખીજે,
કુળ લાજ છોડી દીજે રે.—સખી કે શ્યામ.
કાજ ભુવન છોડે સબ હમહી,
આનંદકો લાવ લીજે રે.—સખી કે શ્યામ.

ગોરસ બેચન કછુ ના ચહીએ,
વછુવા ચવાવી દીજે રે.—સખી કે શ્યામ.
બાલ અમલ રસ લટપટ રે'વે,
પીયાકો મન પતીજે રે.—સખી કે શ્યામ.

અરજ હમારી સુનો ગિરધારી,
તનમન હમકું દીજે રે.—સખી કે શ્યામ.
પ્રેમ મગન રસ ખેલો હોરી.
દાસ રતન મન રીજે રે.—સખી કે શ્યામ.

  

રાગ એજ. પદ—૮૮.

ખેલત રાધે કનઇઆ રે,
મચી હોરી જમુના તીરે—ટેક.

આઇ રાધીકા સંગ સાહેલી,
દેખી બલભદ્ર વીરે રે.—મચી હોરી જમુના.

સંગ સખા લઇ ધાયો કનઇઆ,
અંગ ભીંજાવત નીરે રે.—મચી હોરી જમુના.

રાચે રાધા સખી પ્રીયા લલીતા,
બોલતી ધીરે ધીરે રે.—મચી હોરી જમુના.

હાંસી વિનોદકી હોત લરાઇ,
બાંધ લીયો હે દોરી રે.—મચી હોરી જમુના.

મોરલી છીન લઇ હે રાધે,
કનઇઆ ખેંચત ચીર રે,—મચી હોરી જમુના.

દાસ રતન કહે ગોપી ગોવાલા,
ફુલીત ભયો હે શરીર રે.—મચી હોરી જમુના.

  

રાગ એજ, ૫૬—૮૯.

દુર બાગ મત જાઇઓ રે,
ગોવાલન કે'ત કનઇઆ.—ટેક.

મેં અલબેલી સંગ સાહેલી,
ગીરધરલાલ હટાયો રે.—ગોવાલન કે'ત

હાર્યો મેં ના જાઉ ગોવાલન,
એસે સનમુખ રહીઓ રે.—ગોવાલન કે'ત.

કહે અલબેલી અપને શયામકું,
બહુત સખા સંગ લઇઓ રે.—ગોવાલન કે'ત.

ભર પીચકારી ધાયો કનઇઆ,
સબ સખી મીલકે ઘેર્યો રે.—ગોવાલન કે'ત.

કેસર ચંદન ઘોળત ડારત,
    કીચનસેં લપટાયો રે.—ગોવાલન કે'ત.

દાસ રતન કહે નંદલાલા,
    ફીર જમુનાજીમેં નાયો રે.—ગોવાલન કે'ત.

  

રાગ એજ. પદ—૯૦.

હોરી ખેલે વ્રજનારી રે,
    પીયા સંગ રાધે પ્યારી.—ટેક.

મેં નંદલાલ ખેલું રસ હોરી,
    તે વૃષભાન દુલારી રે.—પીયા સંગ.

સંગ સખા લઈ આયો કનઈઆ,
    ડારત હે પીચકારી રે.—પીયા સંગ.

કહે વ્રજબાલા દેખ ગોવાલા,
    ઠાડે રહ્યો ગીરધારી રે.—પીયા સંગ.

કહત કનઈઆ સનમુખ રઈઓ,
    પુરૂં મેં હામ તીહારી રે.—પીયા સંગ.

ઝગડત ઝગડત મીલ ગયે સબહી,
    હોત કોલાહલ ભારી રે.—પીયા સંગ.

ખેલત હોરી નવલ કીશોરી,
    દાસ રતન બલિહારી રે.—પીયા સંગ.

  

રાગ એજ. પદ—૯૧.

ખેલત હોરી કનઈઆ,
    દેખો જમુનાજી કે ઘાટે.—ટેક.

ઈતહીં ગોવાલા ઉતહીં ગોવાલન,
    કેસર ભરીયા માટે રે.—દેખો.

ગોવાલ બાલ સબ મીલકે આએ,
    હોરી ખેલન માટે રે.—દેખો.

ગોવાલન ઘેર મલી સબ આઈ,
    બરશાને કી વાટે રે.—દેખો.

ખેલત ખેલત રંગ મચ્યો હથ,
    કોહુ ન હારે ન ખાટે રે.—દેખો.

કે'ત ગોવાલન છોડ કનઈઆ,
    ચીર હમારો ફાટે રે.—દેખો.

સાસુ નણુદી મોહે લરેજી,
    અબ મેં પડી ઉચાટે રે.—દેખો.

દાસ રતન કહે ગોપી ગોવિંદ,
    ખેલ રચ્યો છે નિરાંતે રે.—દેખો

  

રાગ એજ. પદ—૪૨.

કનઇઆ ખેલત હોરી રે,
મીલી સબ નવલ કીશોરી.—ટેક.

પ્રીયા લલીતા સંગ સાહેલી,
આગે રાધે ગોરી રે.—મીલી સબ.

સનમુખ આવત હોનો ભૈયા,
રામ શ્યામકી જોડી રે.—મીલી સબ.

ગોવાલ બાલ સબ પીછે આવત.
ભરત ગુલાલકી ઝોલી રે.—મીલી સબ.

ચુવા ચંદન ઓર અગરજા.
કેસર ડારત ઘોરી રે.—મીલી સબ.

તેલ ગુલાલ ડારત પીચકારી,
કોઉ ન જાવત કોરી રે.—મીલી સબ.

નંદ-નંદન વૃષભાન દુલારી,
બોલત હે મુખ મોડી રે.—મીલી સબ.

દાસ રતન કહે કૃષ્ણજી રાધે,
અવિચલ રહો હો જોડી રે.—મીલી સબ

  

રાગ એન્જ. પદ—૭૩.

જલ ભરને કૈસે જાઇએ રે,
રોકયો જલ જમુનાનો આરો.—ટેક.

ગોવાલ બાલ મીલી ખેલ રચ્યો હે,
બીચમે કાન અટારો રે.—રોકયો જલ.

દૌડત દૌડત ફીરત દીવાના,
ખેંચત ચીર હમારો રે.—રોકયો જલ.

ઢોરત ગાગર નીર ઉડાવત,
મોહન મુરલીવારો રે.—રોકયો જલ.

જો કછુ કહીએ કેણુ ન માને,
માતાજી કાન તીહારો રે.—રોકયો જલ.

ગોકુલબાસ વસું કૈસે મૈયા;
ઝગડત હય દીન સારો રે.—રોકયો જલ.

દાસ રતન એસે કહત ગોવાલન,
જીવનપ્રાણ હમારો રે.—રોકયો જલ.

  

રાગ લાવણી. પદ—૭૪.

અદ્વૈત બ્રહ્મ ગુરૂ દેવ હમારે, હમ સેવક અદ્વૈતુકા,
દ્વિતીય હમારા દીલ ન માને, ઓમ શબ્દ અજીતુંકા;
મુક્ત મણિ ગુરૂ સુખ કે સાગર, ભવસાગરકા ભય હરતા,
આવા ગમનકી યાદ મીટાવે, શબ્દે ગુરૂ શાંતિ કરતા.

કલ્પ તરૂવર રતન ચિંતામણુ, મન વાંછિત ફલ સોઇ દેના,
અરજ હમારા સુનીયો સ્વામી, જન્મ મરણુ દુઃખ હુર લેના;
શીતલ ગુણુ ગુરૂ બાવન ચંદન, રતીભર તેલ કડા ઠરના,
ત્રિવિધ તાપ સમાવે સતગુરૂ, અંગ આઠે શીતલ કરના. ૨

સત ગુરૂ સાહેબ મેં નીજ દાસ, ચરણુ કમલમેં ચિત ધરના,
શબ્દ નાવ બેઠા કર ચલ હું, ભવ સાગર સેજે તરના;
ગુરૂકો મહીમા અગમ અપારા, પાર ન લે કોઇ પુરાની,
કેસે ઉપમા કર હું રતના, બુદ્ધિ ન પોંચે મન બાની. ૩

  

રાગ એજ, પદ—૯૫.

બ્રહ્મવેત્તા ગુરૂ મીલે દયાલુ, મોહે દુર્બલ પર દયા આની,
ડુબત લીયો કર ગ્રહી ગુરૂજી, રાખ લીયો અપનો જાની;
ગઅન મગન ગુરૂ અવનશ રે'વે, કયા પરખું મેરી બુદ્ધ નાની,
જો કહું સો તો કથ્યો ન જાવે, અદ્ભુત ગુરૂ દુનીઆ બાની. ૧

રુપ અરૂપી રે'વે સતગુરૂ, લાગત નહી કોઇ કીકાની,
અષ્ટ સિદ્ધિસો ગુરૂ કે દ્વારે, નવ નિદ્ધ મીલકર ભરે પાની,
સતગુરુ ભેટયા સંશય મેટયા, શબ્દ સાન જબ પહેચાની;
તત્વ સમાસ ભયો હય તબહી, ગગન ધુંવા જુવે વાની, ૨

ગુરૂ ગોવીંદમેં ભેદ નહી કછુ, અકળ ગત મેં એસે જાની,
ધન ધન ભાગ્ય મીલે જબ સતગુરૂ, વંદો જોડી જુગલ પાની;

ગુરૂ અવિનાશી સબ ઘટ વાસી, શુદ્ધ પ્રકાશી સુખ ખાની,
રામે રામ ભયો હે રતના, સમજ સમજ એસે જાની. ૩

  

રાગ એજ. પદ—૯૬.

મેં મૂરખ ગુરૂ ચતુર સુજાના, મૂરખતાઇ કૃપા કરના,
ધન ધન જન્મ સફળ કરી લીને, મીલે ગુરૂ જબ દુઃખ હરતા.
જબસેં કૃપા ભઇ સતગુરૂકી, તબ મન મેં રાખ્યો ચરનાં,
મ્હેર કરી ગુરૂદેવ દયા કરો, રાખ લીયો અશરણાં શરણાં. ૧

ભવસાગરકો ભય મીટાયો, નિરભય પદ દીયો નરનાં,
બાંહે ગ્રહી ગુરૂ બાર નીકાસ્યો, અબ ચોરાશી નહીં ફરના:
વિઘ્ન હરન ગુરૂ શોક સમાવે, અતિ આનંદ મંગલ કરના,
સાન કરી સમજાવે સતગુરૂ, મેટ દીયા જન્મ મરણાં. ૨

સંશય ગાંઠ છોડી સતગુરૂ, સરંગ ભયો અબ નહીં ડરના,
પરપંચ પાર બતાયો સતગુરૂ, દુજો દ્રષ્ટે નહીં ધરનાં:
જમ ચોરાશી ગુરૂકે આગે, જ્યું કેશરી આગે હરણાં,
મન કર્મ વચને માનકું રતના, સદાએ રહો ગુરૂકે શરણાં. ૩

  

શગ એજ. પદ—૪૭.

માત પીતા ગુરૂદેવ હમારે, મેં બાલક ગુરૂ કે છોટા,
બહુત ગુના જબ હોય હમારે, જાકર ચરણું મેં લોટા;
જબ હી મે'ર કરી ગુરૂ દેવા, અબ મેં રહ્યો ગુરુ કે ઓટા,
સમજાયો સંતો સત્ય ગુરૂજી, અબ કછુ મે નાહી ત્રોટા. ૧

દેહુ ભાવે એસે સમજાયો, જ્યું હોવે જળ પરપોટા,
જળસે ઉપજ્યો સમાણો જળમેં, જળસે ન્યારા નહી હોતા,
દીન દયાળ દશા સત ગુરૂકી, બદલે નાંહી મતા મોટા,
દુનીયા બાત ન માને સતગુરુ, પરપંચ મનસે ભયા ખોટા. ૨

અસ્તુતિ નીંદા વરજીત વરતી, બાવન બાર ગુરૂ બોલે,
શબ્દ સંભારી હું પદ હારી, કોઉ કરો વસ્તુ એ તોલે;
મેરૂ તોલ મતા સમુદરકા, અતોલ ગત ગુરૂકી ન્યારી,
ગુરુ ગોવીંદ એક રૂપે રતના, નામ જુગલ પર બલીહારી. ૩

  

રાગ એજ. પદ—૯૮.

પરાંપાર એક પલમેં પોંચે, જો સમજે સતગુરૂ સાની,
જેસે દીપક મંદીર પ્રગટે, ભયો પ્રકાશ સબકુ જાની;
ભયા ઉજીયારા જબહીં દીલમેં, તબકુ વસ્તુ પહીચાની,
માયાકી ગત માયા જાને, અપને દો દીન મહેમાની. ૧

પરબ્રહ્મ પાર પરિબ્રહ્મ દીસે, ઈષ્ટ કરી કોઈ ગુરૂજ્ઞાની
દ્રષ્ટે આવે વિઘ્ન મીટાવે, નિરમલ બુદ્ધ નિરમલ બાની;
કોમલ બચન પ્રિયસંત વાલા, ઓરનસે મન નહી માની,
સેજ સ્વભાવ રહે હરિ સનમુખ, ઉપજત નહી વાકુ હાની ૨

અવિગત આતમગત દેહભાવે, સમજો દેહ મીથ્યા જાની,
આતમલીન અવિગત એસે, જેસે પાનીમેં પાની;
સચરાચર નિજ આતમા સઘળે, એક દ્રષ્ટ એસે આની,
દેહભાવના દેખે રતના, નાંહી સ્વર્ગ નાંહી નરકખાની. ૩





રાગ એજ. પદ—૯૯.

ધર લે ધ્યાન ગુરૂ કો હૃદયે, ગુરૂસે ગોવીંદ મીલ જાશી,
છીનમે પાપ કટે સબ તેરે, મીટ જાયે લક્ષ ચોરાશી;
તીરથ મેં ગુરૂ ગંગા જેસે, શાસ્ત્રમેં ગુરૂ વેદાંતી,
નક્ષત્રમેં ગુરુ સ્વાતી બરસે, તેજનમેં ગુરૂ રવી કાંતી. ૧

સબ દેવનમેં રામ ગુરૂજી, ધામ ગુરુજી હય કાશી,
નર દેહીમેં ગુરુ શ્રી કૃષ્ણ, નાશન મેં ગુરૂ અવીનાશી;
અવિનાશી ગુરુ નાશ હોવે નહીં, અચલ ધામ કે એ વાસી,
સદા નિરંજન, કોઇ નહી અંજન, ઓઇ ગુરૂકા મે દાસી. ૨

ગંભીર મત ગુરુ સમુદર જેસે, ત્યાં ન લે કોઇ ગૃહી ત્યાગી,
અગમ ભેદ વેદન મેં નાવે, સોહી સમજે કોઇ બડભાગી;
ગુરુ કે ચરનાં ભવભય હરનાં, કયા ફીરના તીરથ બ્યાશી,
સકલ તિર્થ ગુરુ ચરણે રતના, અબ ફીરનેકું કહાં જાસી? ૩

  

રાગ સામનો ગરબી. પદ—૧૦૯.

સંત જુગ રમે નવ કાંકરી રે,
ચાલ ચાલે ઝીણી બહુ આકરી રે.—સંત

જ્ઞાન વિવેક વીચાર ભરને કરી રે,
જડી લીધી ચોકેથી મોહ કાંકરી રે.—સંત

શીલ સંતોષ પ્રકાશ કર્યો હામથી રે,
લોભ કાંકરી કાઢી બીજ માંહીથી રે —સંત

પ્રેમ પરમ આનંદ નેત્રે ભરી રે,
ક્રોધ કાંકરી તો ઠીક નાંખી પરી રે —સંત.

શુદ્ધ વીચારે દાવ સવળો પડયો રે,
ફીટું આઠ કોઠીયું ભરો ને જરો રે.—સંત.

હવે રમત ચડી રંગ પુરમાં રે,
શોક સંશય આવે નહી ઉરમાં રે —સંત.

શુદ્ધ ચાલ ચાલે જુગતે કરી રે.
ગુરૂગમે જીત્યા નવ કાંકરી રે.—સંત.

દાસ રતનો કે' વાસના તેની ગળી રે,
જે જન જીત્યા નવ કાંકરી રે.—સંત.

  

રાગ ગરબીનો. પદ—૧૦૧.

ગુરુગમ સમજે રે જ્ઞાની, સુરતી મુળ ઘરે ઠેરાની,
તે કેમ બોલે રે, વરતી, અખંડ અનુભવ પદ આચરતી.

નાટક નજરે રે નાવે, સઘળે દ્રષ્ટ રહી બ્રહ્મભાવે,
ઘટ પર ઘટમાં રે નીરખ્યો, સોહં રામ દીસે સઘળે સરખો.

ગુરુની કૃપાએ રે પામ્યો, સંશય છુટયા ભવભય વામ્યો.
નિરભય કીધાં રે નીટે, આત્મા ઓળખાયા વણુ કષ્ટે.

જાગ્રદ જાણ્યું રે જ્યારે, સુખદુખ સ્વપનું સમાણું ત્યારે,
ગુરૂજીએ મેલ્યા રે બ્રહ્મઘાટે, દાસ રતનો કે'વા માટે.

  

રાગ એજ. પદ—૧૦૨.

અનુભવ મહીમા રે મોટો, જે કોઈ તોલ કરે તે ખોટો,
એ તોલ એવો રે ભારી, સુરિ નર દેવ ગયા છે હારી;

કોઈ ન જાણે રે ગતમાં, ભુલ્યા ઇંદ્ર બ્રહ્મા મહાતમમાં,
બુદ્ધ ન પોંચે રે વાણી, માખણ ન્હોએ મથતાં પાણી.

અકળ કળ્યામાં રે નાવે, મત પ્રમાણે મત ઠેરાવે,
વીંટોળ વાયુ રે ગોતે, આંટી છુટે પવન થાએ પોતે;

એ પદ વીરલા બુજે, હરિગુરુ સંત કૃપાથી સુજે,
સતગુરુ શરણે રે રહીયે, રતના એ સુખ એ પેરે લઈએ.

  

રાગ એજ. પદ—૧૦૩.

સાચો સંતસંગ રે કરીએ, પાખંડ પરપંચને પરહરીએ,
દુનીઆ દીલથી રે ટાળી, સમજો ગુરૂના શબ્દ સંભાળી;

વીચાર રૂપી રે પય આણ્યું, સમજણ છાશ થકી જમાવ્યું,
જ્ઞાન ગોરસ રે જામ્યું, ક્ષમા ગોળીમાં લઈને નાખ્યું.

દ્રઢતાઇ થાંભીરે જાણી, મન માંકડલી બાંધી તાણી,
સાસ ઉશાસે રે વલોવ્યું, તુર તે સુરતે દ્રષ્ટે જોયું;

વીગતે વલોણું રે વાર્યું, તત્વ અનુભવ માંખણુ તાર્યું,
અંતર આવરણુ રે ટલીયા, રતના સાચા સતગુરૂ મલીઆ.

  

રાગ એજ. પદ—૧૦૪.

મહા સુખ પામી રે ગુરૂ મલતાં, શીતલ અંગ થયું ચરણે વલતાં,
તનમમ તેને રે દીજે, ગુરૂને વચને પ્રેમ રસ પીજે,

અણુસઠ ફરવા રે શીદ જાઈએ, સરવે ગુરૂને ચરણે નાહીએ,
જાગ જગન ફલ રે સુખ કહીએ, તે સુખ ગુરૂને ચરણે લઈએ.

ચરણુ કમલનો રે વાશી, તેને સ્વપને નહી ચૌરાશી,
ચરણુ મહીમા રે જાણે, એ તો કોઈએ પક્ષ ન તાણે;

નર પક્ષ થઈને રે ચાલે, હેતે હરિ સંગાથે માલે,
જોતાં જોતાં રે લાધ્યું, રતના ગુરૂ ચરણે ચિત બાંધ્યું

  

રાગ એજ. પદ—૧૦૫.

ગુરૂને ગોવિંદ નઈ રે ન્યારા, તે તો સમજે સમજણુહારા,
ગુરૂ થકી ગોવિંદ રે મલીઆ, ઘનથી સરીતા સાગર ભરીયા;

સરીતા સાગર રે બે નામે, નીર વીચારે નીજ ઘર પામે,
જુગલ રચીયું રે જુગતે, શીલ ગુણુ વિલાસ કરવા વીગતે.

દાતા ભોક્તા રે હરિ આપે, અટક્યો જીવ થયો પુન્ય પાપે,
ઘાટ ઘણા છે. રે અગણિતે, વ્યાપક આતમા રહ્યો અદ્વૈતે;

હું તું ન ટલે રે હૃદયમાં, જોયું સરવે ઉપનીષદમાં,
હૃદયથી ન્યારો રે હરિ છે, રતના વેદવાયક એમ કે' છે.

  

રાગ એજ. પદ—૧૦૬.

હદ છોડીને રે હાલો, પાંચ પચ્ચીશ પ્રકરતિ પાલો,
માન અપમાનથી રે મન વાલી, દુબધા મેલ અંતરનો ટાળી.

નિરમલ બુદ્ધિ રે જોતાં, હરિ હરિ ભાસે હું પદ ખોતાં,
આત્મદ્રષ્ટે રે નીરખું, જાગૃત ભાસે સ્વપ્નના સરખું.

સ્વપ્નના સુખની રે વાતું, ન ગમે નીજ મન થઇ નીરાંતું,
સુન ધુન લાગી રે પુરે, હવે નહી જાઇએ વહેતા પુરે;

મહા રોગ ટળીઓ રે મનથી, સાચા સંત મળ્યા તે દિનથી,
નીજમન નીર્ભે રે કીધું, રતના એ પદ ગુરૂએ દીધું.

  

રાગ એજ. પદ—૧૦૭.

સંજે મલીયા રે સ્વામી, તેણે અબળા આનંદ પામી,
નિરખી હરખી રે મનમાં, ત્રિવિધ તાપ સમાવ્યા તનમાં;

શોભા નીરખી રે બહુ ભાતે; વરણી જાયે નહી મુખ વાતે,
ઉપમા કેવી રે કરીએ, નાવે વાણીમાં વેખરીએ,

શ્યામ અરૂણ શ્વેત રે નાંહી, લીલ પીત કેવા ન મળે કાંઇ,
શબ્દ અરૂપી રે બોલે, સમજો તંત વીચારી તોલે;

એ પદ મહા સંત રે જાણે, સમજી ઠીક ઠર્યા ઠેકાણે,
સતગુરૂ બોલ્યા રે વીવેકે, રતના નામ રૂપ મળે ન છેકે.

  

રાગ એજ. પદ—૧૦૮.

છેક સમજતાં રે સુખડાં, મેટ્યાં જન્મ મરણનાં દુખડાં,
ચિતમાં નાવે રે ચોરાશી, નીરખે અચલ ધામ નિજ વાસી;

રવિ રજની રે ભેગાં ન દીસે, અખંડ આનંદનું ઘર ઇચ્છે,
જાગૃત સ્વપનું રે કાવે, સુખોપતી જાતે તુર દેહ ભાવે.

નિરગુણ તેથી રે ન્યારો, શિરગુણ રૂપ કીયો વિસ્તારો,
વિશ્વ વીચારે રે બહુ ભાસે, આત્મ જોતાં એકજ થાશે;

હરિ હરિ કરતાં રે હરિ આપે, એ પદ પામો ગુરૂ પરતાપે,
સતગુરૂ બોલ્યા રે વિચારી, રતના અવિગત નહી નરનારી.

  

રાજ એજ, પદ—૧૦૯.

અવિગત આત્મા રે અખંડા, ત્રિભુવન ચોરમાં અનંત કોટ બ્રહ્માંડા,
અકળ અલોપી રે અવિનાશી, તે કેમ વાણીમાં કેવાશે.

નિગમ નેતિ રે કેછે, સોહં સમજી ચૈતન્યે રે છે.
ઠામ ન દીસે રે ઠાલો, જળ થળ સઘળે વ્યાપક વાલો.

ગુરૂગમ લઇએ રે ગોતી, ત્રાસે તિમિર પ્રગટયા જ્યોતિ,
નીજ ઘર જે જનરે વાસી, તેને હરિ પ્રકટયા દીસે પાસે;

થોડી મત છે રે મારી, કાલો ઘેલો કહું પોકારી,
સમજી હૃદયે રે રાખે, રતના સદગુરૂ એવું દાખે.

  

રાગ દેશાંગ. પદ—૧૧૦.

મન સાંભળને કહું વાત વાણી, વેશરીએ વલસી રહ્યો રે,
તું જોને તારી જાત, કોણ હતો ને કયાંથી આવીઓ રે;

તેં મૂળ તજી ગ્રહી ડાળ પાને, પ્રીત કીધી છે પામવા રે,
અહીં આદર્યો ખોટો વેપાર, ઠીમવો મુળગો માલ તે વામવા રે.

માયા અંજન પડીયું આંખ, તુને પડળ ચડયાં પાપનાં રે,
તારે ધન મેળવ્યાની ધાક, આત્મારામ ન જાણ્યો આપમાં રે;

હૃદયે શુદ્ધ વીચારી જો, એ મન ધર્યું રેશે અવનીપરે રે,
તારે સંગ નાવે કોઇ, વાલાં સગાં તે અલગાં ટળે રે.

તે માટે મૂળ વીચાર, પાર આવે આ પરપંચનો રે,
ગ્રહે સંતના શબ્દો સાર, મટે સંતાપ માયા સંચનો રે

ગુરૂ સંત ચરણુ રજ સેવ, ભાવે ભજન કર પરિબ્રહ્મનું રે,
જેણે જાણ્યા આત્મા દેવ, તેને કારણુ નથી કરમનું રે.

હરિ રૂપે છે હરિ જન, નિરગુણ સગુણમાં સેવા કરે રે,
શીખ સમજ દાસ રતન, આત્મા ગુરૂ એમ ઓચરે રે;

  

રાગ એજ. પદ—૧૧૧.

મન મુંઝાણો શે માટ, મૂરખ અણુછતાંની આશમાં રે,
મીથ્યા મેલી દેને ઉચાટ, આનંદ કરને બ્રહ્મ વિલાસમાં રે;

દેહ ધરી કરવા વિલાસ, અવધ કરીને તું આવીયો રે,
આંહી બંધાણો માયા પાશ, મનખો જન્મ તેં ગુમાવીયો રે.

કર છુટયાનો ઉપાય, અંત ચોરાશીનો કેમ આવશે રે,
પડયો ભરમ ભાક્ષીમાંએ, સંત વીન્યા કોણુ છોડાવશે રે;

નેશ લાગ્યો રમતમાંએ, શુદ્ધ બોલી વીના કેમ ફાવશે રે,
આવી મુંજાણો પડ માંય, બીજો કોણુ કહી સમજાવશે રે.

ક્યોં વેશ તો લજ્જા મેલ, નહી તો જોનારો કેમ રીજશે રે,
શાને કરવા આવ્યો ખેલ, એવું જાનીને સહુ ખીજશે રે,

પામ્યો મનુષ્ય ઉતમ દેહ, ભાવે ભજતો નથી શ્રીરામને રે;
તારે પર નારીથી સ્નેહ, મૂરખ મોહ્યો માયા ધામને રે,

અણછતું માયા ધામ, અંતે મમતા તુંને મારશે રે,
ગુરુ બોલ્યા આત્મારામ, રતના સમજ તો અંત તારશે રે.

  

રાગ એજ. પદ—૧૧૨.

મન વાણીના રે વીચાર, વાતું બહુ પ્રકારે જાણીએ રે,
પરિબ્રહ્મ પરાને પાર, અકળ કેમ કે'વાશે વાણીએ રે.

પરા વાણી સુન સુંઝર, આવી વિપત એથી ઉચરે રે,
એ તો મધ્યમાં ઘાટ ઘડાએ, ઉત્તમ મધ્યમ બે ખરીઓ ચરે રે.

સુની શબ્દ સુણી સમાય, સોવણ ગ્રહણ કરે તે વાણીએ રે,
તેમાં અધિક નૂન્ય કે'વાય, અદ્વૈતસુ કેને વખાણીએ રે.

એ તો રુપ અરૂપી આપ, પીંડ બ્રહ્માંડે પુરી રહ્યા રે,
દેહભાવે થાપ ઉથાપ, અખંડ આત્મા નહી આયો ગયો રે.

એ તો જેમનો તેમ સદાએ, આદિ અંત મધ્યે એજ છે રે,
જેમ આકાશ અવની માંહ્ય, પરિપૂરણ રવિ તેજ છે રે.

થઇ મેરુ વડે દિન રાત, રવિ ઉદય અસ્ત થાતો નથી રે,
દેહભાવે આવત જાત, સંશય સમજ્યા વીના જાતો નથી રે.

ગુરૂ લક્ષ લીધો જે જન, સફળ જન્મ થયો તેહનો રે,
શીખ સમજ દાસ રતન, મીથ્યા જાણુ ભરોસો દેહનો રે,

  

રાગ એજ. પદ—૧૧૩

મન નીશ્ચે કર મન માંહ્ય, ઓળખી લેને આત્મારામને રે,
તારે ઘટ અજવાળાં થાય, જેમ તિમિર નહી રવિધામને રે.

ભાવે કીજે સાધુ સંગ, જેથી સાર પદારથ પામીએ રે,
હોય શીતળ આઠે અંગ, નિરભે થઇ માયા જાળ વામીએ રે;

આવે ભવસાગરનો પાર, અંત ચોરાશીનો આવશે રે,
સતગુરૂ છે દીન દયાલ, સુરતી રૂપમાં ઠેરાવશે રે.

લીજે હરિગુરૂ સંતની ઓટ, ચોટ લાગે નહી યમ કાળની રે
ભાંગે જન્મ મરણુની ખોટ, દ્રષ્ટિ પહોંચે પરાપારને રે,

મીથ્યા ભાસે સ્વપનું સંસાર, માલુ થલ ભર્યાં જળ જાણી રે;
એ તો પીવા ન મળે લગાર, અણુછતા ઉર ન આણીએ રે,

રૂપ અરૂપી આત્મારામ, એ તો અલગો નથી દાસથી રે.
રચ્યું ઇચ્છાએ માયા ધામ, શોભે આત્માના પ્રકાશથી રે,

સતગુરુ ચરણુમાં કર વાસ, અડગ આસન દ્રઢ વખાણીએ રે;
શીખ સમજ દાસ રતન, હરિરુપે હરિજન જાણીએ રે.

  

રાગ એજ. પદ—૧૧૪.

સખી સાંભળને કહું વાત, એવું અચરજ મારા અંગમાં રે,
કાંઇ ન દીસે જાતને ભાત, અસંગ રહ્યા સરવનાં સંગમાં રે.

એ તો આવરણ આત્મારામ, કોઇ વરણુમાં નથી આવતા રે,
રકત લીલ પીત સફેત શ્યામ, અષ્ટાદશ નથી ઠેરાવતા રે.

નેતિ નેતિ નીગમ ગાએ, સંત વર્ણવે તે વાણીએ રે,
સાચા શબ્દો મીથ્યા ન થાએ, હ્રદયે ગાંઠ ગળે તો જાણીએ રે.

એ તો ભરી રહ્યા ભરપુર, દુર જોવા જાએ મૂરખો રે,
દેહી આકાશ ધાતુર આત્મા, ગુરૂગમે કરી ઓળખો રે.

સીંધુ બિંદુને દ્રષ્ટાંત, બીજું ના મનથી જળ જાણીએ રે,
એવા અસ્તુલ હોય અનંત, વ્યાપક વસ્તુ એમ પ્રમાણીએ રે.

પ્રભુ પૂરણુ બ્રહ્મ અખંડ, જાએ થાએ તે માયા જાણીએ રે,
ચૌદ લોક અને બ્રહ્માંડ, સરવે રૂપ માયાનાં વખાણીએ રે.

હરિ પ્રેમી જનને પાસ, જ્ઞાન હિમાળામાં જે ગળ્યા રે,
શીખ સમજ રતન દાસ, પુરાણુ વાંચે તેથી વેગળા રે.

  

રાગ એજ. પદ—૧૧૫.

સોઇએ સ્વરૂપ આત્મારામ, સાંભળ શીખ ગુરૂજી ઓચરે રે,
મીથ્યા જાણીએ રૂપ ને નામ, એ તો અણછતાં જન્મે મરે રે.

એ તો નથી ને ઉભો થાએ, જીવ નામ ધર્યું પુન્ય પાપથી રે,
ઘણું સંસારમાં હીઝરાએ, માની માયા ઓતર્યો આપથી રે.

ભુલ્યો પોતે પોતાનું રૂપ, સત્ય માયાને માની રહ્યો રે,
આવે અંતે સહુ સરૂપ, મધ્યે અણછતો ઉભો થયો રે.

હદ બાંધી બેઠો સંસાર, ધારણ વર્ત્યું માયા ઘેનનું રે,
માત તાત ભ્રાત પરિવાર, નારી બાલક સ્વપ્નું રેનનું રે.

એ તો સરવે મીથ્યા જાણ, શ્રુતિ સાંખ્ય પુરાણ એમ ઓચરે રે,
છુટે લાખ ચૌરાશી ખાણ, જો તું તારૂં રૂપ અનુસરે રે.

જાગી જોતો નથી લગાર, સ્વપ્નું સાચું ભાસ્યું રેનમાં રે,
તારૂં રૂપ પરાંને પાર, નથી જાણતો માયા ઘેનમાં રે.

એ તો જે કોઇ જાગ્યા જન, આત્મ સ્વરૂપ જાણ્યું આપણું રે;
શીખ સમજ દાસ રતન, માયા જાણ પીયારી થાપણું રે.

  

રાગ એજ. પદ—.૧૧૬

દ્રવ્ય થાપણનું ઘરમાંએ, મૂરખ મોટપ મોટી રાજની રે,
જો ને સવારે શું થાએ, ખરી ખબર નથી આજની રે.

ખાય પીએ ને કરે વેપાર, નથી સરવાળો સંભારતો રે,
ખોટા દીસે તારા પાર, જેમ જુગટીઓ દ્રવ્ય હારતો રે.

ધણી લેવા આવે જે વાર, ત્યારે કેમ કરીને છુટશો રે,
બાંહે ગ્રહીને કાઢે બાર, પછી શેરીમાં શીશ કુટશો રે.

જેમ વાદલ કેરી છાંય, એમ જાણો માયાનો ખેલ છે રે,
આગે કમાણો નહી કાંય, થાપણ માગે તે કેમ મેલશે રે.

હવે શું કરવો ઉપાય, પણ ખોયું પોતાની સાખનું રે.
પછી બંધન બાંધ્યો જાય, માંડયું ખત ચોરાશી લાખનું રે.

હૃદયે હોએ શુદ્ધ વિચાર, શરણું લેને હરિ ગુરૂ સંતનું રે,
આવે ભવસાગરનો પાર, કારજ કારણ ટલે જે તંતનું રે.

ગુરૂ ગોવિંદ પુરે આશ, કૃપા કરી અભયપદ આપશે રે,
શીખ સમજ રતનદાસ, ખત ચોરાશીનું કાપશે રે.

  

રાગ એજ. પદ—૧૧૭.

હરિ અળગો નથી અપાર, મૂર્ખ ભેદ વીન્યા નથી ભાળતો રે.
મન માની રચ્યો સંસાર, દિન પશુની પેઠે ગાળતો રે.

કર્યા અણુછતા ઉપાય, માન્યા મન વડે સાચા હરી રે,
પછી તીરથ ફરવા જાય, અંધ દેખે નહી ઘરમાં ફરી રે.

ફરી ફરીને આવ્યા ઘેર, મુખે મોટાં માહાત્મ ઓચરે રે,
જોયાં મોટા મોટાં શહેર, મોટી વાતું કરે સહુ સાંભળે રે.

તેને સહુકો કહે ધન ધન, માન ચડયું છે મદ પુરમાં રે,
પછી ફુલી રહ્યો નિશદિન, દાસપદ આવે નહીં ઉરમાં રે.

દાસપદ વીન્યા કલ્યાણ, કેના થયાં નથી, થાશે નહી રે,
જેમ કોટે બાંધી પહાણ, સાગર ચાલ્યો તરવા સહી રે.

એ તો કેમ ઉતરશે પાર, ભાર મોટપનો માથે ઘણો રે,
હૃદયે હોયે શુદ્ધ વિચાર, જાણજે સત્ય શરચે ણુઝાતણો રે.

દાસ પદ લીધું જે જન, તેણે સેવ્યા હરિ ગુરૂ સંતને રે,
શીખ સમજ દાસ રતન, તેને આણ્યો માયાના અંતને રે.

  

રાગ રાસ મંડલ, ગરબી પદ—૧૧૮.

સુરતે સુણજો રે, સહુને કહું છું સજની,
ઓછવ લાવજો રે, જેવી લીલા વ્રજની.

રમજો રીતે રે, માન મરજાદા મેલી,
ભજજો પ્રીતે રે, જેમ રહ્યાં આનંદ રેલી.

હુંપદ હારી રે, હરિ વર નયણે નીરખો,
ઠામ નહીં ઠાલો રે, સોહં શામ સઘળે સરખો.

નાના મોટા રે, ભાત થયા બહુ રીતે,
લઘુ દીર્ઘ નહીં રે, આત્મા છે અદ્વૈત.

ન્યૂનતા ન મલે રે, અધિક કેને કહીએ,
એવું સમજી રે, અવનીશ આનંદ રહીએ.

પ્રેમ મગન થઈ રે, રસબસ રૂપ ઠેરાવે,
સમજ તો રતના રે, ઓઝલ નિશ્ચળ થાએ.

  

રાગ એ૦૮. પદ—૧૧૯.

રાસ મંડલમાં રે, રમત માંડી કાને,
મોરલી વગાડી રે, ગોપી સમજી સાને.

શુદ્ધ બુદ્ધ ભૂલ્યાં રે, દેહની સરવે સજની,
પ્રેમાતુર થઈને રે, પીયા સંગ રમવા રજની.

મોરલી નાદે રે, વ્યાકુળ સરવે ગોપી,
અબળા ઉભાં રે, તન-મન-ધન આરોપી.

અંતર ટાલી રે, કામનીને કૃષ્ણ મલીઆ,
રસબસ રૂપે રે, સરિતાસાગર ભરીઆ.

ઉરમાં આવે રે, શોભા સુંદીર વરની,
રતના ત્યારે રે, રમત રાસ મંડલની.

રાગ એજ. પદ ૧૨૦.

જુગતે જોજો રે, રાસ મંડલની રીતું,
આનંદ અંગમાં રે, પુરણ બાંધી પ્રીતું.

તે નવ તુટે રે, અટકે નહી કોઇ ઘાટે,
મોહન મોંઘા રે, લીધા છે શીર સાટે.

રૂપ મનોહર રે, અકળ કળ્યામાં નાવે,
પ્રેમના સ્વામી રે, ગોપીયું લાડ લડાવે.

મતી નહી મારી રે, શોભા કેની વરણું,
સખીયું શોભે રે, જેમ રવિમાં કીરણું.

રવિ ને કીરણું રે, જુજવાં કેમ કેવાશે,
સમજો રતના રે, રસબસ રૂપ કેવાશે.

  

રાગ એજ. પદ—૧૨૧.

અદ્વૈત આતમા રે, અખંડાનંદ હરિ છે,
વિલાસ કરવા રે, સગુણ દેહ ધરી છે.

કૃષ્ણ ચરીત્રો રે, પાર ન આવે ભણતાં,
કઈ કઈ ભૂલ્યાં રે, લક્ષ વીના લેખાં ગણતાં.

નિરવિષ થઇને રે, રમીએ રાસ મંડલમાં,
દુર ન જાઇએ રે, વસ્તુ દીસે ઘરમાં.

અબળા આધીન રે, સદા સન્મુખ વાલો,
દીનતા દાખો રે, હું પદ ઠાઠ છે ઠાલો.

આનંદ આણી રે, રમીએ પ્રેમ મગનમાં,
દેહભાવ જાએ રે, જેમ પડે કાષ્ટ અગનમાં.

તદરુપ ચળકે રે, અગ્નિ સંગે બળતાં,
રતના હરિજન રે, હરિ રૂપ થાએ હરિ મળતાં.

  

રાગ એજ, પદ—૧૨૨.

સાંભળ સજની રે, વનમાં વેણુ વાગી,
ભર નીદ્રામાં રે, સુતી જબકી જાગી;

વ્યાકુળ થઈ હું રે, ભવભુખ મારી ભુલી,
વેણું સુણીને રે, પ્રેમ મગન રસ ફુલી.

દીશા નવ સુજે રે, પ્રીતે પરવશ કીધાં,
મનડાં અમારાં રે, મોરલીએ હરી લીધાં;

વાછરૂં ન વાળ્યાં રે, ભૂલી ધેનું દોતાં,
બાળક મેલ્યાં રે; ન જાણ્યાં રમતાં રોતાં,

જે જેમ તે તેમ રે, પડતાં મેલ્યાં નિશ્ચે;
મન પરવશ થયાં રે, પીયુને મળવા પ્રીતે,

વ્યાકુળ થઈ છે રે, સરવે વ્રજની નારી,
રતના રસની રે, વાતું સહુથી ન્યારી;

  

રાગ એજ. પદ—૧૨૩

અંગ આતુરતા રે, મળવાને વનમાળી,
ચાંપે ચાલી રે, ન સંગી આપ સંભારી;

શરદની રજની રે, શોભે ચંદ્ર આકાશે,
અબળા આતુર રે, જાવા પ્રીતમ પાસે.

શુદ્ધ બુદ્ધ ભુલ્યાં રે; અવળાં આભરણુ પેર્યાં,
સેંથે કાજળ રે, નેણે કંકુ ઘેર્યાં;

અંબર ઓઢ્યાં રે, અબળા અવળી ભાતું,
કાંઇ ન સુજે રે, શુદ્ધ વિના ધોળું રાતું.

ભુવન ભીડયાં રે, બાર ઉઘાડાં મેલ્યાં,
વન સંચરીઆં રે, અંગે આનંદ રેલ્યા;

વનિતા વ્યાકુળ રે, મેલી રહેણી કરણી,
રતના રસની રે, વાત ન જાએ વરણી.

  

રાગ એજ. પદ—૧૨૪.

રજની શોભે રે, પૂરણમાસી ચંદ,
વંદ્રાવન માંહી રે, રાસ રચ્યો ગોવીંદ;

મંડપ મહીમા રે, મુખ વરણ્યો નવ જાએ,
શંકર સરખા રે, ઈંદ્રાદિક લોભાએ.

વનિતા વ્રજની રે, પ્રેમ મગન રસ ભરીઆં,
ગદ ગદ કંઠે રે, આનંદ આંસુ ઢલીયાં;

ચરણે નમીઆં રે, તન મન અરપણ કીધાં,
ભુજા પસારી રે, ભૂધરે ભુવનમાં લીધાં.

હરખે ભરીઆં રે, આનંદ વાધ્યો અંગે,
અબળા આતુર રે, રમવા શ્યામની સંગે;

દેવને દુર્લભ રે, તે રસ ગોપી માણે,
રતના રસની રે, વાતું વીરલા જાણે.

  

રાગ એજ. પદ—૧૨૫.

રમત માંડી રે, વેણુ મધુરી વાએ,
હરિસંગ રાધે રે, રાગમાં રાગ મીલાએ;

કોયલ કંઠે રે, અમીયું સુરથી ગાએ,
બ્રહ્મા ઇંદ્ર રે, શંકર જોવા આવે.

સુર તેત્રીશે રે, નીરખી મન ઉલ્લાસે,
ભોગ સ્વર્ગના રે, સરવે મીથ્યા ભાસે.

અધર આકાશે રે, દેવ સઘળા વૈમાને,
રસ રૂપ થઈ છે રે, ગોપી સરવે જ્ઞાને.

નંદકુંવરની રે, લીલા અપરમ પારા,
ચઉદ ભુવનમાં રે, વ્યાપક સહુથી ન્યારા.

રસની રીતે રે, પ્રીતે દીસે પાસે,
જે કોઈ સમજે રે, રતના રસ ઠેરાશે.

  

રાગ એજ. પદ—૧૨૬.

રાસ મંડલમાં રે, ઉમંગ્યો રસ આનંદે,
રજની શોભે રે, પૂરણ પૂનમ ચંદે.

આનંદ ભરીયાં રે, હરખે હરિગુણ ગાતી,
અંગ આભૂષણ રે, શોભે નાના ભાંતી.

ચંદ્ર વદની રે, કરતી ખેલ અપારા,
સહુને હરિ સામા રે. દીસે સહુથી ન્યારા.

કોઈ ન જાણે રે, અકળ કળા છે એની,
કોને કહીએ રે, અંતર વાતુ એની.

આનંદ ભરીઆં રે, મોહન સંગે મહાલે,
હરખે હીંડે રે, અબળા ગજગતિ ચાલે.

વારી વારી નીરખે રે, શોભા સુંદીર વરની,
રતના રસની રે, વાતું છે મૂળ ઘરની.

  

રાગ એજ. પદ—૧૨૭.

સાંભળ સજની રે, રસની લીલા ગાએ,
એ રસ મીઠો રે, પીતાં પાવન થાએ.

રસની લીલા રે, જોગી મુની ન જાણે,
કઈ કઈ ભુલ્યા રે, અબળા મહા રસ માણે.

ઉર આનંદે રે, મગન થઈ રસ પીતા.
હરજી હસીઆ રે અબળા પ્રેમ સહીતા,

અંતર એકતા રે, માન તજીને મળીયાં.
રસબસ થઈને રે, રસ ઘટ રસમાં ભળીઆં,

કંઠ બાવડલો રે, પ્રીતે પાલવ છાયો.
ધન ધન રાધે રે, ગીરધરલાલ રીઝાયો,

નિરભય કીધાં રે, રમતાં રાસ વિલાસે.
રતના રસની રે, વાતુ રસ પ્રકાશે.

  

રાગ એજ. પદ—૧૨૮.

અબળા આધીન રે, વાલો વશ થયા જાણી,
સહુથી ન્યારો રે, પોતે પુરુષ પુરાણી.

અઢાર પુરાણું રે, અમર અજીત કે'વાણી,
ઇંદ્ર બ્રહ્માદિ રે, ઋષી મુનીઓએ વખાણી,

ભાવ જણાવ્યા રે, ભામનીને વ્રજભૂપે.
રાસ મંડલમાં રે, રમીયા જુગલ સ્વરૂપે,

એક એક ગોપી રે, એક એક કાન ગોવાલા.
જુગલ સ્વરૂપે રે, રાસ રમે વ્રજ બાલા,

રમતાં રજની રે, વીતી છે ખટ માસે,
મનના મનોરથ રે, પૂર્યા છે અવિનાશે,

આનંદ હેલી રે, કૃષ્ણજી રંગ ભીના
રતના રસમાં રે, વ્રજનારી પ્રેમ ક્રીના.

  

રાગ એજ. પદ—૧૨૯.

રાસ મંડલમાં રે, રંગે રમીયાં સજની,
પીયુજીને સંગે રે, સફલ થઇ છે રજની.

ગોપી ગોવિંદે રે, રમતા રાસ વિલાસે,
સોળસો સખીયું રે, શોભે શ્રીકૃષ્ણજી પાસે,

આપ વીચારી રે, રાસ મંડલમાં રમીયું,
હું પદ હારી રે, હરિને ચરણે નમીયું.

હરિપદ સાગર રે, અબળા રસની રેલું,
જેમ સરિતા જળ રે, થાય સાગરમાં ભેળું.

નાથ નિરવિષ છે રે, પ્રીતે પાવન કીધાં,
ચરણે નમતાં રે, નિશ્ચે નિજપદ દીધાં.

રાસ રમીને રે, સરવે મંદીર વળીયાં,
રાસ રૂપ થઇને રે, રતના રસમાં ભળીયાં

  

રાગ કાનડો પદ—૧૩૦.

દેખો ખેલ અવિગત માયા,
મેરી મેરી કહતે મૂરખ,
અંતે નાંહી અમર કાયા.—દેખો.

જનુની ભઇ જગત રચનેકું,
આપે આપ તીનો ગુન જાયા,
બ્રહ્મા વિશ્નુ બીષ્મ કીયે હય,
ફેર શંકરજીકો મન હરાયા.—દેખો.

વરે હે આપ શીવ શકિતકું,
દેહ પલટી નામ ઉમીયા ધરાયા,
બ્રહ્મા વિશ્નુ કીયે હે સજીવન,
સોઇ શંકર મહા પુરૂષ કહાયા.—દેખો.

ક્રીયો વિસ્તાર અનેક રુપ ધારણ,
દાનવ દેવ માનવ રંક રાયા,
બ્રહ્મા વિષ્નુ મહેશ ઇંદ્ર,
જ્યારે જ્યારે ધામ ઠેરાયા.—દેખો.

સ્વર્ગ મૃત્યુ પાતાલે પ્રગટી,
તીન ભુવનમેં ફુરી હુય માયા;
પૂરન બ્રહ્મ અખંડ અજોની,
સોહી બ્રહ્મ ભીતરહી છીપાયા.—દેખો.

જન્મ લીયો પીતા ઘર પુત્રી,
સુત પીતા કો ભગીની ઠેરાયા;
પરણી પીયા કે ઘર ભઇ નારી,
જનુની ભઇ જણે સુત જાયા.—દેખો.

માયા માત સુત સંસારા,
જગત જનુની નામ ધરાયા;
ચૌદ લોક વશ કીયા પયપાને,
અદ્વૈત આત્મ જીવ ઠેરાયા.—દેખો.

આપ નહી તો માયા કોનકી,
વસ્તુ રુપ સતાંતર પાયા;
દાસ રતન કહે ગુરૂગમસે મેટયો,
પંથ અઅ મૂળ ઘર આયા.—દેખો.

  

રાગ એજ. પદ—૧૩૧.

જાનો જ્ઞાન એહી મૂળ ઘરકી,
જાસે પીડ મીટે પંથનકી,
પડે પહીચાન સચરાચરકી.—જાનો.

દેવો દાનં તો લેવો કોનસે;
ઐસે જાન કે માયા મૂળકી;
મેં નાંહી તો અહી રહ્યો મોકું,
સો ક્યા જાને અખંડ વરકી.—જાનો.

જો ઇચ્છે કુરૂપ પીયાકો,
તો તું નાર ખબર કર નરકી;
દેહ રૂપ મીથ્યા હે તેરો,
જો બુઝે બુધ લે સતગુરૂકી.—જાનો.

સુર અસુર કહે સો નાંહી,
નાંહી હદ જહાં હરિ—હરકી,
નિરગુણ સગુણ કેસે કે'વે,
કહી ન જાત એહી અકલકી.—જાનો.

અગમ અભેદ અકલ સોઇ જાને,
દેહ કથા નાંહી વાકુ શીરકી;
દાસ રતન નાંહી નામ ધરાયો,
જેસે હેમ સો કહત કુંડલકી.—જાનો.

  

રાગ એજ પદ.—૧૭૨.

દેખો રામ રમે ઘટ માંહે,
જો દેખો સો ઘટમાં દેખો;
દુર રહી દેખન કેસે જાહી.—દેખો.

ફીરત ધામ તીર્થ દેહ ભાવે,
આપદે આગાહે દેખાહી;
એ દોનું મીથ્યા હય મૂરખ,
વ્યાપક બ્રહ્મ સો જાનત નાંહી.—દેખો.

જો ઇચ્છે તું રૂપ અપનકો,
ઓર હી દેખે સો તું નાંહી;
તેરો રુપ તુંહીમેં, તું ઓહી,
ચૈતન્ય રૂપ બ્રહ્મ કહાહી.—દેખો.

પૂરન બ્રહ્મ રહ્યો હય પુરી પુરી,
જડ ચૈતનમેં દુજો નાંહી;
જ્યું સરોવર કુપ સરીતા સીંધુ,
સબ જળ રૂપ સો એક હોજાહી.—દેખો.

જાન્યો રામ કામ ભયો પૂરન,
ઘટ પર ઘટ આત્મ દરશાહી;
દાસ રતન કહે, નહી દુજો ગુરૂ,
આત્મારામ દીયો હે બતાઇ.—દેખો.

  

રાગ એજ. પદ—૧૩૩.

જાનત નાંહી આત્મ અવિનાશી,
એહી અદ્રષ્ટ દ્રષ્ટ નહી આવે,
તાંકુ સંતતર રહ્યા પ્રકાશી.—જાનત.

દલ દેહાર સો દેખત નાંહી,
ફીરત કેદાર બદ્રી ઓર કાશી;
જગન્નાથપુરી દ્વારીકાં દેખે,
આપ ન જાનત રે'ત ઉદાસી.—જાનત.

ગંગા પ્રાગ ત્રવેણી જમુનાં,
સરસ્વતી પુષ્કર જળ માતી;
નાવત નાવત વૃદ્ધ ભયો હે,
જાનત નાંહી આત્મ ઘટવાસી.—જાનત.

ગગના પાર સો પાર પરાંને,
આદ અંત મધ્ય કેમ કેવાશી;
ઉત્તમ મધ્યમ નાંહી લઘુ દીરઘ,
ચાર ખાણુ નહી લાખ ચોરાશી.—જાનત.

વસ્તુ વિષે નહી નામ ન રૂપા,
આપ અછતે માયા પ્રકાશી;
દાસ રતન કહે એકહી આત્મા,
દશ રુપ ધારયુ માયા વિલાસી.—જાનત.

  

રાગ એ જ. પદ—૧૭૪.

આત્મ ભેદ ન જાનત તનમેં,
જ્યાં દેખે ત્યાં તુંહી હૃદયમેં,
દુજો નાંહી ચઉદ ભુવનમેં.—આત્મા.

કડુ તીક્ષ્ણુ મીઠે સુગંધી,
ભાત ભાતકે વૃક્ષ હે બનમેં;
સર્વ કુલ રહ્યાં એક જળસેં,
દુજો નાંહી નીર વૃક્ષનમેં.—આત્મા,

જળ દ્રષ્ટા તે એકહી આત્મા,
ભિન્ન ભિન્ન જીવસો કે'ત ભૂલનમેં,
એહી સમજનસેં ફીરત ચોરાશી,
દેખત નાંહી વસ્તુ સદનમેં.—આત્મા.

કર્મ ધર્મકો મરમ ન જાનત,
માનત આપ રે'ત મગનમેં;
બાહેર ઢુંઢત ફીરત દીવાના,
કરત આદર જાગ જગનમેં.—આત્મા

તીર્થ વ્રત કરત ઉપવાસન,
આદ અંત નહી જાનત મનમેં;
દાસ રતન કહે એકહી રૂપે,
ભેદાભેદ સો નાંહી અગનમે.—આત્મા.

  

રાગ એજ. પદ—૧૭૫.

જાન્યો રૂપ ભૂપ ભયો આપે,
સુરિનર મુનિવર મથી મથી થાકે;
વસ્તુ અમાપ સો નાવત માપે.—જાન્યો.

ભૂ ભવ સુરજન મોલ તપ સતહી,
સપ્ત લોકમેં રહ્યો હે વ્યાપે;
અતલ વિતલ સુતલ તલાતલ,
મહાતલ વીશાલત પાતાલહીં થાપે.—જાન્યો.

ચૌદ લોકકી કરતા. માયા,
ઇશ અજાકો માએ અદાપે;
આદ નહી આએ અંત નહી જાયે,
જ્યું કો ત્યું હે નાંહી ઉથાપે.—જાન્યો.

જો જન જાને એહી રૂપ મેરો,
દેહી રૂપ ભયો ઉથાપે;
ફુલ્યો રે'ત આપ આપનમેં,
દાજત નાંહી ત્રિવિધ તાપે.—જાન્યો.

સંત સમાગમ હોએ તો સૂજે,
જાગ જગન નહી સુજત જાપે;
દાસ રતન કહે રૂપ અરૂપી,
એ પદ પાયો ગુરૂ પરતાપે.—જાન્યો.

  

રાગ એજ. પદ—૧૮૬.

સમજે સંત બચન એહી બીધસેં,
ઓર ઉપાસન સબહી છોરે;
આપ ઉપાસન આપકી બુધસે.—સમજે

રામ અરૂપી ઓ જાનત નાંહી,
માન આપ માયાકી ઘરસેં;
બાંધે બંધ સુબંધહી એસે,
છુટત નાંહી અષ્ટ સધસે.—સમજે.

માનત આપ ન જાનત આતમ,
ભટકત ભવમેં એહી કુબુધસેં;
જન્મ મરણ સો સંત મીટાવે,
જેસે મીટે રાગ ઔષધસેં.—સમજે.

જડ ચૈતનમેં રહ્યો હે પુરી,
જેસે વાસ પુષ્પ કે મધસેં;
એહી અદ્રષ્ટ જાને ગુરૂ જ્ઞાની,
જ્યું વિષ પરખે નીલ વિવિધસેં.—સમજે.

મેટયો રોગ જન્મ મરણ કો,
સતગુરુ વેદ મીલે મહાનંદસે;
અબ ન મરૂં મેં જીયા સદાઇ,
દાસ રતન કહે ગુરૂકી સિદ્ધસે.—સમજે.

  

રાગ એજ. પદ.—૧૩૭.

પ્રીછો ભેદ વેદસેં ન્યારો,
વેદમેં ભેદ એસે રહ્યો હય;
જેસે મહીમેં માખન ન્યારો.—પ્રીછો.

વેદ મરજાદે વિશ્વ ભયો હે,
નામ રૂપ બહુ કીયો વીસતારો;
દાનવ દેવ પશુ પતંગા,
માને ચઉદ લોકકો ચારો.—પ્રીછો.

પીંડ બ્રહ્માંડે રહ્યો હે પુરી,
યહ સબહીમાં સબસેં ન્યારો;
મહી માખણ દ્રષ્ટાંત લઈએ,
મથન કીયો તબ માખણુ આયો.—પ્રીછો.

આત્મભેદ ઘ્રત જળ પાયો,
કાયા વેદ છાશ ઓચરાયો;
તક્ર પાનસેં કયા કારજ હોવે,
ઘ્રતસેં દીપ સો હોત ઉજારો.—પ્રીછો.

ચૈતન બ્રહ્મ કાયા સો માયા,
એ દોનુસેં ભયો જુગ સારો,
દેહીકો નાશ આત્મા અવિનાશી,
દાસ રતન કહે મોહી ઉર ધારો.—પ્રીછો.

  

રાગ સામેરી. પદ—૧૩૮.

ચેતને સવળા રે મનખો તન જાએ છે રે,
તે તો તુને થાય છે મોટી હાણ;
અંત ન આવે રે, ચૌરાસી લાખમાં રે,
ફરતાં ફરતાં તારે ચારે ખાણ.—ટેક.

સમજને સાચું રે, કાચું કોરે કરી રે,
પરહરી હેને અણુછતાની આશ;
દેહને આદે રે રૂપ મીથ્યા જાણજે રે,
અરુપી આત્મા સોએ પ્રકાશ.—ચેત.

જાણજે તું તેને રે, જે વડે જગત છે રે,
જાએ થાએ માયા કેરો ઠાઠ;
આવ્યો ને ગયો રે, કેવા નથી આતમા રે,
કેમ કહીએ વામન ને વઈરાટ.—ચેત.

જાળ માયાની રે, લાગી ચઉદે લોકમાં રે,
તેમાં દાજે દાનવ માનવ દેવ,
સંત ન દાજે રે, માયાની લક્ષથી રે,
જેને હૃદયે રામ ભજનની ટેવ.—ચેત.

  

આપદા ઉઠી રે, અણુછતીમાં એહથી રે,
તેણે કરી દાઝે તારૂં રે તન;
ઠારક તો વળશે રે શુદ્ધ વિચારતાં રે,
સમજી લેજે હૃદયે દામ રતન.—ચેત.

  

રાગ એજ. પદ—૧૩૯.

તન નથી તારૂં રે એવું નિશ્ચે જાણજે રે,
રાખ હૃદયે આત્માનો અભ્યાસ;
મેલ હું ને મારૂં રૂંઅંધારૂં એજ છે રે,
તેનો ટળે સંત શબ્દે પ્રતાપ.—તન.

સ્થીર નથી કોઇ રે કીટ બ્રહ્મા લગી રે,
જે જે ઉપજ્યા તે તો નક્કી અલપાએ,
જુઓને વીચારી રે કોઇ કેનું નથી રે,
એક એક આવે એક એક જાએ.—તન.

દર્શન કીજે રે હરિ ગુરૂ સંતનાં રે,
મનકર્મે રાખી હૃદયમાં ભાવ;
શોક ન આવે રે આનંદ ઉપજે રે,
લીજે કાંઇ જીવન મુક્તિનો લાવ.—તન.

ધ્યાન હૃદયમાં રે ગુરૂ ગોવીંદનું રે,
ભજીએ મુખથી ગોવીંદ રામ,

ગુરૂની કૃપાએ રે અભયપદ પામીયે રે,
આનંદ આનંદ હોએ આઠો જામ.—તન.

નિરમલ દેશ રે સતગુરૂ સંતનો રે,
જેવી કાંઇ નીરમલ જળની રીત;
હરિ ને ગુરૂ રે સંત નીરમલ સદા રે,
દાસ રતન કર એથી સાચી પ્રીત.—તન.

  

રાગ એજ. પદ—૧૪૦.

ટાળ ને અસતરે અણછતી આપદા રે,
મેલી દેને મૂરખ મનનું માન;
મમતાને ભારે રે નર ખર જાણીએ રે,
સમજો તમે સંત કરે છે સાન.—ટાળ.

ઠરીને ન બેઠો રે દુરમતિ દાઝતો રે,
જ્યાં જ્યાં જાએ ત્યાં માયાની ઝાળ;
ઠારક ન આવે રે સતસંગત વીના રે,
નીત નીત નીકટ આવે છે કાળ.—ટાળ.

ડહાપણ ડોળે રે જગતમાં જાણુ છે રે,
હરિ ભજનમાં થયા રે અજાણ;

૧. કૃ. ૧૨.

ઉંઘ ન ઉડી રે અંધારામાં આથમ્યો રે,
જેમ કાંઇ ઘુવડ ન દેખે ભાણ.—ટાળ.

પ્રગટ ન દીસે રે ઢાંકયો રવિ વાદળે રે,
એમ કાંઇ અજ્ઞાને ઢાંકયો રામ;
દીશ ન મોડી રે ચાલે ચોપે કરી રે,
તોએ ન પામ્યો તું તો પોતાનું ધામ.—ટાળ.

રણુમધ્યે શુરા રે શીશ અરપી રમે રે,
જેને કાંઇ પ્રાણુ તજ્યાથી પ્રીત;
સામાં દળ દેખી રે આનંદ ઉપજે રે,
રતન કહે એ સંતોની રીત.—ટાળ.

  

રાગ એજ. ૫૬—૧૪૧.

પરિગ્રહ પોતે રે સઘળે પુરી રહ્યો રે,
જડ ચૈતન્યમાં એનો વાસ;
વેશ માયાના રે અનંત અપાર છે રે,
તેનો શોભે આત્માને પ્રકાશ.—પરિગ્રહ.

ફરી ફેરા નાહી રે જેણે જાણ્યો આત્મા રે,
મીથ્યા જાણ્યો માયાનો વીસ્તાર;
બીજો જાણે રે વાતું બ્રહ્મ બોધની રે,
આપે આપને જાણનહાર.—પરિગ્રહ.

બીજ જેણે બાળ્યાં રે મુળ માયા તણાં રે,
　　તેનું કાંઇ ઉગી વૃક્ષ ન થાએ;
બળવાની બીક રે જ્યાં લગી ઇંધણ હતું રે,
　　બાળ્યા પછી ઇંધણ કેમ કે'વાએ.—પરિબ્રહ્મ.

ભર્યો ભરપુર છે રે દુર નથી દેખવો રે,
　　દુર દુર જોતાં તે નહી દેખાય;
પાછો ફરી જોને રે પ્રભુ તારી પાસ છે રે,
　　સમજી પોતે પોતામાંહી સમાય.—પરિબ્રહ્મ.

મન વડે માની રે શકતી સાચી કરી રે,
　　તેને કાંઇ ન ટલે વૃદ્ધ હોય હાણ;
અબળા આધીન રે હરિ સનમુખ સદા રે,
　　દાસ રતન તન મીથ્યા જાણ.—પરિબ્રહ્મ.

　　

રાગ એજ. ૫૬—૧૪૨.

જુવોને વીચારી રે વાલો નથી વેગળા રે,
　　દાવા સહીત દીસે તુંને દુર;
જોને નરહાવે રે પ્રભુ તારી પાસ છે રે,
　　રોમે રોમે ભરી રહ્યો ભરપુર.—જુવોને.

રહીએ નરહાવે રે અન્ય આશા પરહરિ રે,
　　જેમ કાંઇ પર ઘરનો મેમાન;

ખાય પીએને રે ઓઢી પેરી સાંચરે રે,
 ન જાણે કાંઇ મારૂં એવું મન ધ્યાન.—જુવોને.

લાવો લીજે રે કીજે સંગ સંતનો રે,
 જેણે કરી ઉતરીએ ભવપાર;
ચોટ ન લાગે રે ભય જમ કાળનો રે,
 અકરતા કરતાનો આધાર.—જુવોને.

વાત વીચારી રે નાશીકેતુ નરકની રે,
 વળી વખાણ્યા સ્વર્ગના ભોગ;
સમજીને કહ્યું રે ઉઠ્યા જગાડવા રે,
 ઉંડું જોતાં સ્વર્ગ નરક એ ફોક.—જુવોને.

સાન ગુરૂની રે સમજે કોઇ અનુભવી રે,
 જેને કાંઇ આપું નહી લવ લેશ;
બળ નવ દાખું રે અબળા થઇ રહીએ રે,
 દાસ રતન કહે એ સંતોનો આદેશ.—જુવોને.

  

રાગ એજ. પદ—૧૪૭.

કાંહે શું કમાણો રે, મુળ ખોયું મુરખા રે,
 આવ્યો હતો ભજવાને ભગવાન;
આદરી જંજાળ રે ભજન ભુલી ગયો રે,
 અંધ ન જાણે જે થાશે છે જાન.—કાંહે.

માંડયું ખત ખોટું રે ચોરાશી લાખનું રે,
　　માંહે નાંખી કરમ ધરમની સાખ;
અંત ન આવે રે દેતાં તેના વ્યાજનો રે,
　　માયા બેઠી મેળવે આંકે આંક.—કાંહે.

ઘર નવ પામે રે ખત ચુકવ્યા વીના રે,
　　જે કાંઇ કમાય તે વ્યાજમાં જાએ;
રાત દીન રડે રે દુઃખ બહુ ભોગવે રે,
　　ખતમાં તો ઓછું કાંઇ નવ થાએ.—કાંહે.

શરણું તું લેને રે હરિ ગુરૂ સંતનું રે,
　　તન-મન-ધન-ચિત ચરણે ઠેરાએ.
કોઇ ન આવે રે ત્યાં ઉઘરાણીયે રે,
　　ખોટું ખત કેમ કરીને વંચાએ.—કાંહે.

સંત ન માને રે ખત સાચું કરી રે,
　　સાક્ષીમાંએ નવ કો પુરે શાખ;
દાસ રતન રે માયા હારી રહીએ રે,
　　કરમ ધરમ કહે અમારો શું વાંક.—કાંહે.

  

રાગ એજ. પદ—૧૪૪.

જાણ્યું ખત ખોટું રે આનંદ ઉપજ્યો રે,
સત ગુરૂ સંતે કીધી મહેર;
કાંઇ નથી પામ્યો રે ખોટું કાંઇ નથી રે,
જેમ કાંઈ વૃષ્ટિએ ચુકચું વેર.—જાણ્યું.

સંશય ગાંઠ છુટી રે અણછતી આપદા રે,
અણછતાં આવરણ મનનો ઠાઠ;
આદિમાં જે હતું રે અંતમાં તો તે રહ્યું રે,
છુટી કાંઇ કરમ ધરમની ગાંઠ.—જાણ્યું.

હરિ હરિ થયો રે હરિજન સંગતે રે,
સતસંગે કીધાં હરિ રસ પાન;
આતમાને જાણ્યો રે ગુરૂની કૃપા થકી રે,
મીથ્યા થયું દેહ માયાનું ભાન.—જાણ્યું.

લાભજો લીજે રે ખોટ ન આવે ખરી રે,
મનમાં સમજી કીજે એનો સમાવ;
દ્રવ્ય ધણીનું રે અળગા થઈ રહીએ રે,
તેને કોઇ ન કહે લઇ જાવ.—જાણ્યું

સતસંગ મહીમા રે શું કહું મુખથી રે,
સ્વર્ગ ભોગ નહી સતસંગને તોલ;

દેવતા ઇચ્છે રે સુખ સતસંગનાં રે,
    દાસ રતન સતસંગત અતોલ.—જાણ્યું.

  

રાગ એજ. પદ—૧૪૫.

કાંઇ ન કીજે રે હું ને મારૂં સ્વપનું રે,
    મારૂં મારૂં કરતાં મારૂં ન હોય,
તન-ધન દારા રે કોઇ તારૂં નથી રે,
    ચાલ્યા ટાણે શુદ્ધ વિચારી જોય.—કાંઇ.

વચન વિચારો રે સતગુરૂ સંતનાં રે,
    સત-અસતનો કરવો વીચાર;
ગીતામાં ગોવિંદે રે વાયક એમ કહ્યાં રે,
    સત્ય આત્મા અને સત્ય સંસાર.—કાંઇ.

ઠાઠ માયાનો રે રચના બહુ કરી રે,
    જોઇ જોઇ મોહી રહ્યા સર્વે જન;
પંડ ને બ્રહ્માંડે રે જાયે થાયે વાદળાં રે,
    વ્યોમ દ્રષ્ટાંતે ચૈતન તંત.—કાંઇ.

અસ્થીર છે કાયા રે માયા તે સ્થીર નહી રે,
    કેમ કરી છાયા તે સ્થીર થાએ;
તેમ ત્રણે ગુણો રે થાપ ઉથાપ છે રે,
    અવિગત જેમની તેમ સદાએ.—કાંઇ.

અકળ અવિનાશી રે સકળમાં રમી રહ્યા રે,
ન્યારો કહીએ તો સર્વમાંહી એહ;
માંહી કહીએ તો રે કેમાં ભળે નહી રે,
દાસ રતન સમજે સુખ થાય.—કાંઇ.

  

રાગ ચાતુરી. પદ—૧૪૬.

સાંભળ સજની અનુપમ વાતજી,
કાંઈ શું કહીએ એ તો એ સાક્ષાતજી;
કાંઇ ન દીસે કાંઇ રંગ ને ભાતજી,
પ્રકાશ પરગડયો ત્યાં નહી દીન રાતજી.—ઉથલો.

રાત કેતાં રંગ ઉઠે ભાઇ, દીન કેતાં દોએ,
એક બ્રહ્મ અદ્વૈત આપે નામ રૂપ ન હોય;
અકળ અજીત કેવા માટે ભાઇ, કેને જીતે કોણ,
બીજો નથી કોણ કળે ને લુણમાં લુણનું મોણ.
સેવક સ્વામીના રૂપે ભાઈ, અરૂપી બીજો નથી,
પીંડ બ્રહ્માંડે રહ્યા રે પુરી વેખરી શું કહું કથી;
લેર સમુદર બે નથી ભાઈ, શુદ્ધ નીર વીચારે જોય,
સમુદ્રની લેર સૌ કહીએ કાંઈ લેરનો સમુદ્ર ન હોય.
બ્રહ્મ સાગર સભર ભર્યો ભાઈ, માંહી લેર તે હરિજન,
ગુરૂ કહે બીજો કોઈ નથી શીખ સમજ દાસ રતન.

  

રાગ એજ. પદ—૧૪૭.

સતગુરુ ચરણે નામું શીશજી,
આપ ટાલીને ઓળખવા ઈશજી.
નિરમલ દ્રષ્ટે જોવા જગદીશજી,
આનંદ વાધે વીસ વાવીસજી.— કથલો.

આનંદ વાધે ઉરમાં ભાઈ, ગુરૂ લક્ષ લાગ્યા અનુપમાં,
મીથ્યા શું દેહ ભાન માયાનું સુરત ઠેરી સરૂપમાં.

કે'વા એવા કાંઇ નથી ભાઈ, વસ્તુ વ્યાપક નાવે માપ,
અધિક ન્યૂન્ય કે'વા નથી તે ન થાએ થાપ ઉથાપ.

લઘુ દીરઘ કેને કઇએ, એ તો જેમનો તેમ જ ભરા ભર્યો.
જ્યાં જેવો ત્યાં તેવો એ તો કહ્યો ન જાએ અરો પરો,

આપ જાણે આપને ભાઈ, એ તો બીજો ન જાણે કોઇ.
આપ ટાલીને ઓળખે જે બીજો તે તો ન હોય.

સંતોની એ આન છે ભાઈ, જાણે તે વીરલા જન,
ગુરૂ લક્ષ તો એજ છે શીખ સમજ દાસ રતન.

  

રાગ એજ. પદ—૧૪૮.

પૂર્ણ બ્રહ્મ બીજો નવ થાએજી,
વ્યાપક સહુમાં ન્યારો સદાએજી.
જેમનો તેમ આવે નહી જાએજી,
આપું ટલતાં એજ ઓળખાવજી.—ટેક.

આપું ટળતાં એજ છે, ભાઇ, જેને નેતિ નેતિ કહે વેદ,
કષ્ટ કરતાં દ્રષ્ટ નાવે જો ન જાણ્યો ભેદ.

ભેદ વીન્યા બહુ ભટકે ભાઇ, એ તો આપ ગળ્યા વીન્યા એમ છે,
હુંપદ હારીને જો વીચારી તે તો તેમનો તેમ છે.

અકલ અરૂપી અવિનાશ છે ભાઇ; એ તો વીપુ વરજીત જાણીએ,
સંત શુરા શીશ અર્પણ કીધાં તેણે પ્રગટ વાણીએ.

વાણી વીન્યા કેમ થાએ નીશ્ચે, એ તો આપ ટલીને ઓળખ્યાં,
સંત અબલા મહાબલા જેણે અજીતને વશ કર્યા.

અલખને લીધા લખી ભાઇ, એવા સંત શિરોમણિ સાર છે.
ગુરૂ ગોવીંદ છે રે મારે પીયુજી દાસ રતન કરનાર છે

  

રાગ એજ. પદ—૧૪૯.

કુળ મરજાદા કુળવંતી જાણે જી,
હરખ ને શોક તે ઉર ન આણે જી;
પતિવ્રતા નારી રહે પતિ પાસજી,
તન મન સોંપી બને દાસજી.—ઉથલો.

રંક રાજા દ્રષ્ટ નાવે ભાઇ, સુરતી સરૂપમાં લીન છે,
કર્તા કોટ બ્રહ્માંડનો તે અબળાને આધીન છે.

અબળામાં બળ કાંઇ નથી, એ તો રોમે રોમ પીયુજી રમે
પોતે ટળીને મળી પીયુને દોષ બીજા નવ દમે.

પીયુ વીના પરપંચ બીજા ભાઇ, અબળાને કાંઇ નવ ગમે,
ભય રહીત થઇ ભામની તે ચૌદ લોકમાંહી રમે.

આશા તૃષ્ણા મોહ માયા તે, અબળાથી અલગાં ફરે,
કામ ક્રોધ ને લોભ મમતા નીકટ આવે તો શુદ્ધ બલે.

અબળાને અંતર નથી ભાઇ, અરપ્યાં પીયુજીને તંન,
તે અબળા પીયુ રૂપ થઇ ગઇ શીખ સમજ દાસ રતન.

  

રાગ એજ, પદ—૧૫૦.

પીયુજી પધાર્યાં હું મહા સુખ પામીજી,
આવતાં સનમુખ રહું શીશ નામીજી;
હું અબળા મારો નાથ નેહ કામજી,
શું કહું સજની શોભા અનુપમ સાજજી.—ઉથલો.

શોભા અનુપમ સ્વામીની બાઇ. ઉરથી અંતર ટળ્યાં,
કરતા કોટી બ્રહ્માંડના તે અંગોઅંગ આવી મળ્યા;

હરખ હાંસી હેત હઇએ બાઇ, કંઠ બાહુરલી શ્રીહરિ,
સદાએ નિરવિષ નાથજી તે, આપ સરખી મુજને કરી.

આવતાં લીધા ઉરમાં બાઇ, તે પામી પરમ સુખ ધામ,
તન મોધ્યા થયું મુજ તણું સખી સુંદીર મારો શ્યામ;

આપ ન રહ્યું કાંઇ માહારૂં બાઇ, હવે થાપ તે કેનો કરૂં,
સ્વરૂપ વર્ણવી ન શકું પછી ધ્યાન હૃદયામાં ધરૂં.

રસ રૂપે થઇ અમે રમ્યાં બાઇ, અને પીયુને મળતાં હું ટળી,
અંતરમાં એકતા એમ થઇ જેમ સાગરમાં સરિતા ભળી;

રજની વીતી રમતાં બાઇ, અને કોણે ન જાણ્યો ભેદ,
દાસ રતન શું કહે કથી, જેને નેતિ નેતિ કહે વેદ.

  

રાગ પરમ.તી. ૫૬—૧૫૧.

સાંભળ મન શીખામણ કહુ છું માની લેજે વાત,
કાયા માયા નહી રે'વાની તેની કેવી વાત.—સાંભળ

શરણું લેને સંત કેરૂં સરશે તારાં કાજ,
ધન દોલત ને માલ ખજીના છે સ્વપનાનું રાજ.—સાંભળ.

નીદ્રામાં તેં નાટક કીધું તેથી માન્યું મન,
મીથ્યામાં શું મોહ્યો મૂરખ તારૂં નથી આ તન—સાંભળ.

હુંપદ હારી જો વિચારી શું છે તારી જાત,
વેશ ઘણા ને રાત જ થોડી થઇ જાશે પરભાત.—સાંભળ.

તે માટે તું ભજને ભાવે ગિરધર ગોપીનાથ.
હું ને મારૂં મીથ્યા કરતો હરિવર જાલે હાથ.—સાંભળ.

ત્યારે તુંને આનંદ થાશે ત્હારે આઠે અંગ,
ચોરાશી તું ચુકી જાશે કરતાં સાધુ સંગ.—સાંભળ.

અખંડ વરને વરીએ ત્યારે નહી બીજાની આશ,
અબળા થઇને એ સુખ લઇએ રહીએ પીયુની પાસ.—સાંભળ.

પતિવ્રતા તે પીયુને વાલી પીયુની અરપે તન,
એ સાને સમજી રહ્યા જે તે સાચા હરિજન.—સાંભળ.

હરિજનને હરિસ્મરણ કરવું નિશ્ચલ રાખી મન,
એ શીખામણ સતગુરૂ કે' છે સમજ દાસ રતન.—સાંભળ.

  

રાગ એજ ૫૬—૧૫૨.

સાંભળ સજની કહું શીખામણ ધારણ રાખે મન,
માન તજીને મળીયે પીયુને ટાઢાં થાયે તન.—સાંભળ.

સતગુરૂએ પરણાવ્યાં પ્રીતે પીયુજી પાસે રહીયે,
અવર પુરૂષની આશ તજીને સ્વામીનાં સુખ લઇયે—સાંભળ.

હસવું રમવું શ્યામ સંગાથે સુખનો નાવે પાર,
સદાએ નીરખીશ નાથ અમારો સૃષ્ટિનો આધાર.—સાંભળ.

હું અબળા ભરજોબન મારૂં પીયુને અળગા ન મેલું,
આપ સરખી કીધી મુજને પ્રેમ મગનમાં ખેલું.—સાંભળ.

પુન્ય પૂર્વનાં પ્રગટ્યાં ત્યારે પ્રીત પીયાશું બાંધી,
દારિદ્રયનો નાશ થયો ને રતન ચિંતામણિ લાધી.—સાંભળ.

જેવું ચિંત્વન કીજે તેવું પ્રગટહીં દીસે પાસ.
સુંદીર વરને સંગે સજની રંગે રમીએ રાસ.—સાંભળ,

સફળ થઇ છે રજની સજની રમતાં સ્વામી સંગ,
વિરહની પીડા વામી સરવે શીતલ આઠે અંગ.—સાંભળ.

ત્રિવિધ તાપ તપે નહી તનમાં મનમાં અતિ આનંદ,
રસમગ્ન થઈ શ્યામ સંગાથે બેઠ્યા સરવે વૃંદ.—સાંભળ.

રાત દિવસ હૃદયમાં રહ્યું સુંદીર વરનું ધ્યાન,
એ શીખામણ સતગુરુ દે' છે રતના સમજે સાન.—સાંભળ.

  

રાગ એજ. ૫૬—૧૫૭.

શીખામણ સતગુરુની સાચી જે લેશે નર ને નાર,
સમજે તો વીણ કષ્ટે આવે ભવસાગરનો પાર.—શીખામણ.

વચન વિચારો હું પદ હારો મમતા મારો મન,
સંતોષનું ઘર સેજે આવે તાપ તપે નહી તન.—શીખામણ.

આપું મીથ્યા જાણે કોઇ માણે મહાપદ સોઇ,
ઘટપર ઘટમાં આત્મા દરસે અવર ન દુજો કોઇ.—શીખામણ.

નિરગુણ તે સગુણમાં મુને બીજો નહી કે'વાએ,
બીજો કે'તાં બંધન બેડી અજ્ઞાને અકળાએ.—શીખામણ.

હું ને મારૂં મીથ્યા જાણે હરખ શોક નહી આવે,
શીતલ મનને સ્વાંત વરશે તે કઇએ નરદાવે.—શીખામણ.

સમદ્રષ્ટિ સહુ ઉપર રાખે ભ્રાંત ભરમના ભાંગી,
દાન કરે ને ફળ નવ ઇચ્છે તેને કહીએ ત્યાગી.—શીખામણ.

રસમાં તો કાંઇ રૂપ નથી ને બીવે નર ને નારી,
મધુરતા તે શોભા સરખી જો જો જન વિચારી.—શીખામણ.

પંચભૂતનો હાળો કીધો બીબે પાડી ભાત,
મધુરતા રૂપે છે ચૈતન તે સોહં સાક્ષાત.—શીખામણ.

કે'વા ગ્રેહવા કાંઇ નથી ને સાને સમજી રે'વું,
દાસ રતન સુન સતગુરૂ કે'છે નહી તજવું નહી ગ્રેહવું.—શીખા.

  

રાગ એજ. પદ—૧૫૪.

એ શીખામણ સહુને કે'છે સાંભળજો નર નારી,
થાનારી તે મોરે થઇ છે જો જો મન વિચારી.—એ શીખામણ.

દેહનાં પ્રારબ્ધ દેહ સુધી છે તેમાં સુખ દુઃખ આવે,
તેનો શોચ ન ધરીએ મનમાં રે'વું છે નરહાવે.—એ શીખામણ.

દેવું ને લેવું કો પાસે તારૂં ધન તે ક્યાંથી,
જેવું હતું તેને લાવ્યું જો ને જનમ્યો ત્યાંથી.—એ શીખામણ.

આવ્યો ત્યારે શી રિદ્ધ લાવ્યો જાતાં કોણ કે તારૂં,
અણછતો ઉભો થઇ બોલે મહમાં કે છે મારૂં.—એ શીખામણ.

લેવું દેવું દેહને ભાવે દેહનું ખત છે ખોટું,
ઉઘરાણી કરવાને ચાલ્યો એ અંધારૂં મોટું—એ શીખામણ.

કેણે લીધું કેણે દીધું તુંને દેશે કોણ,
પૂરનહારો પુરી રહ્યો છે ચઉદ લોકને ચણ.—એ શીખામણ.

એ વાતુ રહી સરવે હૃદયમાં હૃદયથી બારે જેવું,
પૂરણ બ્રહ્મને જાણ્યા ત્યારે નહી હસવું નહી રોવું—એ શીખામણ.

લક્ષ ગુરૂનો લીધો ત્યારે નિરમલ દૃષ્ટે જોયું,
સ્વરુપમાં એ સમજણ નોતી ત્યારે નહી પામ્યો નહી ખોયું.—એ.

સ્વર્ગ નરક વૈકુંઠની વાતું મૂરખ રહ્યો છે માની,
સંશય ગાંઠું કેમ ટરી છુટે શોક વૃદ્ધ ને હાની.—એ શીખામણ.

જન્મ મરણ ને જમ ચોરાશી માને તે બુદ્ધકારી,
સ્વપનું સાચું ન હોય રતના સતગુરૂ કે'છે સારી.—એ શીખામણ.

  

રાગ એજ. પદ—૧૫૫.

માગી વસ્તુ લાવ્યો ઘરમાં મૂરખ કે'છે મારી રે,
ધણી લેવા આવે જ્યારે ત્યારે કોણ કહે તારી રે.—માગી.

ખેતી વાડી માલ ખજીના માયા ભેગી કીધી રે,
તું ધણી ને થઇ બીજાની તેં કેમ જાવા દીધી રે.—માગી.

તારી ત્રીયા તારાં બાલક તારાં ભવન હવેલી રે,
ચાલ્યા ટાણે કાંઇ નવ લીધું તારી તેં કેમ મેલી રે.—માગી.

તે માટે કાંઇ નહી તારૂં જોને શુદ્ધ વિચારી રે,
માબાપે દેહ પ્રગટ કીધી તે પણ ન હોય તારી રે.—માગી.

માગી વસ્તુ નહી પોતાની મન વડે દેહ ધારી રે,
તેં બુર એવું તેં નવ કીધું બીજા નાખી વારી રે.—માગી.

એવું સમજી આનંદ રઈએ સમરણ હરિનું કરીએ રે,
દાસ રતન કહે ગુરૂ મત પે સેજે ભવજલ તરીએ રે.—માગી.

રાગ એજ. પદ—૧૫૬.

ખોટી બાજી માનવ તારી સંત ન માને સાચી રે,
રેતના રૂપીઆ જોઇને સઘળો જગત રહ્યો છે રાચી રે.—ખોટી.

છાપરાં ને છાજાં માટી મેડી ફરતી જાળી રે,
સંતોને મન સરવે સરખું છાયાને વીચારી રે.—ખોટી.

માણુક મોતી લાલ રૂપીઆ તેણું ભુખ ન ભાંગે રે,
રાજા રંક સરવે સરખા ઉઠીને અન્ન માગે રે.—ખોટી.

સોના રૂપા શણુગાર કરે ને ચીર પટોળાં પ્હેરે રે,
ઉદક વિન્યા આઘું નવ ચાલે અન વિન્યા ન ઠેરે રે.—ખોટી.

રૂપીઆ દેખીને રાચે તેને સાચા સંત ન કહીએ રે,
અન્ન જમીને આનંદ કરીએ, હરી સ્મરણુમાં રહીએ રે.—ખોટી.

હરિ ગુરૂ સંતને શરણે રહીએ માન તજીને મળીએ રે,
દાસ રતન કહે આપ ગળે તો બ્રહ્મસાગરમાં ભળીએ રે.—ખોટી.

  

રાગ એજ. પદ—૧૫૭.

ખોટી બાજી માનવ તારી ધુળ તણા તો રૂપીઆ રે,
સગાં સહોદર માતા પીતા ધુળ છોરાં છઈઆં રે—ખોટી.

બાજીગરનાં બાગ બગીચા જોનારા નવ જાગે રે,
માણેક મોતી ને રૂપીઆ મુકી સહુ કો દાણા માગે રે.—ખોટી.

સાચી હોય તો શાને માગે ન કરે વિચાર કોઇ રે,
રમત જોઇને રાજી થયાં છે એક કુટી કે દોઇ રે.—ખોટી.

જેવી બાજી બાજીગરની તેવી માયા કહાવે રે,
છે ખોટી પણ સહુથી મોટી મનને મોહ ઉપજાવે રે.—ખોટી

અસ્થિર કાયા અસ્થિર માયા છાયા સ્થીર ન હોયે રે,
રેતી દઇને રાજી કીધાં ધન્ય કારીગર સોઇ રે.—ખોટી.

કાચી કાયા કુડી માયા જગત રહ્યો છે રાચી રે,
દાસ રતન કહે કાયા માયા સંત ન માને સાચી રે.—ખોટી.

  

રાગ એજ. પદ—૧૫૮.

માયાજાળે પડીઓ મૂરખ અટકી રહ્યો અજ્ઞાને રે,
હરિભજન તો હાથ ન આવ્યું સમજ્યો નહી કાંઇ સાને રે.—માયા.

સ્વપનામાં સંપત બહુ પામ્યો દ્રવ્ય ઘણેરૂં જોયું રે,
જાગ્યો તો કાંઇ નવ દીસે ને નવ પામ્યો નવ ખોયું રે.—માયા.

સ્વપને વંધ્યા પુત્ર જ પામી હુલાવે ફુલાવે રે,
જાગી તો પુત્ર નવ દીસે પર્યંકમાં છે પોતે રે.—માયા.

જેવું સ્વપનું તેવી માયા જન જુએ કોઈ જાગે રે,
હું મારૂં કરતાં હાથ ન આવે નિદ્રામાં લોચ લાગી રે.—માયા.

બળે જળે પણ બહાર ન આવે ન શકે માયા મેલી રે,
વગર વીચારે પીવા માંગે અવસ્થા છે છેલી રે.—માયા.

મમતા વડી મહા દુખ પામે અણુછતાની આશે રે.
દાસ રતન કહે કેમ કરી છુટે બાંધ્યો માયાપાશે રે.—માયા.

  

રાગ ઓધવજીનો સંદેશો. પદ—૧૫૯.

સાંભળ સજની વાત કહું એક કરમની,
વ્રેહની પીડા વ્યાપી મારે અંગ જો;
લગની લાગી અવનશ મુજને એહની,
કેમ કરી થાયે સુંદીર વરનો સંગ જો.—સાંભળ.

કામ ન સુજે ઘરનું ઘરમાં મુજને,
ફરૂં બાઉરલી કયાંઇ ન ઠેરે મન જો;
આતુરતા અંગે રે પીયુ મળવા તણી,
પીયુ વીના હું ઘરમાં જેવું બાન જો.—સાંભળ.

ભોજનીયાં ના ભાવે સજની શું કરૂં,
પીયુ વીનાનો સુનો છે સંસાર જો;

શશી વીણુ રજની તેવી સજની હું છઉં,
શ્યામ વીન્યા શોભે નહી શણુગાર જો.—સાંભળ.

ખાન પાન આભૂષણુ દીઠાં નવ ગમે,
વ્રેહની જ્વાળા પ્રગટી તેનો તાપ જો;
રાત દિવસ રહીયામાં સ્મરણુ શ્યામનું,
પીયુ મળે તો મટે સર્વ સંતાપ જો.—સાંભળ.

કામાતુર થઇ અંગે તન દાઝે ઘણું,
વ્રેહની જ્વાળા કેમ કરી ઓલાય જો;
પ્રીત કરીને પુછયું પ્રીછું મુજને,
સજની કે' તું પીયુ મળવા ઉપાય જો.—સાંભળ.

સજની કહે બાઇ સાંભળને સાચું કહું,
ચલો જઇએ સતગુરૂ કેરી પાસ જો;
પ્રીતે શું પરણાવે પીયુને મેળવે,
આઠે અંગે આનંદ થાય ઉલ્લાસ જો.—સાંભળ.

સતગુરુ ચરણે શીશ નમાવી પૂછીયું,
સ્વામી મારે અંગે વ્યાપ્યો કામ જો;
પ્રીતે શું પરણાવો પીયુને ઓળખું;
એવી કૃપા કરો મુજ ગુરૂ આત્મારામ જો.—સાંભળ.

ગુરુ કહે તું પીયુ પાસે છો બાવરી,
અજ્ઞાન ઘુંઘટ અળગો કરીને જોય જો;

પીંડ બ્રહ્માંડે પુરણ પ્રભુજી નખશીખે,
તો હરશે જો હું પદ તુંમાં ન હોય જો.—સાંભળ.

એવાં સતગુરૂ વચન શ્રવણે સાંભળયાં,
આનંદ વાધ્યો સજની મારે ઉર જો;
સાંભળતાં સુખ થયું દાસ રતન કહે,
ગુરૂ ગોવિંદ છે સર્વ સ્થળે ભરપુર જો.—સાંભળ.

  

રાગ એજ. પદ—૧૬૦.

સતગુરૂ દીન દયાળ કૃપા મુજને કરી,
દયા કરીને દીધો છે ઉપદેશ જો;
દુરમત ત્યાગી જોને સુંદીર શ્યામ છે,
સાંભળ શીખ કાંઇ પીયુ નથી પરદેશ જો.—સતગુરૂ.

ગુરુ કહે શીખ સાંભળ વાત વિવેકની,
તું નહી તો પીયુ રહે કોને આધાર જો;
સત અસત સમજીને મહા સુખ માણીએ.
શી વસ્તુ છે સાર અસારને પાર જો.—સતગુરૂ.

હું ટળીને તું થઇ જા અબળા શ્યામની,
જેનાં સ્વામી ને સેવક નર નાર જો;
નરનારી નહી ન્યારાં ગુરૂ શીખ એક છે,
વિલાસ કરવા કીધો છે વિસ્તાર જો.—સતગુરૂ.

વચન વિચારી ગુરૂનાં આપ મીથ્યા થયું,
શુદ્ધ વિચારે ભાંગી મનના ભ્રાંત જો,
ત્રેકુની પીડા વામી દુખ સરવે ગયું;
થયું સુખ જેથી પીયુ મળીયા એકાંત જો.—સતગુરૂ.

નીરખીને હરખી રે શોભા શ્યામની,
આવંતા હરિ લીધા છે ઉરમાંહી જો;
મળતાં મહા સુખ પામી તન ટાઢું થયું,
સુખની વાતું મુખથી નહી કે'વાય જો.—સતગુરૂ.

રસ મગન થઈ રસમાં નીરખી નાથને,
ભુલી ગઈ હું દેહ દશાનું ભાન જો;
શુદ્ધ નથી કાંઈ સજની મુજને માહરી,
તનમન હરીયાં ધરતાં પીયુનું ધ્યાન જો.—સતગુરુ.

સદાએ નિર્વિઘ્ન નાથે ક્હુાંય મારી ગ્રહી,
નિર્ભય થઇ રહી પ્રેમે પીયુની પાસ જો;
સફળ થઇ છે રજની સજની આજની,
હું તો નહી કાંઈ પીયુનો છે પરકાશ જો.—સતગુરુ.

સદગુણ રૂપ વીચારે સજની હું ય છું,
જોતાં જોતાં નિરગુણ મારો નાથ જો;
વિલાસ કરતાં વીતી સરવે જામની,
હું ટલી તો હરિએ ઝાલ્યો હાથ જો.—સતગુરૂ.

હું અબળા અનુભવની સુજથી શું કરે,
જે જે કરતા સજની મારો શ્યામ જો;
કૃપાસિંધુ સતગુરૂ એ આત્મારામ છે,
દાસ રતન તો કે'વા માટે નામ જો.—સતગુરુ.

  

રાગ એજ. પદ—૧૬૧.

અનુભવ જ્ઞાન ઉદય થયું જે કોઈ જનને
કાયા માયા સ્વપનું છે સંસાર જો;
હું ને મારૂં સરવે મીથ્યા જાણીયું,
પીંડ બ્રહ્માંડ એક તણો આધાર જો.—અનુભવ.

પંચભૂતને પારે જાણ્યો આતમા,
આકાશ વાયુ અવની ઉપને તેજ જો;
શુદ્ધ વિચારે જોતાં વસ્તુ સાર છે,
જ્યાં જોઈએ ત્યાં દરસે એનો એજ જો.—અનુભવ.

સ્થૂલ સૂક્ષ્મ ને કારણ રૂપે દેહ છે,
મહા કારણને પારે છે નર વેદ જો;
જાગૃત સ્વપનું સુષુપ્તિ તુરીઆ પાર છે,
આત્મ ટલ્યા તે જાણે એનો ભેદ જો—અનુભવ.

નવ પનરથી ન્યારો દીસે આતમા,
માયા સમરીત પચવીશાનો પાર જો;
બાવન બારે બોલે આત્મા બ્રહ્મ છે,
ચૌદ ભુવનમાં એનો છે આધાર જો.—અનુભવ.

જીવ થઈને જાએ પ્રભુને જાણવા,
માની લીધાં મન વડે પુન્ય ને પાપ જો;
રાઈ મેરૂ ને આદે નામને રૂપ છે,
અરૂપ વસ્તુ વિચાર નાવે માપ જો.—અનુભવ.

પૂરણ બ્રહ્મ જાણે રે આપે આપને,
નહીં બીજો તે કેનું ધરાવે નામ જો;
શુદ્ધ વીચારે દાસ રતન દીસે નહી,
જડ ચૈતન્યમાં વ્યાપક આત્મ રામ જો.—અનુભવ.

  

રાગ એજ. પદ— ૬૨.

સાર વીચાર વિવેકે કહે ગુરૂ સમજ તો,
જેને કહીએ સચ્ચિદાનંદ સ્વરૂપ જો;
સત સાચું ચિત ચોખું આનંદ અનુભવું,
એક થયા રંને શ્રીમંત રંક ને ભૂપ જો.—સા.ર.

સચ્ચિદાનંદ સ્વરૂપે સોહં આતમા,
જે જાણો તે જુવોને વિચારી મન જો;
પૂરણપદ પરમાત્માનો પરકાશ છે,
તે સ્થળ જોતાં નહી રજની નહી દિન જો.—સાર.

સત્ય વસ્તુ સચરાચર પૂર્ણ જળ સ્થળે,
સ્થાવર જંગમ જડ ચેતનમાં વાસ જો;
ઠામ નહી ઠાલો રે સત વસ્તુ વીના,
પૂરણ છે જેમ અવનીમાં આકાશ જો.—સાર.

ચિદઘન શ્યામ સ્વરૂપે અવિચળ એજ છે,
નિરમલ હૃદયે પરમાત્માનું ધ્યાન જો;
કીજે કેવો કહીએ રે કાંઇ કે'વા નથી,
રૂપ નહી તો કેનું કહીએ નામ જો.—સાર,

આનંદ રુપે રમી રહ્યો ચઉદ લોકમાં,
જ્યાં જેવો ત્યાં તેવો છે નિરધાર જો;
રમે રમાડે આદ્ય કલા છે એહની,
છે સહુમાં પણ રમે પરાને પાર જો.—સાર.

સત બોલે સત ચાલે અસત અળગું કરે,
ચિદાનંદ નિર્મલ મનમાં નહી મેલ જો.
બ્રહ્મ આનંદે ભૂલ્યો શોક સ્વપને નહી,
સત ચિદાનંદ રૂપે તે કે'વાય જો.—સાર.

આપ નહી તો પ્રગટ દીસે છે આતમા,
હું ટળતાં હરિ દીસે સરવે વેશ જો;
દાસ રતન સાંભળ તો સતગુરૂ એમ કે',
છે ઘટમાં હરિ કેમ કહીએ પરદેશ જો.—સાર.

  

રાગ રામગરી. પદ—૧૬૩.

મોટા મરમ નવ જાણીયે, નવ દુવીએ દાસ,
જથારથ રસ ભાખીએ, કીજે બ્રહ્મ વિલાસ.—મોટા.

પ્રીત પીયાજી શું કીજીએ, તજી અવરની આશ,
મહાપદને તો માણીએ, કીજે ભક્તિનો રાશ.—મોટા.

પય વારી ને પ્રીત છે, મૂળે તરતાં થાએ,
વારી વીન્યા પય ઉફણે, અગ્નિમાં જાએ.—મોટા.

સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, જુઓ આંખ ઉઘાડી,
ચઉદે લોક ફુલી રહ્યા, પરિબ્રહ્મની વાડી.—મોટા.

જળ રૂપે જગદીશ છે, વૃક્ષો છે બહુ ભાંતી,
મોળાં મીઠાં કડુ તીક્ષણ, સર્વ જળનાં સંગાતી.—મોટા.

આંબા રાણું શ્રીફલ સરી કેળ દ્રાક્ષ બોલસરી,
શેરડીએ રસ નીપજે, ગોળ ખાંડને મીશરી.—મોટાં.

બોર બાવળીયા ને સાંગરૂ, કેરડા કેર આપે,
એમાં સ્વારથ કાંઇ નથી, કોવાડેથી કાપે.—મોટાં.

બાવળ કાપે બોરડી, કેરડાને રે કંડી
વાર કરે જે બાગની, સરવે ઉભાં છે મંડી—મોટાં.

સ્વારથનાં સહુ છે સગાં, માયાજાળ જે મોટી,
અંતરથી નવ ઉઘડે, મુખથી કહે ખોટી.—મોટાં

માયા મુરકી જોઇને, ઉદરમાં છે મારા,
દાસ રતન કહે ચેતજો, નથી નીસર્યાં બારા—મોટા.

  

રાગ એજ. પદ—૧૬૪.

ગરભમાં બેઠા ગાયેછે, બળમાંથી બોલે,
નહી નર નીપજ્યો પાવૈયો, નાવે નારીને તોલે.—ગરભમાં

બંધન બાંધ્યા ઓચરે, નથી બંધનમાં રે,
હાથી ચાલી નવ શકે, તે કોને જઇ મારે.—ગરભમાં.

કામના ચૌદીશ કામની, બીચારે નહી વળતાં,
પરવા નાવે પાધરી, કે છે અમે અકરતા.—ગરભમાં

અકરતા તે જાણીએ, ન કરે થાપ ઉથાપે,
સમ દ્રષ્ટિ સહુ ઉપરે, નહી રાપે નહી કાપે—ગરભમાં.

કહે સમજી રેવું સાનમાં શુદ્ધ વીચારી ગ્રહીએ,
દાસ રતન પીયુ માણીએ અબળા થઈને રહીએ—ગરબ૦

  

રાગ એજ. પદ—૧૬૫.

અબળા પીયુને એકતા બીજા શું જાણે,
જે રસ દુર્લભ દેવને તે રસ અબળા માણે.—અબ૦

કે'અબળા સ્વપને ન આચરે નરદેહ છે મારી,
તન મન સોંપ્યાં શ્યામને સંત સીરગુણ નારી —અબ૦

શીલ સંતોષ નહી સેજમાં રસ રૂપમાં ખેલે,
સંત અબળા મહા બળા પીયુને અળગા ન મેલે.—અબ૦

અબળાનાં સુખ અતોલ છે, સુખ વર્ણવ્યાં ન જાએ,
કરતા કોટી બ્રહ્માંડના, અબળાને વશ થાએ.—અબ૦

પૂર્ણ બ્રહ્મને જાણીએ, તો બીજાને નવ કહીએ,
દાસ રતન સુખ માણીએ, નર દાવે રહીએ.—અબ૦

  

રાગ એજ. પદ—૧૬૬.

નરને હાવો નહી ટલે, અબળા છે નર હાવે,
નાથજી નરને પરહરી, અબળાને વેર આવે.—નર.

પુરૂષ પુરૂષને પ્રીતડી, દ્વિતીઆ નવ દાખે,
વાત કરે રસ રૂપની, અંગ અળગાં રાખે.—નર.

અબળાને અંતર કાંઇ નથી, જેથી પીયુ વિશરામે,
અરસપરસ પરિબ્રહ્મમાં, અબળા લીન થાએ.—નર.

વાત વીચાર વીવેકની, જે કોઈ જાણે તેરા,
અણુજાણે જે આચરે, એનો ફોકટ ફેરા.—નર.

પૂર્ણ બ્રહ્મ પરમાત્મા, તેણે માયા વિસ્તારી,
ભરમાવ્યા સરવે લોકને, સંતો આગળ હારી.—નર

હરખ ને શોક આવે નહી, હું ને મારૂં ન હોય,
દાસ રતન કહે આ જુગમાં, એવા સંત વીરલા કોય.—નર.

  

રાગ ધીરાના પદ—૧૬૭.

કોઇ નથી તારૂં રે, તું તો વળગ્યો શાને,
મૃગજળ જેવું રે, વંધ્ય સુત તેવું માને.—કોઇ.

સાખી- સ્વપના સરખું નંદનું નાણું, નવખંડ ભેળું કીધું,
કાંઈ કામ ન આવ્યું નંદને, પછી સમુદ્રમાં નાંખી દીધું;
પોતે મૃત્યુ પામ્યા રે, પશુની પરમાણે.—કોઇ.

સાખી—એક લક્ષ પુત્ર સવા લક્ષ નાતી, રાવણનું કુળ મોટું,
ઉડી ગયાં જેમ નીર ઓશનાં, આદે અંતે ખોટું;
આકાતુર જેવું રે, વીરલા કોઈ જાણે.—કોઇ.

સાખી—સાઠ હજાર સુત સગરના, જેની સામે થવું બહુ ભારી,
અવની ખોદી ઉંધે પડ નાખી, જેને કોઈ ન શકયો વારી;
ગયા એક પલમાં રે, જોગ સઘળો જાણે.—કોઇ.

સાખી—દ્રવ્ય મદ જોતાં નંદનું વીચારે, કુળ મદ રાવણ જોય.
પુત્ર મદ જો તો સુત સગરનાં, સર્વે મીથ્યા હોય;
દાસ રતન કે'છે રે, સતગુરૂ નીશાને.—કોઇ.

  

રાગ એજ. પદ—૧૬૮.

તું તો અવિનાશી રે, નાશવંત સઘળે ફુલ્યો,
માયા કેરૂ વાંધ્યા રે, તેણે સ્વરૂપ તારૂં ભૂલ્યો.—તું તો.

સાખી—આકાશ વાયુ અવની નહી તું, નહી તું તપ ને તેજ,
પંચભૂતની આ પીંડ બંધાણી, માંહી ચૈતન બ્રહ્મ તું એજ;
આદિ અંત મધ્યે રે, તું તો સઘળે રે ફુલ્યો.—તું તો.

સાખી—અણુછતું જીવ નામ ધરાવ્યું, કરમ ધરીને જોગ,
આનંદે ને અજ્ઞાને ધાયો, વાધ્યો પરપંચ રોગ;
ચોરાશીમાં ચાલ્યો રે, મૂળ ઘર એમ ભૂલ્યો.—તું તે

સાખી—સંશય ગાંઠી તૃષ્ણા દોરી, ચોટી માયા જાળ,
અવિદ્યા સંગે કુલ્યો અંગે કેમ કરી નીસરે બ્હાર;
રંક થયો સ્વપને રે, રાજની રીત ભૂલ્યો.—તું તે

સાખી—સંશય ગાંઠી છોડે સતગુરૂ, તોડે માયા જાળ,
એક પલકમાં પાર પોચાડે, એવા સતગુરૂ દીનદયાળ;
રતના તું હેને રે ગુરૂ લક્ષ અણમૂલો.—તું તે

  

રાગ એજ. ૫૬—૧૬૪.

ગુરૂ લક્ષ લીજે રે, મોંઘો શીરની સાટે,
તનમન દીજે રે, ગુરૂ ચરણોને માટે.—ગુ૦

સાખી—મેલ ટળી મન નિર્મળ કીજે, ગુરૂ લક્ષ લીજે સાર,
ધન દારા સુત ભ્રાત ભગની, સરવે સ્વપનના વેવાર;
હરિ હરિ દીસે રે, અચલ અનુભવના ઘાટે.—ગુ૦

સાખી—સંતોષને ઘેર સુરતી બેઠી, મમતા ભુબ ભાંગી,
સંસાર સ્વપનું એમ સમાણું, જ્યારે ગુરૂગમ જોયું જાગી
રામે રામ દીસે રે, જોતાં અરૂપી વાટે.—ગુ૦

સાખી—ભવસાગરનો ભેટ લે, કરે ચરણુ કમલની સેવ,
અગમ અભેદ ભેદ જગ પાયો, મળીયા સતગુરૂ દેવ;
વ્યાપક વસ્તુ રે, બીજું સરવે કે'વા માટે.—ગુરૂ.

સાખી—પૂર્ણ પદ નિર્વાણ નિરંતર, તે ન્યારો સરવે માંય.
કોના જેવો સરખાવીએ, એ વાણીએ નહી કે'વાય;
રતના તું જોને રે, વસ્તુ કરીને કાંટે.—ગુરૂ.

  

રાગ એજ. પદ—૧૭૦.

તોલમાં ન આવે રે, અતોલ છે અલખ ધણી,
કોઇ નવ જાણે રે, ભુલ્યા બહુ ભણી ભણી.—તોલ.

સાખી—અઢાર પુરાણમાં અણુંની ખાલી, પૂર્ણ બ્રહ્મ પ્રકાશ,
અક્ષર જોઇને અંકુર ઉઠે, ન મળે દ્રઢ વિશ્વાસ;
આગળ શું થાશે રે, ચોરાશી દીસે ઘણી—તોલ.

સાખી—પોથી વાંચે પંડીત મોટા, બોધ કરે નરનાર,
ભવસાગરનો પાર ન આવે, ભણાવે કર્મ અપાર;
સાન ન પોંચે રે, વ્યાપક વસ્તુ તણી.—તોલ.

સાખી—જોગ ધરીને ચાલે જગતમાં, મહા મોટાં સુખ માણે.
પોતપોતાના મતમાં સરવે, મતે મતને તાણે;
ન્યારો નવ જાણે રે, સર્વનો છે એક ધણી.—તોલ.

સાખી—જાગ જગન જપ તપ તીરથ વૃત તેનાં ફલ માગે,
આ અવતારે મળશે સુજને, ગુરુ ગમે નવ જાગે;
આદ ન મીટે રે, જન્મ મરણુ તણી.—તોલ.

સાખી—સંચિત ક્રીયમાણુનો અઘ છે ભારે તે કપાશે કેમ,
સતગુરૂ સાહે જાગે સમૂળાં રતના જોજે એમ;
વજ્રને છેદે છે રે જેમ વજાણી.—તોલ.

  

રાગ એજ. ૫૬—૧૭૧.

સમજણુ સાચી રે, સંતોની સાન ખરી
જાણે કોઈ વીરલા રે, સતગુરુ લક્ષે કરી—સમજણુ.

સાખી—નામ રૂપ તો નજરે નાવે, આતમ દીસે સર્વ,
અંજન વિદ્યા જેમ અવની ન દેખે જાતાં ન દેખે દ્રવ્ય,
અનુભવ એવો રે, સઘળે દીસે હરિ.—સમજણુ.

સાખી—પંથે ચાલે ઘર કેમ મહાલે, ઘરમાં પંથ ન હોય,
ઘરનાં સુખ તે પંથે ક્યાંથી શુદ્ધ વીચારી જોય;
વગર વિચાર્યે રે, સઘળે થાકયો ફરી.—સમજણુ.

સાખી—પાંચ પચીશ દેહને ભાવે, તેથી પાપ ને પુન્ય,
નવ તત્વ લીંગ વાસના દેહથી, દેહ વીન્યા કયાં રે મન,
દેહભાવ જાએ રે, તે જન બેસે ઠરી.—સમજણુ.

સાખી—બીજો નથી તે શું કહું શાને, કેને કઈએ તું કોણ,
હું નથી તો તું કહું કોને, ઘૃતમાં ઘૃતનું મોણ;
સરીતા શું કહું રે સમુદર માંહે ભળી.—સમજણ.

સાખી—વેદ વાચક વેદને અંતે સંતે જોયું સાર,
પરાપાર પરિબ્રહ્મ નિરંતર, એ લે બાવન બાર;
રતના રમત રે ઢાંક પછેડો કરી.—સમજણ.

  

રાગ એજ. પદ—૧૭૨.

સમજવું શાને રે, વાણી એ શું કેશે,
કાંઇ નથી કહેવા રે, સરવમાં એજ રે'શે.

સાખી—મણુથી ઉપર તોલ નહી, સો ઉપર લેખું ન હોય,
ગુરૂ લક્ષ ઉપર સમજણ એ રે, શુદ્ધ વીચારે જોય;
એક અજોની રે, બીજો તો કયાં રે'છે.—સમજવું.

સાખી—રવિથી અદકું તેજ નહી, નહી સમુદરથી નીર,
મેરૂથી બીજી મોટપ નહી, એવા પરિબ્રહ્મ ધેરગંભીર.
અનલથી આઘો રે, એ લક્ષ વીરલા લેશે.—સમજવું.

સાખી—પારસમણિથી દ્રવ્ય નહી અદકું, રામ સમો નહી દેવ,
યજ્ઞથી મોટું કારજ નહી, ગુરુસેવાથી અધીક નહી સેવ;
હીરાના પારખ રે, છુટામાં શું જોશે.—સમજવું.

સાખી—અસ્થીર કાયા અસ્થીર માયા, છાયા તે સ્થીર ન હોય
અદ્વૈત આત્મ અવિનાશી રે, સર્વમાં વ્યાપક સોય,
સૌથી ન્યારો રે, વાચક વેદ કે' છે.—સમજવું.

સાખી—માયા મંદીર રચીયાં રુડાં, ઉપજે નહી અલપાએ,
અખંડ આત્મા અવિનાશી રે, જેમનો તેમ સદાયે;
નામ ધરાવ્યું રે, ફતના દેહને વિષે.—સમજવું.

  

રાગ એજ. પદ—૧૭૭.

સ્વપનું છે સાચું રે; જ્યાં લગી જાગ્યો નથી,
દેહનું કાચું રે, દીસે છે અણછતી—સ્વપનું.

સાખી—અછા બ્રહ્મની અવિગત માયા, ત્રિગુણનો વીસ્તાર,
પંચભૂત તે પ્રગટ કીધા, નામ રૂપ નિરધાર,
મધ્યમાં દીસે રે, આદે અંતે નથી.—સ્વપનું.

સાખી—મનોહર માયા મંદીર રચીયું, માંહી શોભા અપાર,
દેવ દાનવ માનવ મોહ્યા, મોહ્યો સઘળો સંસાર;
વિપ્ર જોગી જંગમ રે, સન્યાશી દરવેશ જટી.—સ્વપનું.

સાખી—અસાર સ્વપનું છે અણખપનું, તેથી માન્યું મન,
શુદ્ધ વિચારી જોને સરવે, તારૂં નથી આ તન;
દ્રષ્ટે આવે રે, મૃગજળ પીવા નથી.—સ્વપનું.

સાખી—દરપણુમાં તો દીસે સરવે, ગ્રહવા ન મળે કાંય,
એ રીતે પરિબ્રહ્મમાં, માયા અણછતી દરસાય;
વ્યાપક વસ્તુ રે, માયા તો કે દિ હતી?—સ્વપનું,

સાખી—અકળ ને અવતાર નથી, ને ન હોય તેનું તન,
અકથ્યો મુખથી કેમ કે'વાશે, સમજ દાસ રતન;
આપું ટળતાં રે, દીસે અજાપતી.—સ્વપનું.

  

રાગ એજ. પદ—૧૭૪.

અભય પદ પાઈએ રે, સાચો સતસંગ કરતાં,
નિરભય થઈએ રે, સાચા સતગુરૂ મળતાં,—અભય.

સાખી—હું ને મારૂં મીથ્યા જાણો, મીથ્યા માયાનો વિલાસ,
અજ્ઞાન તિમિર ત્રાસે જ્યારે, હોય જ્ઞાન રવિ પ્રકાશ;
ઈંધણ ફીટું રે, અગ્નિ સંગે બળતાં—અભય.

સાખી—માતાપીતા સુત ભ્રાત ભગની, જગતનો વહેવાર,
શાણા સંતો તેથી અળગા, રહે પરા ને પાર;
હરિ હરિ દીસે રે, હૃદયમાં ગાંઠ ગળતાં.—અભય.

સાખી—સેવ સેવ સતસત પરમાત્મા, અસેવ નામ તે જંત,
અપ્રત વાત તે નવ ચાલે આવી, શીવ બોલે તે સંત;
સિંહોનાં ટોળાં રે, ન દીસે વન ફરતાં.—અભય.

સાખી—નિર્મલ મન નિર્મલ ચીત જેનાં, ગુરૂ ચરણમાં વાસ,
મહા દશા પ્રગટે તે જનને, હૃદયમાં જ્ઞાન પ્રકાશ;
લવણ મેટયું રે, અંબુ મધ્યે ગળતાં.—અભય.

સાખી—જે સમજ્યા તે સાને પોત્યા, પંચભૂતને પાર,
દાસ રતન સુન સતગુરૂ કે'છે, એ સરવેમાં સાર,
એ પદ એવું રે, ફેરો નહી વળતાં.—અભય.

  

રાગ એજ. પદ—૧૭૫.

આત્મ દીવો રે, ઢાંકયો કરી અજ્ઞાને,
જીવ થઈ જીવ્યો રે, સમજ્યો નહી રે સાને.—આત્મ.

સાખી—અસ્થિર બાજી સ્થીર કરી માન્યો, કુબુધ કેરે સંગ,
મૂળ ખોઇને મૂરખ ઠેર્યો, વિષય વાધ્યો અંગ,
પીડા પામે રે, કરતાં જેમ વીષ પાને.—આત્મ.

સાખી—તામસ ગુણથી દેહ બંધાણો, રજ વીરજને જોગ,
અશુભ એથી શું છે બીજું, તેના ભલા માણે ભોગ;
મૂરખ મોહ્યા રે, દેખી આ દેહ બાને.—આત્મ.

સાખી—હું ને મારૂં હૃદય ન છોડે, રજોગુણની રીત,
શીરને માટે માની માયા, વંધ્યા પુત્ર શું પ્રીત;
સનમાન ક્યાંથી રે, વર વેણી બાને.—આત્મ.

સાખી—શુભ કર્મ તે સાત્વિક સંગે, ધર્મ નીમ આચાર;
તીર્થ વ્રત પુન્યદાન જુગતશે, ફળ ઇચ્છા નીરધાર;
લાલચ લાગી રે, સહુસ ગણું માને.—આત્મ.

સાખી—આપે દાન ઇચ્છા નહી ફળની, ત્રિગુણાતીત વીચાર,
દાતા ભોકતા આપ હરિ છે, ગુરૂ કહે નીરધાર;
નીજ ઘર પામે રે, તું તારે ધ્યાને.—આત્મ.

સાખી—સતગુરૂનાં વચન એહવા, નીરમલ રાખી મન.
શુદ્ધ વીચારે સતસંગ કરવા, સમજ દાસ રતન;
અનુભવ વાધે રે, આપું અલપાને.—આત્મ.

  

રાગ એજ. પદ—૧૭૬.

સતસંગ કીજે રે, હરિરસ પીજે ભરી,
લહાવો લીજે રે, ગુરૂને ચરણે વરી.—સતસંગ.

સાખી—આશા તૃષ્ણા થાય પલાયન, મોહ માયાનો નાશ,
મહા દશા પ્રગટે સતસંગથી, હૃદયે જ્ઞાન પ્રકાશ;
જુગમાં જોને રે, વ્યાપક વસ્તુ ખરી.—સતસંગ.

સાખી—કામ ક્રોધ ઉભા નહી મળશે, સતસંગથી રહે દુર,
જ્ઞાન વૈરાગ સંતોષ શિરોમણુ, સતસંગમાં ભરપુર;
દુર ન દીસે રે, સતસંગમાંહી હરિ.—સતસંગ.

સાખી—ગયો લોભ થોભ થયો મનમેં, આયો હૃય સંતોષ
ભાંગી ભુખ ગઇ આ ભવની, અખુટ દ્રવ્ય ત્રૈલોક.
ખરચ્યું ન ખૂટે રે, કૃપા ગુરૂજીએ કરી.—સતસંગ.

સાખી—પ્રલ્હાદ નારદ પારાશર ઋષિ, વ્યાસ જનક શુકદેવ,
વિષ્ણુ બિભીક્ષણુ ગોરખ કબીરજી, દત્તાત્રી ગુરૂદેવ;
અનેક સીધ્યા રે, સરવે સતસંગે કરી.—સતસંગ.

સાખી—સતસંગ મહીમા શું કહું મુખથી, મુખથી કહ્યો ન જાયે,
અધમ ઓધારણુ સંગત રતના, પાપી પાવન થાએ;
ભવસાગર માંહી રે સતસંગે નાહ્યા કરી.—સતસંગ.



રાગ એજ. પદ—૧૭૭.

પરઘટ પ્રીછો રે, ઘટમાં રામ રમે,
હરિ પદ ઇચ્છો રે. તનનો તાપ સમે.—પરઘટ.

સાખી—જ્ઞાન ગુરૂનું ધ્યાન હરિનું, અન્નનું દાન વિશેક,
સંત દરશન તે તીર્થ મોટું, વૃતમાં મોટું નેક;
તેવું કીજે રે, જેવું તો શોભે સમે.—પરઘટ.

સાખી—જગતમાં જશનામી રાખો, સંત શબ્દ સમજાએ,
દ્રવ્ય ખરચવું કારજ ખરચવું, સારથીઆ સરાએ;
નહી વૃદ્ધિ હાની રે, સૌને જમાડે ને જમે.—પરઘટ.

સાખી—એ રીતે રે'વું નરહાવે, ઉપદ્રવ ન મળે કાંઈ,
પાપ પુન્ય ન લોભે તેને, સૌથી નિર્બંધ થાએ;
ભય નહી કેનો રે, ચઉદે લોકમાંહી રમે.—પરઘટ,

સાખી—સતગુરુ સંતની સેવા કીજે, હરિ ભજ્યામાં હેત,
ભવસાગરમાં ભક્તિ રૂપે, સંતે બાંધ્યો છે સેત;
ઉપર જે ચાલે રે, ભવજળ તેને નહી દમે —પરઘટ.

સાખી—કલ્પતરૂ ને રતન ચિંતામણિ, ત્રીજી સતસંગ સોય,
મન વંછિત ફલ આપે સહુને, ગુરુગમે કરી જોય.
સંતસંગ કીજે રે, ર ના સહુને ગમે.—પરઘટ.

  

રાગ એજ. પદ—૧૭૮.

હરિ રસ મોંઘો રે, શીરની સાટે લીધો,
ગુરુમુખે રેલ્યો રે, શીખે શ્રવણે પીધો.—હરિ રસ.

સાખી—ફરતાં પાન માન ગયો મૂળથી, મમતા ભઈ વૃદ્ધકાલ.
થાકી આશ અપંગ થઈ બેઠી. મટી ગયો જંજાલ;
આનંદ વાધ્યો રે, પદ ગુરુજીએ દીધો,—હરિ રસ.

સાખી—ભાંગી ભ્રાંત ગયો ભય મનથી, નિરભે થયો નીજરૂપ,
ગુરુને વચને જુગતે જાણ્યો, ચૌદ ભુવનનો ભૂપ;
રૂપ અરૂપી રે, એને તો નિશ્ચય કીધો.—હરિ રસ.

સાખી—સંશય અંધ છુટી સરવે, કરતાં સાધુ સંગ,
આવરણ અલગાં થયા સર્વે, મનથી જાણી વસ્તુ અભંગ;
ઠીક ઠેરાણી રે, લક્ષ ગુરુજીએ લીધો.—હરિ રસ.

સાખી—સમભાવે સચરાચર દીસે, સંતોષ ઘર ઠેરાએ,
શુદ્ધ વીચારે સુઝે સરવે, સતસંગમાં સમજાએ;
આત્મ ચિન્યો રે, લક્ષ તેણે લીધો.—હરિ રસ.

સાખી—હરિગુરૂ સંતની સેવા કીજે, લીજે પદારથ ચાર,
જ્ઞાન વિજ્ઞાન વૈરાગ ભક્તિ, એ સરવેમાં સાર;
પાર પરાને રે, જાણે કોઈ ત્રેહુનો વીંધ્યો.—હરિ રસ.

સાખી—સાર અસારનો પાર પરિબ્રહ્મ, હું તુંથી ન્યારો જોય,
આવાગમનથી સદાએ અળગો, સર્વમાં વ્યાપક સોય;
રતના જોને રે, સમજ્યો તે સીધે રે.—હરિ રસ.

  

રાગ પ્રભાતી કડખો. પદ—૧૭૯.

પતિવૃતા નારને પ્રાણ વલ્લભ પીયુ,
પીયુજીને નાર તે પ્રાણ પ્યારી;
સંત સાહેબને એકતા એમ છે;
સતગુરૂ સાન લઇ જો વિચારી.—પતિવૃતા.

ઇંદુ આકાશ રહે ચકોરના ચિત્તમાં,
    દ્રષ્ટિ ચુકે નહી સુરત બાંધી;
સંતના ચિત્તમાં એમ વલસી રહ્યા,
    ભજન ભુલે નહી પ્રીત બાંધી.—પતિવૃતા.

મીન વારિ વિષે આનંદ અતી ઘણું,
    બાહેર આવતાં પ્રાણ ત્યાગે;
હરિજન હરિ વિષે એમ રહ્યા સુખે,
    સુખ સંસારનાં તુચ્છ લાગે.—પતિવૃતા.

છીપ સમુદ્દર વસે સુરત તે સ્વાતિની,
    ખારાની આશ નહી ઉર માને;
એમ સંસારથી સંત તે વેગળા.
    નીરભય પદમાં નીવાસ જાણે.—પતિવૃતા.

પ્રગટ પરિબ્રહ્મ પીયુ સનમુખ છે સદા,
    સંત શિરોમણ સુઘડ નારી;
દાસ રતનો કહે સંત નિભય સદા,
    કરે વીલાસ તે દ્વૈત ટાળી.—પતિવૃતા.

  

રાગ એજ. પદ—૧૮૦.

વૃંદના વૃંદ તે સરવે ગોપકા,
નંદનાં નંદ તે પુરૂષ પોતે;
અબળા ઉજળી સરવે એ વડે,
જેમ અજવારળાં એક જોતે.—વૃંદના.

સોળ સહસ્ર મળી રાજ લીલા કરી,
ભુવન ભુવન મધ્યે કૃષ્ણ દીસે;
વ્યાપક વિશ્વમાં એણી પેરે જાણવા,
સતગુરૂ સાન હોયેજ પ્રીછે.—વૃંદના.

કૃષ્ણ તે કામની, કામની કૃષ્ણ છે,
દેહ ચૈતન્યની જોડ જોતાં,
દ્રષ્ટ પદારથ સરવે પ્રેમદા.
પુરૂષની પ્રીછ હું પદ ખોતાં.—વૃંદના.

નરનારી વિશ્વમાં ભાત બીબે પડી,
નર નામે નહી દેહ બોલે;
નારીનું ચૈતન નારી નામે નથી,
એમ સમજે નીજ તંત તોલે.—વૃંદના.

અબળા થઈ ભજે તેને પીયુ નવ તજે
પુરૂષ પુરુષને પ્રીત ન હોયે;

સમજ તો રતના રહે અબળા થઇ,
　　સુખ અદ્વૈતનાં એમ જોયે.—વૃંદના.

  

રાગ એજ. પદ—૧૮૧.

અબળા આધીન હરિ સનમુખ સદા
　　બળ દાખે તેની દ્રષ્ટ નાવે,
કરમ ગત તે કરે સકળ તીરથ ફરે,
　　ત્રિવિધ તાપે બળે તન તાવે.—અબળા.

હુંપદ નવ ટળે તામસ જોગથી,
　　જયાં ત્યાં આથડે અંધ પેરે;
જેમ ફટકા લાગશે જમના જોરથી,
　　બીજો જાણી એમ વદે રે.—અબળા.

હું મારૂં નવ ટળે રાજસ સંગથી,
　　હાણ હોએ ત્યારે શીશ કુટે;
મારૂં મારૂં કરી મરે અર્થ કાંઇ નવ સરે,
　　કામ આવે નહી કર્મ છુટે.—અબળા.

કામ રુડાં કરે સાત્વિક સંગથી,
　　દાન પુન્ય આચરે હેત આણી;
દીધું તે પામવું એ લોભ લાગ્યો સહી,
　　આશા રૂપી નદી જાએ તાણી.—અબળા.

ત્રિગુણાતીત સુખ જેહને ઉપજે,
    આપ ગળ્યા પછી અન્ય ન દેખે;
દાન આપે સહી, પામ્યાની આશ નહી,
    દાતા ભોક્તા હરિ એક લેખે.—અબળા.

હું પદ હારીયા જીત્યા તે જાણીઆ,
    ચિન્હ અબળા તણાં એજ સાચાં;
સમજ તો રતના વચન લેને ગ્રહી,
    સતગુરૂ સંતની એજ વાચા.—અબળા.

  

રાગ એજ. પદ—૧૮૨.

સમજ સારૂં થયું પામ્યો દુર્લભ દેહી,
    ભજન કરને પરિબ્રહ્મ કેરૂં;
દેવને દુર્લભ મનખો આપીઓ,
    મોહનજીએ હવે કીધી મ્હેરૂં.—સમજ.

બોલવું ચાલવું માલવું પીયુ સંગે,
    સ્વામીના સુખની વાત ન્યારી;
સાન સમજે સહી, પરણીને પ્રેમદા,
    સેજનાં સુખ શું લ્યે કુંવારી.—સમજ.

પરણી પ્રમાણુ જો પીયુ સંગે મળી,
પતિના ધર્મની વાત જાણે,
પરણી ખરી પણ પીયુને ન ઓળખ્યા;
વિષયનાં સુખ જેમ પશુ માણે.—સમજ.

રહે અબળા થઇ બળ દાખે નહી,
નિશ્ચલ મનથી સેવે સ્વામી;
જમનાં જુથ તે જોવા સમર્થ નહી,
મોહ માયા રે ત્યાં હાર પામી.—સમજ.

ગુરૂજીનાં ચરણમાં ચિત્ત ચુકે નહી,
સંત સેવે સહી શુદ્ધ કામે;
દાસ રતનો કહે દરસ તેહને,
પરમ પદ તો સહેજે પામે.—સમજ.

  

રાગ એજ. પદ—૧૮૩.

આગે હું એકલી માયા વનમાં રહી,
સતગુરૂજીએ મને સાન કીધી;
સારમાં સાર તે પાર પોતા તણી,
હેત કરી મુને દાશ દીધી.—આગે.

ભુવન ભૂલી હતી ભેદ જાણ્યા વીન્યા,
  અંધારે આથડી હુંજ બ્હેની;
શેરી સુઝે નહી સુખ બાળક તણી,
  ઓળખ્યા વીન્યા કરૂં આશ કેની.—આગે.

પાંચ સાહેલીઓ પ્રીતે આવેલીઓ,
  હળી મળી હેતમાં લીધી ઘેરી;
તેહની સંગ તે હુંજ રાચી રહી,
  સમજાવી ગુરુએ એજ વેરી.—આગે.

આનંદ ઉપજ્યો શોક સમી ગયો,
  ધન્ય દહાડો મારે આજ સજની;
વેરી નાશ કર્યાં સમર્થ સતગુરુ,
  ઉદય થયા ભાણ ન હોય રજની.—આગે.

ભુલી માર્ગ ચડી ચાલી ભવનભણી,
  ગુરૂજીને વચને પીયુજી પામી;
દાસ રતનો કહે અંગ આઠે ઠર્યાં,
  ત્રેહ તણી વેદના સરવે વામી.—આગે.

  

રાગ એજ. પદ—૧૮૪.

ત્રણુસો સાઠ એક વર્ષના દીન છે,
રૂપ ચૌદશ તણો દીન રૂડો;
આદીત જોગથી સાધન જે કરે,
તેહનો મંત્ર તે ન હોય કુડો.—ત્રણુસો.

લક્ષ ચૌરાશીમાં મનખો તંત છે,
રૂપ ચૌદશ દીન માની લીજે;
આહિત સતગુરુ જોગ જુગતે મળ્યો,
બ્રહ્મપદ સાધના શુદ્ધ કીજે.—ત્રણુસો.

ધ્યાન ધુપેડીનું બ્રહ્મ અગ્નિ ભડચું,
લોભને ગર્વનાં ધૃત લીજે;
આશા ને તૃષ્ણા નિંદા ને ઇર્ષ્યા,
મોહ મદ સરવેનાં ધુપ કીજે.—ત્રણુસો.

અડગ આશ ન સતગુરૂ ચરણુમાં,
સંતના શબ્દ ને સાન સોટી;
સોહં હરિ સોહં હરિ રામ સચરાચર,
સાધના સર્વમાં એ જ મોટી.—ત્રણુસો.

સાધના શુદ્ધ થઇ રૂપ ચૌદશ ગઇ,
મહા દશા દીવાળી ભઇ રૂડી રીતે;

અન્નકોટ આનંદના જોઇ જુગ્તે ભર્યાં,
પૂર્ણ ભોજન જમ્યાં પ્રેમ પ્રીતે.—ત્રણુસો.

એવી અદ્વૈત સાધના સંત વીરલા કરે,
વાર તીથી એ રવી ન હોય બીજો;
દાસ રતનો કહે સ્વરૂપે જાણીએ,
વાર ને તીથીમાં જગત રીઝયો.—ત્રણુસો.

  

રાગ એજ. પદ—૧૮૫.

હું નથી હું નથી હું નથી તુંજ છો,
હું વીન્યા તે તુંને કોણ કેશે;
હું ને તું તે તો વાણીવિલાસ છે,
પરિબ્રહ્મ હું તુંથી બહાર રે'શે.—હું નથી.

તું થકી હું થયો તું તુંને મેં કહ્યો,
રૂપ ધારણ કર્યું તેંજ મારૂં;
આદે તે તું હતો, અંત પણ તું થશે,
મધ્યમ સ્વરૂપ છે તેજ તારૂં.—હું નથી.

હું હદમાં રહ્યો, તું હદ પાર છો,
હું ને તું એ તો આડ હદની;
હદનું પદ ગયું, હતું તેમ થઇ રહ્યું,
સતગુરુ સાન નિર્વાણ પદની.—હું નથી.

તું કેતાં હું ઠર્યો, હું કેતાં તુંજ છો,
  મોટો કહું જો આગે હોય નાને;
લઘુ કદિ ન્હોય તો દીર્ઘ કેને કહીએ.
  વાજું ન હોય તો રાગ શેનો?—હું નથી.

રાગરૂપ તાહારૂં હુંજ વાજું સહી,
  રાગ અદ્રષ્ટ ને વાજું દ્રષ્ટે;
ગુપ્ત આગે હતા પ્રગટ વાજાં થકી,
  વાજા વીન્યા એ કેમ થાએ નીશ્ચે.—હું નથી.

સુર હૃદયે રહ્યો વાજું ભૂલી ગયો,
  પ્રેમ મગન થયો રસ કેરે રૂપે;
દાસ રતનો કહે રૂપ જાણ્યા પછી,
  કોને કઇએ રંક ને કોણ ભૂપે.—હું નથી.

  

રાગ એજ. ૫૬—૧૮૬.

રંક ને ભૂપ તે રૂપ છે જુજવાં,
  ઉત્તમ ને મધ્યમ છે દેહભાવે,
વ્યાપક સઘળે એ આતમા એક છે,
  લેખતે રૂપનો પાર નાવે.—રંક.

ઓળખો આતમા ભૂલ્યા કાં ભાતમાં,
  જાત ન ભાત ત્યમ રાત મોટી

અંધારૂ ખોળવવાં અંત આવે નહી,
    સમજ પોત્યા વીન્યા સમજ ખોટી.—રંક.

કેવળ આતમા જાણુવા જોગ છે,
    કે'વા ગ્રેહુવા નહી ઘટ નિવાસી;
વાણી વીલાસ તે ખેલ માયા તણો,
    બોલણુહાર તે અવિનાશી.—રંક.

સતગુરુ લક્ષમાં પક્ષ કોઇએ નથી,
    પક્ષ તાણે તેને લક્ષ નાવે;
કૂપ સરોવર જળ સમુદર નવ ભરે,
    સરીતા પૂર સીંધુમાં જાવે.—રંક.

મત તે કૂપ છે, પંથ સરોવર સહી,
    તેહુનાં નીર તે ત્યાંજ વરશે,
અનુભવ આનંદ સરીતા પુર છે,
    બ્રહ્મસાગર મહીં એજ ભળશે.—રંક.

જળ નથી જુજવાં, સર્વે એક રૂપ છે,
    અવિગત આતમા એમ લઇએ;
માન અપમાન તે દેહ ભાવે કરી,
    પરપંચ પાર તે સાર કહીએ.—રંક.

સાર કહું તો સાર આગળ ખરૂં,
સત્ય અસત્ય તે હોય અસ્તુ;
દાસ રતનો કહે રાંક કે'વા નથી,
સાર અસાર ને પાર વસ્તુ.—રંક.

  

રાગ એજ. પદ—૧૮૫.

માહારૂં મન તે નીશ્ચલ છે નહી,
શું કરૂં નાથજી નિત્ય ડોલે;
કામ સંગે થયું લોભ લપટાઇ રહ્યું,
મમતા મદ ચડી અસ્ત બોલે.—માહારૂં.

શોકમાં સંચરે આનંદ પરહરે,
વાર્યું તે નવ કરે વીચાર ફેરૂં;
વશ આવે નહી સમજાવું શું કહી,
ચંચલ હાથમાં નાવે હેરૂં.—માહારૂં.

ઘેર આવે નહી જાએ વેગે વહી,
નવ થાકે નવખંડ પૃથ્વી ફરતાં;
માયાના ઘેનમાં ભવન ભૂલી ગયું
કુમતિ નારને શીખ મળતાં,—માહારૂં.

ધીરજ નવ ધરે ભૂલ્યુ ચૌદીશ ફરે,
    મારૂં મારૂં કરે મદમાતું;
જ્ઞાન રવિ આગળે રાહુ રૂપે થયું,
    વિષય વીકારને રંગ રાતું.—માહરૂં.

મનને મારવા સમરથ સતગુરૂ,
    શબ્દ બાણે કરી ઘેર લાવે;
દાસ રતનો કહે મનનું શું ગજું,
    જે સતગુરૂને શરણ આવે.—માહરૂં.

  

રાગ એજ. ૫૬—૧૮૮.

સમજ મન માહરા ફોકટ ફુલમાં,
    ભૂલમાં દેહનો પીંડ કાચો;
સોહં સોહં હરિ રાખ હૃદયે ધરી,
    ઓળખ આત્મારામ સાચો.—સમજ.

ધન દારા સુત ને ભ્રાત ભગની સહી,
    અણછતું સુખ તે કે'છ મારૂં;
નીદ્રાના ઘેનમાં સ્વપન નાટક રચ્યું,
    જાગીને જો નથી કોઇ તારૂં.—સમજ.

આશા અને તૃષ્ણા નીંદા ને ઈર્ષા,
    અસ્તુ યા પ્રવૃત્તિ કુમત નારી;

તેહની સંગતે જીવ થઈને રહ્યો,
    મમતા સંગથી બેઠો હારી.—સમજ.

કામ ને ક્રોધ મદ મત્સર જંજાળ છે,
    શોક મોહ લોભ તે સુત દાખે;
અષ્ટ નારી સુત અષ્ટ તે એહના,
    શોક સાગરમાં એજ નાખે.—સમજ.

સુત આશા તણો કામ વિલસી રહ્યો,
    તૃષ્ણા સુત તે ક્રોધ કહાવે;
નીદ્રાનો સુત તે મદ હૃદયે રહ્યો,
    ઇર્ષા સુત છલ ભેદ લાવે.—સમજ.

અસુયા સુત જંજાળ બહુ પ્રગટીઓ,
    પ્રવૃત્તિ સુત તે શોક આવે;
કુમતિ નારનો સુત તે મોહ છે,
    મમતા સુત બહુ લોભ લાવે.—સમજ.

દાસીના પક્ષમાં દીન થઇને રહ્યો,
    રાજની રીત તું કેમ માણે;
મેલ પક્ષ મૂરખા નરપક્ષ થઇ રહે,
    તાહેરા રૂપને તુંજ જાણે.—સમજ.

આદ વિચાર તું જીવ કે હિ હતો,
　　અણછતો આચરે હું ને મારૂં;
સમજ તો રતના સતગુરૂ એમ કહે,
　　ઓળખ આતમા સ્વરૂપ તારૂં.—સમજ.

  

રાગ એજ. પદ—૧૮૯.

અદ્વૈત આત્મા રામ સઘળે હરિ,
　　દ્વૈત લીલા કરી રંક ભૂપે;
આપ જાણે આપને થાપ ઉથાપ નહી,
　　એક તે એક અનેક રૂપે—અદ્વૈત.

ચોરાશી લાખ તે રૂપ માયા તણાં,
　　અરૂપી આપ તે સરવ વેશે;
પીંડ બ્રહ્માંડમાં પૂરણ આત્મા,
　　પંચ મહાભૂતને પાર રેશે.—અદ્વૈત.

અષ્ટ મહા રામ ને અષ્ટ પટરાણીયું,
　　તેહનાં સુખનો પાર નાવે;
જરણાની વૃત્તિ સુરતી સમરતી,
　　સ્વાત ભગની દયા સુમતિ લાવે.—અદ્વૈત.

જ્ઞાન વૈરાગ ને ભાવ સંતોષ છે,
　　આનંદ પ્રેમ ધર્મ શુદ્ધ વિચારે;

અષ્ટ નારી સુતે અષ્ટ તે એહના,
  આત્મારામનો પરીવારે.—અદ્વૈત.

જરણા સુત તે જ્ઞાન ઉદય થયો,
  નિવૃત્તિ સુત વૈરાગ કહાવે;
શ્રુતિનો સુત તે ભાવ સાચો સહી,
  સ્મૃતિ સુત સંતોષ આવે.—અદ્વૈત.

સ્વાતીનો સુત આનંદ બહુ પ્રગટીઓ,
  ભક્તિનો સુત તે પ્રેમ સાર;
દયાનો સુત તે ધર્મ સાચો સહી,
  સુમતિ નારનો શુદ્ધ વેવાર.—અદ્વૈત.

અષ્ટ પટરાણીયું આત્મા સંગે રમે,
  દુર ભમે નહી જરા રાજરાણી;
જેમ સમુદર મહીં સરીતા જઈ મળે,
  સમજને રતના એમ જાણી.—અદ્વૈત.

  

રાગ એજ પદ—૧૮૦.

નામ સરીતા ટળી સમુદરમાં ભળી,
  સાગર રૂપ થઈ ગઈ આદ અંતે;
શુદ્ધ વિચારતાં પાર આ પંથનો,
  સાર વચન તે કહ્યુ જ સંતે.- નામ.

આદ જળ સમુદ્રનાં અંતે સમુદ્રે ભળ્યાં,
ચાલતાં સરિતા પુર ભેળાં;
ધાર પારે થયાં તે અટકી રહ્યાં,
સરોવર કૂપ જે ખાડ ઠેર્યાં.—નામ.

પાખંડ પરપંચ ઘર ખાડ દીસે ઘણી,
પંથ સરોવર બાંધ્યા બંધ અણ્ટે;
પરપંચ પરહરી જોને સઘળે હરિ,
કૃપા ગુરૂએ કરી રાખ નીણ્ટે.—નામ.

આપ મળ્યો આપમાં નહી પુન્ય પાપમાં,
શું જપું જાપમાં નામ કેનું;
કોઈ બીજો નથી વાણી શું કહે કથી,
પંડ બ્રહ્માંડમાં તેજ એનું.—નામ.

તું જાણે તુજને કોણુ કહે મુજને,
અજ ને ઇશ તું વિષ્ણુ આપે;
અકળ સ્વરૂપ તું ભૂપ ચૌદ લોકનો,
વસ્તુ વીચારે તે નાવે માપે.—નામ.

આપ નહી તો પછી થાપ નહી દેહનો,
દેહનો ભાવ તે જાણુ માયા;
રૂપનો નાશ તો દાસ રતનો કહે,
નાશવંત જાણવા જનુની જાયા.—નામ.

  

રાગ એજ. પદ—૧૯૧.

અજન્મ્યા ઓળખો જનમ્યા રે'શો નહી,
    માત પીતા પરીવાર સોતા;
ઘાટ બાંધ્યા ઘણા ચીલાએ વાંદરા,
    જેમ જોતાં જોતાં જાય દોડ્યાં.—અજનમ્યા.

દેવ દાનવ ને નાગ પન્નગ શું,
    આદ શકિત ગુણ ત્રણ જાયા;
કીટ પતંગ ને અનલ આદી દેહી,
    ઝાડ ને પાન તે રૂપ માયા.—અજનમ્યા.

સ્વર્ગ પાતાળ મૃત્યુલોક માયા થકી,
    માયાનાં રૂપ તે નર નારી;
ત્રણ ભુવનમાં ખેલ માયા તણો,
    સુર અસુરને માયા પ્યારી.—અજનમ્યા.

રૂપથી નામ છે ગામથી ઘર થકી,
    વૃક્ષથી વન તે નામ એનું;
જળ થકી સમુદ્ર દેહ પંચ ભૂતથી,
    રૂપ ન હોય તો નામ કેનું ?—અજનમ્યા.

વસ્તુ વિવેક તે આત્મા એક છે,
    રુપ અનેક તે જાએ થાએ,
રંગ માયા તણો ભંગ નીરટે થશે,
    અભંગ આત્મા વસ્તુ પ્રાએ.—અજનમ્યા.

હું પદ હાર તો વાર કાંઇએ નથી,
પાર છે સર્વથી લક્ષ એનું;
રૂપવર છેલે થયું તો હોણુ બીજું રહ્યું,
દાસ રતના તે નામ દેહનું.—અજનમ્યા.

  

રાગ એજ. પદ—૧૯૨.

જગતની રીતમાં જોખમ છે ઘણાં,
ચોંપ કરી હવે ચેત ટાણે;
અવસર આવા તને આગળ નહી મળે,
રહીશ ભૂખ્યો પછી ભરે ભાણે.—જગતની.

કારજ વીત્યા પછી કોઇ નહી પીરસે,
જમી લે જુગતે અન્ન મુકતા;
વણુ નાણે ઘૃત પીરસે અતી ઘણાં,
કોક દી નહી મલે પાણી પુરતાં.—જગતની.

સુખ સંસારનાં અમલની રીત છે,
ઘર નીરધન કરે દેહી ગાળે;
કુબુધનાં કેફનું એણી પેરે જાણવું,
દુરગતિ મોકલે અંતર બારે.—જગતની.

જગતના હેતનો હરખ નહી સંતને,
દ્વેશ દેખી નવ થાએ દુખીઆ;

ગુરૂજીના ચરણમાં ચિત્ત ચુકે નહી,
ભજન આનંદમાં સદા સુખીઆ.—જગતની.

અન્ય સંસારમાં ભૂલ ભૂલી ગયો,
ખોયો હીરો એક કોડી માટે;
દાસ રતનો કહે ખબર ના ખરને,
સેંભરૂ કરી પછી સોંમાં દાટે.—જગતની.

  

રાગ એજ. પદ—૧૯૩.

શોચ શાને કરે મૂરખ મન વડે,
તારૂં કીધું કંઇ થયું ન થાશે;
હરી ભજ્યા વીન્યા હાણુ થાશે ઘણી,
અમૂલખ મનખો એળે જાશે.—શોચ.

કર્મ કરવા ખસે શંકા મનમાં વસે,
પરભવ પામવા આશા બાંધી;
જન્મ એ છે સદા આશ અવતારની,
હીરો ખોયો અને કોડી લાધી.—શોચ.

કહ્યું થાએ હરિ તણું તું આપ ભલો થયો,
મેં કર્યાં કાન તે હાણુ મોટી;
કૃષ્ણ કથા કરે મોટપ મન ધરે,
માયાના હાથમાં તારી ચોટી.—શોચ.

કૃપા માયા તણી આનંદ ઉરમાં,
    મોહના પુરમાં જાએ વહેતુ;
બ્રહ્મ આનંદ તો સ્વપને સુજે નહી,
    થાએ કલ્યાણ એમ કોણ કે'તું—શોચ.

હુંપદ નથી હારતો માયાના મદમાં,
    કેવલ પદમાં કેમ ભળશે?
સમજ તો રતના હુંપદ હારીને,
    ગુરુ પ્રતાપમાં આપ ભળશે.—શોચ.

  

રાગ એજ. પદ—૧૯૪.

આપ ગળ્યા વીન્યા અનેક આથડે,
    બદ્રી કેદાર ને કાશી વીચરે;
ત્રવેણી જમુનાં ગંગા ગોદાવરી,
    પાપ જાએ પણ આપ ન ટળે.—આપ.

તીર્થ મેં કર્યાં પુન્ય બહુ આચર્યાં,
    દ્રવ્ય ખરચ્યાં ઘણાં રહ્યો કુલી;
પારકું ધન લઈ કારજ આદર્યાં,
    વાધે વીઆજમાં જાએ ડુલી.—આપ.

આવતાં શું લાવીઓ જાતાં દાંઇએ નથી,
    મદમાં અણુછતો કે'છ મારૂં

માયા ગોવીંદની કારજ તેં કરયાં,
 જ્ઞાન રવી વીન્યા તો છે અંધારૂં.—આપ.

જોને જુકતે કરી દાતા ભોકતા હરી,
 કોણ આપે વળી કોણ ખાવે;
સૃષ્ટ બ્રહ્મા તણી વિષ્ણુ પોષણ કરે,
 તે તારી દ્રષ્ટમાં કેમ નાવે?—આપ.

માયા માહારાજની તારી કે દિ હતી?
 તેં કર્યાં દાન તે પુન્ય કેનું;
સમજતો રતના એ પદ પાધરૂં,
 આપ ટાળી કર ભજન એનું.—આપ.

  

રાગ એજ. પદ—૧૯૫.

આપ તે પાપ છે બીજો કેને કહું,
 આપ વીન્યા કેમ પાપ નડશે;
આપ ન હોય તો પાપ તે કોણ કરે,
 ચડયો ન હોય તે કેમ પડશે.—આપ.

પુન્ય ને પાપ તે આપ માની રહ્યો,
 થાપ ઉથાપ તે આપ કરતો;
હરખ ને શોક તે રોગ છે આપને,
 ભોગવે ભોગ ચોરાશી ફરતો.—આપ.

આપ ગળ્યા વીન્યા પાપ આવી મળ્યાં,
ધન દારા સુત અને ભ્રાત ભગની;
તેની સંગે કરી હરિ ગયા વીસરી,
ત્રિવિધનાં તાપની અંતર અગ્નિ.—આપ.

અસત અહંકારમાં આપ હાજે ઘણું,
બળ માયા તણું ત્યાંજ ફાવે;
આપ જેને નથી પાર છે સરવથી,
કાંઈ શું કહીએ કથી અકળ કહાવે.—આપ.

આપ રહીત તેં અગ્નિને રૂપ છે,
નરહાત્રે રહે સદા નભવાસી;
સમજતો રતના સતગુરુ એમ કહે,
માયા તેહની ચરણ દાસી.—આપ.

  

રાગ એજ. પદ—૧૯૬.

અનુભવ આનંદ ઉદે થયો જેહને,
તેહનાં ચિન્હ તે ચિત્ત દીસે;
અસત ન ઓચરે સત્ય હૃદયે ધરે,
અંતર આત્મા એમ પ્રીછે.—અનુભવ.

સત્ય છે આત્મા અવનશ ઓચરે,
 ધ્યાન હૃદયે ધરે ચિત્ત ચોખે;
પરપંચ પરહરે પાખંડ નવ કરે,
 નિરમલ બુદ્ધિએ જ્ઞાન પોશે.—અનુભવ.

ચિદઘન શ્યામ તે આત્મારામ છે,
 ધામ અનુપમ તે એમ પેખે;
આપ મીથ્યા કરી વસ્તુ વ્યાપક ખરી,
 ઘટઘટમાં હરિ એમ દેખે.—અનુભવ.

આનંદ રૂપ તે ભૂપ ચૌદ લોકનો,
 થાપ ઉથાપ નવ થાય તેનો,
કાંઈ કઈએ કથી પાર છે સર્વથી,
 જડ ચૈતન્યમાં વાસ એનો.—અનુભવ.

આવ્યો ને ગયો નથી જેમનો તેમ છે,
 પીંડ બ્રહ્માંડમાં એકલો એ;
સમજ તો રતના સતગુરુ એમ કહે,
 સત્ય ચિત આનંદ રૂપ સોએ.—અનુભવ,

  

રાગ એજ. પદ—૧૯૭.

સતગુરુ સંત જાણે તંત મૂળગો
પરપંચ પાર પરિબ્રહ્મ પેખે;
આદિ અંત મધ્ય બીજો જાણે નહી,
ઘટઘટમાં હરિ એમ દેખે.—સતગુરુ.

લોહ કંચન થયું પારસ પરસતાં;
મૂળ મોંઘું થયું સંગ કરતાં;
સતગુરુ પારસે શિષ્ય પારસ થયો,
ચરણ કમલમાં ચિત્ત ધરતાં,—સતગુરુ.

ગુરુ ગોવિંદ છે સંત ન્યારા નહી,
એક રસ રૂપ જ્યમ તેલ ધારા,
બીજો કે'વા નથી સુદ્ધ વીચારતાં,
સૂત્ર મણી જેમ રહે દોરી પારા.—સતગુરુ.

સતગુરુ સમુદર સંતમાં જળ ભર્યાં,
બાણી વીલાસની વીર થાએ;
જહાજ સુકે ધર્યાં વીર આવે તર્યાં,
વીર વીન્યા મહા નહે કેમ જાએ.—સતગુરુ.

સતગુરૂ સંતનો અંત કોઇ નવ લહે
ગંભીર મતાંતરે પાર નાવે.

દાસ રતનો કહે ગુરુ પદ સેવતાં,
લીન બ્રહ્મ સાગરે જન્મ નાવે.—સતગુરુ.

  

રાગ ચાબખા. પદ—૧૯૮.

જગતની બાજી છે જુઠી રે, ભરાણી શંખલાની મૂઠી,
ામ સાધ્યો ને પરિવાર વાધ્યો, ગોત્રજમાં ત્રુઠી રે.—જગત.

ાઇને લાખું કોઇને કરોડું, સામર્થ થઇ મોટી,
બજ ખર્વનાં લેખાં કરતાં, તે ચાલ્યા ઉઠી રે.—જગત.

નથી જાણે હું માયા પામ્યો, ઘરે નાણાની કોઠી,
ાયા પડતાં કામ ન આવે, કેમ હૈયાંની કુટી રે.—જગત.

ૃષ્ણા દોરીએ તાણી બાંધ્યો, તે ન શકે છુટી,
મમતા વડીએ મહા દુઃખ પામ્યો, મરે છે માથું કુટી રે.—જગત.

કામ બાણે બધું વિશ્વ વીંધાણું, લાલચ જાયે લુટી,
િષયના વહેવાર સાચવતાં, અંતર લાગે ઉઠી રે.—જગત.

ાયા માયા મીથ્યા જાણી જેણે, તેરે ગયા છુટી,
દાસ રતનો કહે આવાગમનની, આશા નહી ત્રુટી રે.—જગત

  

રાગ એજ. પદ—૧૯૯.

નજર કર નીરખી પદ તારૂં રે, મુરખા આવડું શું અંધારૂં !
કોણુ તો તને લૂંટી જાશે ને, કોણુ થાશે વારૂં રે.—નજર.

કાયા માયા સ્વપનાની સંપત, મૂરખ કહે મારૂં.
ખોટી આશા તારી રહેશે અધુરી, કાં કરે મોં કાળું રે.—નજર.

ઉંટ વાંસે ઉંટ ચાલ્યાં જાયે, હારૂં ને હારૂં,
કેડા મોરે સહુ કો ડુબ્યા, ન ત્રુટી લારૂં રે.—નજર.

શુરો થઇને સામો ચાલે તો, કુળને અજવાળ્યું,
ભયના દળમાં ભંગાણુ પાડે, તું સરવેનો વારૂં રે,—નજર.

મને કરી થયો દાસ માયાનો, તે રૂપ નહી તારૂં,
કેસરી થઇને કેમ ગોતે છે, જંબુકનું જાળું રે.—નજર.

પારસમણિ પોતાની આગે, ને માંગે ઉધારૂં,
દાસ રતનો કહે ખબર વીન્યા પછી, જ્યાં ત્યાં ખેરે લારૂં.—નજર.

  

રાગ એજ. પદ—૨૦૦.

મનખો પામ્યો રૂડી રીતે રે, પ્રભુને ભજી લેને પ્રીત,
આ અવસર જો એળે ગયો, તો પછી નહી જીતે રે.—મનખો.

કારજ સમજી ને કરવું, રહેવું પરતીતે,
વણુ નાણે વીવા કેમ થાશે, શોભે નહી ગીતે રે.—મનખો.

લોભે કારજ સીધે નહી, ને દ્રવ્ય ન વાવર્યું રીતે,
હું મારૂં કરતાં ધર્યું રહ્યું પછી, ભટકાણો ભીંતે રે.—મનખો.

કામ ક્રોધનાં તો દળ છે ભારે, ફોજું વિપરીતે,
શુરા હોય તો સામા ચાલે, પણ કાયર ના જીતે રે.—મનખો.

જીત્યાની પળ જાએ છે હમણાં, હિંમત કર પ્રીતે,
પછી તો પસ્તાવો થાશે, દીવસ જાએ છે વીતે રે.—મનખો.

શુરપણું તો સરવને જીતે, ન ડરે અગણિતે,
કહે રતનો રામ હૃદયમાં, દીસે જો જો અદ્વૈતે—મનખો.

  

રાગ એજ. ૫૬—૨૦૧.

મન તું મુંઝાણો શાને રે, અવનશ આનંદ તું માને,
તન મન ધન ગુરૂ ચરણે સોંપી, મુકી દે ભયને રે.—મન તું.

સુત ભ્રાત ત્રીયા નહી કોઈ તારૂં, તાણુ તું શેને,
નામ રૂપનો નાટક કરતાં, રચ્યું છે એણે રે.—મન તું

નાટક તારી નજરે આવ્યું, ભરમાણો તેણે,
નાટકથી જે ન્યારો દીસે છે, તે નીરખી લેને રે.—મન તું.

કરમ ધરમને માની લીધું, જીવ કહીએ જેને,
ભવન તારૂં ભુલ્યો મૂરખ, જઈ વળગ્યો કેને રે.—મન તું.

જન્મ મરણ ને જમ ચૌરાશી, પીડે છે એને,
અનંત રૂપે એક દીસે સહુ, સમજીને રહેને રે.—મન તું.

નીરમલ થઇ નીજ ધામે પોત્યા, ગુરૂ મળ્યા છે જેને.
સ્વર્ગ નરક તો નજરે નાવે. કે' રતનો કેને રે.—મન તું.

  

રાગ એજ, પદ—૨૦૨.

ગગનમાં ગરજે તે પાસે રે, પ્રગટ પ્રીછો નીજ દાસે.
મૂળ મહીમાને જાણ્યો જેણે, જોયું આકાશે રે.—ગગનમાં.

દેહ ધરીને બહુ દુખ પામ્યો. અણછતાની આશે,
તારી રમતમાં તું ઘુંચાણો, શીદ પડયો સાંસે રે!—ગગનમાં.

સાંસો મેલી સતગુરૂ ચરણે, રહેને નીવાશે,
ત્રિવિધ તાપ સમાશે તનમાં, શીતળ અંગ થાશે રે.—ગગન માં.

દરપણમાં સુખ દીઠું તેને, બીજો નવ ભાસે,
અક્ષય વર પામી આનંદે. બંધવા કેમ થાશે રે.—ગગનમાં.

થારે જોતાં થોથાં ભાસે, સુક્ષમ થીયું નાશે,
કારણ જોતાં કરતા ભાસે, કેવલ્ય રહ્યા વાસે રે—ગગનમાં.

રામચંદ્ર સ્વધામે ચાલ્યા, શ્રીકૃષ્ણ પરભાસે,
સળંગ સૂતર સમજે રતના, સરવે અવિનાશે રે.—ગગનમાં.

  

રાગ એજ. પદ—૨૦૩.

સમજો સતગુરૂની સાને રે, મ સોંડો વરવોણી જાને,
આગળ આદર કોણ દેશે, તમને ભવિષ્ય ભુલાવે રે.—સમજો.

વ્યંડળને સીમંત ન આવે, ન હોય રૂતુદાને,
સોળ આભૂષણો સજે અંગે, કોઇ નારી નવ જાણે રે.—સમજો.

ગાવું ખાવું તો સૌ કહે સારૂં, ધીરજ નહી ધ્યાને,
ગોળી વીન્યા બહુ ભારે ભડાકો, ન લાગે નીશાને રે.—સમજો.

નજરે તો નવ દીઠું કાંઇ, સાંભળીયું કાને,
ખરા ખોટાની ખબર નહી પછી, ફોકટ ફુલાંને રે.—સમજો.

વિદ્ય દેખીને વસ્તુ ભૂલ્યો, તે ન લાધે પાને,
સંત સમાગમ હોય તો સૂજે, આત્મ દરશાને રે.—સમજો.

મેહની પીડા વામી સરવે, ગુરૂ તણે જ્ઞાને,
દાસ રતનો કહે તિમિર ત્રાસે, ઉગમતાં ભાને રે.—સમજો.

  

રાગ એજ. પદ—૨૦૪.

રમત તો સંતોની સાચી રે, રહ્યા છે હરિ ચરણે રાચી,
અસંતને મન અવળું ભાસે, બાલક બુદ્ધિ કાચી રે.—રમત,

ખાંતે કરીને ખેલ મચાવ્યો, રંગે રહ્યા રાચી,
રસબસ રુપ સ્વરૂપમાં ભળીયાં, માયા નવ જાચી રે.—રમત.

આત્મ દરશી અવની ઉપર, વરતી આકાશી,
સતગુરુ શબ્દે છુટી ગઈ તેમ, મૃત્યુની ફાંશી રે.—રમત.

સંસારમાં તો સહુની હારે, જળ કમળવાસી,
કમળ ને જળ લોપે નહી એમ, રહ્યા ઉદાસી રે.—રમત.

અનુભવીને અવનશ આનંદ, વસ્તુ પરકાસી,
અડસઠ તીરથ ગુરૂને ચરણે, કોટી ગંગા કાશી રે.—રમત.

સોહં શબ્દમાં સુરતા બાંધી, પલ ન કરે પાછી,
દાસ રતનો કહે કદી ન ડોલે, નીરલેપદ વાસી રે.—રમત.

  

રાગ એજ. પદ—૨૦૫.

લેને સતગુરુનું શરણું રે, ખીલે જયમે રવિ તણું કિરણું,
અભયપદનાં સુખ અનુપમ, સુખે ન જાએ વરણું રે.—લેને.

અબળા થઈને એ વર માંગે, અખંડ વર પરણું,
અવિચલ ચાંદલો, અભંગ ચુડો, સબળ શોભે ઘરણું રે.—લેને.

ચૌરાસીનું તો ચૂકી જાશે, બહુ ફેરા ફરણું,
આત્મલીન અવિગત તું થાશે, જેમ સાગરમાં ઝરણું રે.—લેને.

ભવસાગરનો ભય તો ટળશે, થાય નીરલેપદ નીરણું,
જેમ પાદશાહની પટરાણી, તે નવ હળે હળણું.—લેને.

જમ ઘર જોવા સમર્થ થઈને, કરે પાછું ઓસરણું.
કેસરી દેખી વનમાંહી જેમ, ત્રાસે છે હરણું રે.—લેને.

સતગુરૂ સાહેબ એક છે તેને, ચરણે ચિત્ત ધરણું,
દાસ રતનો કહે ગુરૂ મીટાવે, જન્મ અને મરણું રે.—લેને.

  

રાગ એજ. પદ—૨૦૬.

ઓળખો પૂરણબ્રહ્મ પાસે રે, ભેદુ વીન્યા સરવે ભટકાશે,
સતગુરૂ ચરણે ચિત્ત ધરી તમે, રેજો રે વીશ્વાસે—ઓળખો.

શશી આદે દેહી તારા દીપક, તેણે રજની ન જાશે,
અનભે સૂરજ ઉગે ત્યારે, અજવાળાં થાશે રે.—ઓળખો.

ગુરૂને ચરણે શરણે રે'તાં, અદ્વૈતપદ ભાસે,
કીડી કુંજર ને અજા કેસરી, સરવે એક વાસે રે.—ઓળખો.

સાન ગુરૂની સમજી લે તો, હું પદ ખોવાશે,
સ્થૂલ સૂક્ષ્મ બે ખોટાં કારણુ, કૈવલમાં જાશે રે.—ઓળખો.

જડ ચૈતનમાં સભર ભર્યો જેમ, જમીન મહીં જળ છે,
ઉંચું નીચું અવની માંહી પય, પરગટ પીવાશે રે.—ઓળખો.

સતસંગ જળ તે પ્રગટ દીસે છે, પીતાં તૃષા જાશે,
દાસ રતનો કહે મન ક્રમ વચને, સાચું સમજાશે રે.—ઓળખો.

રાગ એજ. પદ—૨૦૭.

મસાણુમાં મોટો છે ભડકો રે, સમજણુ ખોટી મન થડકો,
પુછીને પારખું કોણે ન કીધું, કોનો હતો ભડકો રે.—મસાણુમાં.

સઘળું કોને સાથ ન આવે, ખજીના શીદ ખડકો,
બાદલ છાયા ન હોય નીરભે, તરત થાશે તડકો રે.—મસાણુમાં.

રજનીમાં તું રાજી થયો દેખી, જગમગતો જડકો,
હીરો જાણીને હાથ નાંખ્યો પણુ, તંબોલનો બડખો રે.—મસાણુમાં.

હરખે લીધો હાથમાં જાણે, માયાનો મણુકો.
ખરાબ થયો તે ખબર વીન્યા પછી, અંતરમાં ઠણુકો રે.—મસાણુમાં.

આવે અંતે કામ ન માયા, શીદ કરો છો છણુકો,
રસ વીન્યા રુપાળો દીસે, જસું ટેટો વડકો રે.—મસાણુમાં.

જન્મ મરણ કે ભય ભોગવતાં, જેમ હરણ ફડકો,
આપું ખો તો છો અવિનાશી, અજ્ઞાને અટકયો રે.—મસાણમાં.

કોણ મરે ને કોણ રે જન્મે, મૂળ વીચારો ધરકો,
દાસ રતનો કહે અખંડ આત્મા, વણ સમજ્યા રણકો રે.—મસાણમાં.

  

રાગ એજ. પદ—૨૦૮.

અરથ નાવે એકે વાતાં, સુખ થાએ ગુરૂ ચરણ જાતાં,
કોરે કાગળ કેમ વંચાશે, વણ માંગ્યાં ખાતાં રે.—અરથ.

મોટપમાં તું મહા દુખ પામ્યો, માન ચડયું ગાતાં.
હુંપદમાં ત્યમ સરવે હાર્યો, ન પામ્યો સુખસાતા રે.—અરથ.

મેલ અંતરમાં અતિ ઘણો ને. નવ ટલે નહાતાં,
વીના રસોઇએ વડના ટેટા, દીસે છે રાતા રે.—અરથ.

ધન પીઆરૂં વાવર્યું ને, કહેવાણો દાતા,
બીજા સરવે તુંને રંક જ ભાસ્યા, લેહને ભૂલાતાં રે.—અરથ.

પાપ તો તારી પુંઠે પડયું તે, ધરમને ધાતાં,
અવનશ ઝઘડો લાગ્યો એને, અવળું સમજાતાં રે.—અરથ.

શુદ્ધ વીચારે સરવે સૂજે, જીવપણું જાતાં,
દાસ રતનો કહે પ્રગટ દીસે, હુંપદ ખોવાતાં રે.—અરથ.

  

રાગ એજ. પદ—૨૭૯.

જગતમાં ભૂલ્યો કાં ભરમે, બુદ્ધી આવી છે કરમે,
પરમારથ તો પ્રીછયો નહી, પછી ન સમજ્યો મરમે રે.—જગત.

સગાં જમાડવા સમર્થ છે તું, લાજે ને શરમે,
અભ્યાગત તો નાવે અંતરમાં, ન સમજ્યો ધરમે રે.—જગત

ભવસાગરનો ભય બહુ લાગ્યો, તે રહ્યા તડમેં,
જીવ બુદ્ધિએ જાણ્યું નહી પછી, બુડ્યા મૃગજળમેં રે.—જગત.

ભેદ વીન્યા ઘર ભુલ્યો મૂર્ખ, ન લાધે નરમેં,
તારા ઘરમાં તું બેઠો છો, જો પાછો ફરમેં રે.—જગત.

અજ્ઞાને આથડતો હીંડે, વસ્તુ છે ઘરમેં,
અંધારૂ આંખોને પીડે, ન સુજે ચરમે રે.—જગત.

દેવ ચક્ષુ દીધાં સતગુરૂએ, જોયું જળ સ્થળને,
જેમ હતું તેમ ભાસ્યું રતના, પીડા મટી પલમેં રે.—જગત.

  

રાગ એજ. પદ—૨૧૦.

જમડા નજરે તો નાવે રે, સતગુરૂ સાને સમજાવે,
આ કળા દેખી ગાડાં ગુડો શીદ, બીજાને બીવરાવે.—જમડા.

આ અવની પર અનેક અવટ્યા, ગણતે પાર નાવે,
અડટ ફરતાં ભાંડ ભાંગુ લઇ, બીજું બંધાવે રે.—જમડા.

અજાણુ બાળક આળે ચડયું, તેને માતા ફુલાવે,
સમજાવ્યું સમજે નહીં પછી, બાવો બીવરાવે રે.—જમડા.

બાવો સુણીને બાલક બીએ, તેમ જગત ચમકાવે,
સમજીને સચરાચર ભાસ્યો, જમ ક્યાંથી આવે રે.—જમડા.

બ્રહ્મા આદિ દેવ સરવે, સૃષ્ટિ નામ રૂપ કહાવે,
અરુપને જો ઓળખો તો, જળમાં જળ થાવે રે.—જમડા.

વૈકુંઠ કહે તે સરવે વાતું, રે'જો નર હાવે,
લોભાશો તો લક્ષણ જાશે, દાસ રતનો ગાવે રે.—જમડા.

  

રાગ એજ. પદ—૨૧૧.

જમડા જગતમાં બળીઆ રે, જીવથી ન જાએ કળીઆ,
પરઆત્મ આત્મા એક જોતાં, જમડા બ્રહ્મમાં ભળીઆ રે.—જમડ

વનસ્પતિ ફળ લઇ નાશકેતુ, આવ્યા ખટ માસે,
ઉદ્દાલક મુનીએ સુત સરાપ્યો, તું જમપુરીએ જાશે રે.—જમડા.

નાશકેતુ ન ડરે જમથી, નીરભય થઇ ચાલ્યા,
વચન પીતાનાં પાળવા પછી, જમપુરી મહાલ્યા રે.—જમડા.

જમપુર જોયું ફરી ફરીને, ચારે દરવાજા.
નાશકેતુને સરવે નમીઆ, જમ ને જમરાજા રે.—જમડા.

નરક અઠ્યાવીશ સ્વર્ગ જોયાં, જમપુરની જુગતી.
શુભ અશુભ ત્યાં સુરધી માગે, વણુસમજ્યાં મુક્તિ રે.—જમડા.

નાશીકેતુ બુદ્ધ વિચારી, આ આશ્ચર્ય મોટું.
ભય વીન્યા કોઇ ભણુશે નહી, પણ છે કે ખોટું રે.—જમડા.

ટેવ પડી જેમ માતાજીને, બાળક સમજાવે,
ભય દેખાડી રોતાં રાખે પણુ, પીતાને ઓળખાવે રે.—જમડા.

શોક નર્ક ને વૈકુંઠ હરખ, પરપંચ ચૌરાશી,
ભય રૂપી જમનો બોજો, ખો મમતાની ફાંશી રે.—જમડા.

જન્મ મરણુનો રોગ ભારે, અજ્ઞાને આવ્યો,
વૈકુંઠ લાડુ દેખાડી પછી, શબ્દ ઓસડ પાયો રે.—જમડા.

રોગ મટયા ને થયો નીરોગી, જેણે ઔષધ પીધું,
તન મન ધન તે ગુરૂને ચરણે, સરવશ લઇ દીધું રે.—જમડા.

નીરમલ થઇ નીજ ધામે પોતાં, અચલને ઘાટે,
નર્ક અઠયાવીશ ધુમ સાગરનાં, તે મેલ્યાં વાટે રે.—જમડા.

વસ્તુગત સમજાવી ગુરૂએ, આનંદ થયો અંગે,
પરપંચ પીડા વામી રતના, સંતોની સંગે રે.—જમડા.

  

રાગ એજ. પદ—૨૧૨.

મંદીર તો રચીયું મહારાજે રે, ચઉદ લોક મંદીર બીરાજે.
અનહદ નોબત અનંત વાજાં, મંદીરમાં વાજે રે.—મંદીર.

નવસે નવાણું નદી મંદીરમાં, સાત સાયર ભરીયા,
અડસઠ તીરથ ગંગા આદે, મંદીરમાં મળીયાં રે.—મંદીર.

અષ્ટ કુળ પર્વત મેરૂ આદે, મંદીરમાં શોભે,
ભાર અઢાર તે ફુલી મંદીરમાં, નીરખી મન લોભે રે.—મંદીર.

રવિ શશી તો દીસે મંદીરમાં, દીસે નવલખ તારા,
દ્વાદશ મેઘ મંદીરમાં ગરજે, વરસે અખંડ ધારા રે.—મંદીર.

દેવ દાનવ ને માનવ મંદીરમાં, મહાલે મન ગમતાં,
બાવન વીર ને ચોસઠ જોગણી, મંદીરમાં રમતાં રે.—મંદીર.

પીર પેગંબર સિદ્ધ ને સાધક, મંદીર ભરપુરા,
શુર ને દાતા રહ્યા મંદીરમાં, કાયર ને શુરા રે.—મંદીર.

સુર તેત્રીશ ક્રોડ મંદીરમાં, અસુર નહી અળગા,
રામ ને રાવણુ રમ્યાં મંદીરમાં; કંસ કેશવ સરખા રે.—મંદીર.

અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધ મંદીરમાં, ચર્ણુ રજ વંદે,
મંદીર મહીમા સમજી સંતો, રહેવું આનંદે રે.—મંદીર.

શબ્દ ગરજે સાન ઝણુકે, જ્ઞાન ધન વરસે,
આનંદ હેલી મંદીરમાં કોઇ, પ્રેમી જન પરસે રે.—મંદીર.

કર્મ ધર્મ તે બેઉ મંદીરમા, શુભ અશુભ તે સાથ,
સુરત મહીમા જાણે નહી પછી, અનંત આરાધે રે.—મંદીર.

અનેક મંદીર ને એક મૂરત, ગુરૂ સમજાવે,
મંદીર શોભે સુરત વડીએ, જો દ્રષ્ટે આવે રે.—મંદીર.

મંદીર મીથ્યા ને સુરત સાચું, સમજીને ગ્રેહવું,
દાસ રતનો કહે દુરમત ટાળી, ગુરૂ ચરણે રેવું રે.—મંદીર.

  

રાગ એજ. ૫૬—૨૧૩.

કારણુ કુટુંબનું ટાળો રે; હીરો કાં હાથથી હારો,
નકર મોતી નાક નીરંજન, સરવેથી ન્યારો રે—કારણુ.

મમતા માની ભુખ નવ ભાંગે, ખડ ખાતાં નવ ધરાયે.
ભય પીતાની હાંક વાગે, આઠે અંગ સુકાએ.—કારણુ.

ભ્રાત ભગનીને ઉઠી અગની, અંતરને બાળે,
ભરમ ભૈયા ને ભાગ માગે, સતસંગથી ટાળે રે.—કારણ

શોક સસરો હરે સુખને, દુઃખને દેખાડે,
અસુખ સાસુ આનંદ વારે; દુરગતિ પોચાડે રે.—કારણ.

લાલચ અબળા સહુથી સબળા, તે મેલી નવ જાએ,
સુપચસુ સુતા તે સાથે આવે, કાળજ કોરી ખાએ રે.—કારણ.

ક્રોધ કપૂતની રાવ આવે, અવનશ કજીઆ થાએ,
પરપંચ તે પાડોશી જાજાં, તેને નવ પોંચાએ રે.—કારણ.

અવગણુ ગોલો આડો ઉભો, હાથ માંહી લઇ ફાંશી,
વિષ કર્યાની વાત બતાવે, ચપલતા દાશી રે.—કારણ.

બાલ સંગાતે બહુ બુદ્ધ બળીઆ, મુંજવીને મારે,
દાસ રતનો કહે સાચા સતગુરૂ, તેથી ઉગારે રે.—કારણ.

  

રાગ એજ. પદ—૨૧૪.

નિકટમાં કેમ રહીએ નારી રે, હૃદયમાં જોને વીચારી,
કુટમ્બ વીન્યા તે કેમ ચાલે, કયાં ગઈ મત તારી રે.—નીકટમાં.

શીયલતા માતા ગુણનાં, સુંદીર શોક નવ ધારે,
સંતોષ પીતાની સમરથ મોટી, મમતાને મારે રે.—નીકટમાં.

સ્વાત એની સુખ ઉપજાવે, રાખે નર હાવે,
પ્રેમ ભયા તે પરપંચ ટાળે, ગોવીંદ ગુણુ ગાવે રે.—નીકટમાં.

જરણા સાસુ જોખમ ટાળે, રાખે રુડી રીત,
આનંદ સસરો તજે સ્વાર્થ, પરમાર્થ શું પ્રીત.—નીકટમાં.

નિવૃત્તિ નારી પીયુને પ્યારી ભજનમાં ભરપુર,
દયા સુતા દર્શનની પ્યાસી, હરિને કરે હજુર.—નીકટમાં.

ધર્મ ધ્વજ સુત બારણુ બાંધી, મન ડોલી નવ જાય,
દેવદર્શન હરિ ગુરૂ સંતનાં, ભકિતનો ઉપાય.—નીકટમાં.

સુરતી નાર સમરતી સંગે, હરિ ગુરૂ સંતની દાસ,
પૂરણ બ્રહ્મ તે નિશ્ચય કીધા, રાખી દ્રઢ વિશ્વાસ.—નીકટમાં.

જ્ઞાન ખવાસ તે સહુમાં શૂરો, શત્રુને મારે,
સુમતિ દાસી નીજપદવાસી, ભવજલમાં ગાળે રે.—નીકટમાં.

સર્વ સંગાતે તરણુતારણુ, અહી રાખો ઘરમાં,
દાસ રતનો કહે ગુરૂપદ સેવો, પીડા મટે પલમાં.—નીકટમાં.

  

રાગ એજ. પદ—૨૧૫.

મૂરખો મારૂં મારૂં કરી રૂવે, કોડીને બદલે હીરા ખોવે,
મારૂં મારૂં કરતાં ન હોય મારૂં, સુખે કરી નહી સૂવે રે.—મૂરખો.

ઘરની નારી તે નહી તારી, વીચારી રાખે ચેત,
તુંને મેલીને જાય બીજાને, એ નારીનું હેત.—મૂરખો.

મારા દુખનું સહુથી મોટું, છાનો માનો રૂવે,
બહારે જઈ પોકાર કરે તો, લાજ પોતાની ખુવે રે.—મૂરખો.

મારામાં તન હાલે તારૂં, મારૂં હે મેલી,
કાયા માયા મીથ્યા કરે થાય, આનંદની હેલી રે.—મૂરખો.

મારૂં મારૂં કરતાં મૂરખાઓ, મરેછે માથું કુટી,
મોહની જાળે વીંટાણા પછી, નવ શકે છુટી રે.—મૂરખો.

વિષયની જાળમાં સહુ વીંટાણાં, નર અને વળી નારી,
હાવો મેલીને રંડો નર હાવે, છુટ્યાની બારી રે.—મૂરખો.

છુટ્યા બારી સુજે નહી, છે ઝીણામાં ઝીણી.
કોઈ વીરલાની દ્રષ્ટિ ત્યાં ખુંચે, લોહાં કાપે છીણી રે.—મૂરખો.

મારૂં તારૂં કહેવાની શુદ્ધિ, ને રહેવાની શુદ્ધિ નથી,
દાસ રતનો કહે જો વીચારી, મુખથી શુ કહું કથી રે.—મૂરખો.

  

રાગ એજ. પદ—૨૧૬.

મૂરખા મેલી દે મારૂં રે, આ તો સરવે ઉધારૂં,
શુદ્ધિ વીચારી જોને સરવે, કાંઇ નથી તારૂં રે.—મૂરખા.

મદગલ હાથી માલ ખજીના, ઘોડાની હારૂં,
જોઈ જોઈને જાતો રહ્યો એ, દેખત દીવાળું રે.—મૂરખા.

માત પીતા સુત ભ્રાત ભગની, કોઇ નહી તારૂં,
બીજે ચાલી નારી તેનું, તેં ન કર્યું વાર્યું રે.—મૂરખ.

મારૂં મારે કયાં પોકારે, કોણ કરે વાહારૂં.
કુંચી વીના કેમ ઉઘડશે, કાટી ગયેલું તાળું રે.—મૂરખા.

મારૂં મારે કાંઈ નવ દીસે, રૂવે ચુવે લાળું,
સહુ મળી સમજાવે છે પણ, અંતરમાં ઝાળું રે.—મૂરખા.

સરવે ને મારે છેજ મારૂં, ઘરમાં એજ અંધારૂં,
દીપક વીન્યા કોઇ ન દેખે, વિષયનું જાળું રે.—મૂરખા.

જ્ઞાન દીપક સમ વચન ગુરુનાં, તે ટાળે અંધારૂં,
અજ્ઞાન પડદો ઉડી ગયો પછી, થઇ ગયું અજવાળું રે.—મૂરખા.

લક્ષ ગુરુનો જો વિચારી, શું રુપ છે તારૂં,
રામ નામ હૃદયામાં રતના. ગુરુ વચને ધાર્યું રે.—મૂરખા.

  

રાગ ઐજ. પદ—૨૧૭.

પંથે નીશા વીસામો નઈ, ચાલ્યા સરવે તત્પર થઇ.
ચાલી ચાલીને ચરણ જ દુખે, દુખડાં પામે દેહી રે.—પંથે

ગમ નથી કોઇ ગામની, ને ક્યાં તે બેસે જઇ,
અવની ફેરા અંત ન આવે, દીવસ જાએછે વહી રે.—પંથે.

વૃક્ષે વીસામો ખાવા બેઠા, તો પણ ધીરજ નહી,
અંતરમાં અભિલાશ એવો, કે ચાલવું છે સહી રે.—પંથે.

ગામ ધામ તો પાસે છે પણ, દ્રષ્ટે આવે નહી,
સતગુરૂ વીન્યા સુજે નહી પછી, કોણ સમજાવે કહી રે.—પંથે.

જેમ સદાશિવ ત્રણુલોક ફરીઆ, માતા મલીઆં નહી,
ભભૂત ગોળે શકિત બેઠાં, માતા માંખી થઇ રે.—પંથે.

જે સમજ્યા સતગુરુની સાને, તે ઘર બેઠા જઇ,
દાસ રતનો કહે સુખડાં પામ્યાં, મૂળ ઘેરે રહી.—પંથે.

  

રાગ એજ. પદ—૨૧૮.

દેખત દીવો છે પોતે રે, મૂરખ અજવાળું ગોતે,
સમજ્યા વીન્યા સુખ ન પામ્યો, રજની ગઈ રોતે રે.—દેખત.

પોતે પોતાને ઓળખે નહી ને, બીજો કરી જાણે,
તરણું તે ડુંગર થઇ લાગ્યું, મેરૂ પરમાણે રે.—દેખત.

આ વનમાં અટવાઈ રહ્યા ને, જીવ થયો જાણી,
જગતમાં તો એવું જાણો, તરસ્યું છે પાણી રે.—દેખત.

સુતર મણીનાં પારા દોરી, સરવે સુતર છે,
આંટુ ગણુતે પાર નાવે, સળંગ નવ ભાસે રે.—દેખત.

સતગુરુ ગાંઠું છોડે ત્યારે, સળંગ સૂતર રહે,
દાસ રતનો કહે માળા મટી ગઇ, પછી શું ફેરે રે.—દેખત.

  

રાગ એજ. પદ—૨૧૯.

ગુરૂએ વાત કરી વિવેક રે, કુબુદ્ધિ માથે મારી મેખ,
સાન કરી સમજાવી વસ્તુ, જડ ચૈતનમાં એક રે.—ગુરૂએ.

જમ ચોરાશી જોવા બીંતે, લખીઆ છે વિપરીત,
ઉઠી કોને મારે નહી પછી, બીબાંની શી બીક રે.—ગુરૂએ.

દુનીઆ ભાવે દીસે નહી, ન કરે કરમની રેખ,
ભય દેખીને સરવે ભૂલ્યાં, સંસારી ને ભેખ રે.—ગુરૂએ.

ખટ દરશનમાં ખટપટ લાગી, સમજાણું નહી છેક,
જાએ ને થાએ તે વાદળાં, વ્યોમ એકનો એક રે.—ગુરૂએ.

એવું સમજી આનંદ રાખો, સેવક સંત સમેત,
કારજ કારણ મૂકી દે તું, મહા કારણને પેખ રે.—ગુરૂએ.

વ્યાપક રૂપે એકજ વહાલો, બીબાં છે અનેક,
ચિદઘન રૂપે સતગુરૂ સાહેબ, રતના એવું દેખ રે.—ગુરૂએ.

  

રાગ એજ. પદ—૨૨૦.

જુગમાં સંત થયા અદ્વૈત, જેને સતગુરૂ સાથે પ્રીત,
ભૂતલમાં તો ભળે નહી, ને અનલ કેરી રીત.—જુગમાં.

ગુરુગમ આપી ઠીક ઠેરાવી, મોહ માયા વરજીત,
વિહંગ ચાલે આકાશે તેને, નાવે આડી ભીંત.—જુગમાં.

વમન કર્યું તે ન હોય વાળુ, દીસંતું વિપરીત,
શ્વાનને મન તે શુદ્ધ જ ભાસ્યું, વઢી મુવાં ભયભીત.—જુગમાં

બીજો નહી ને બીવા લાગ્યો, આવી નહી પરતીત.
જીવ બુદ્ધિએ જાણ્યું નહી પણ, વસ્તુ છે અજીત.—જુગમાં.

ચૌદ લોકની વાતો વર્ણવે, જાણે નહી જગદીશ,
દાસ રતન કહે ગુરુગમ વોણાં, સરવે કુટે શીશ.—જુગમાં.

  

રાગ એજ. પદ—૨૨૧.

અકહો કેમ હાખું કહીને, ધૂણે ભલો ભુવો થઈને,
દેહ ભાવે દુનીઆ બોલે, ઘણા ગયા વહીને.—અકહો.

પાલખમાં પધરાવી પ્રોતે, માતા મોટાં દેવ,
નિવેદ કરીને આગળ ધરીઆં, નહી જમવાની ટેવ.—અકહો.

ખેતલીયા ને તલવટ પીંડા, ગણુપત લાડુ સાર,
સૂરા પુરા ને ચાવલ ચોખા, ચાખે નહી લગાર.—અકહ્યો.

શેવ સુંવાળી લાપશી ને, ઘી ખીચડી ન હોય,
ખીર રોટલી ખંડ ભરે પણુ, ખાઇ ન શકે કોય.—અકહ્યો.

ભોજન પીરશી સહુ કોઇ લાવે, દેખાડી લઇ જાય,
જમવા સમર્થ પોતે છે પણુ, દેવ નૈવેદ કહેવાય.—અકહ્યો.

જમી બેઠાં તે જાણ્યું નહી, ને પછી પૂછવા જાએ,
પોતાં નહી સંકલ્પ જ મનમાં, અજ્ઞાને અકળાય.—અકહ્યો.

ધુણે પોતે ને પુછે પોતે, નૈવેદ પોતાનાં,
દેવ તો કાંઇ બોલે નહી, પણ ભુવો કહે છે હા.—અકહ્યો.

જમે રમે ને બોલે ચાલે, તે સમર્થ થોડા,
દેવ બેઠા પાલખમાં, જેમ ખેતરમાં ઓડાં.—અકહ્યો.

દેવમાં દેવાપણુ ચેતન્ય, શુદ્ધ વીચારે જોય,
એ રૂપે થઇ એમ બોલે, રતના એમજ હોય.—અકહ્યો.

  

રાગ એજ. પદ—૨૨૨.

પ્રશ્ન પુછું આદર કરી, ઉત્તર કરજો આનંદ ધરી,
બાલક બુદ્ધ છે માહારી, તમે રોશ ન ધરજો હરિ.—પ્રશ્ન.

માત પીતા ને બ્રહ્મ તમારો, હત બ્રહ્મ તમે હરિ,
શીએ જોગે સ્વામી થયા તે, બ્રહ્મદેહને પરહરી.—પ્રશ્ન.

જોગીને જંજાલ જોગનો, ભોગીને ઘરશરી,
જોગી ભોગી બે રોગી સાચાં, જો ખબર ન પોતી ખરી.—પ્રશ્ન.

ત્રીયા ત્યાગી થયા વેરાગી, જેમ હોય વાંઢા વળી,
સાખ જોતાં શાની વાંઢાને, જેને નારી નવ મળી.—પ્રશ્ન.

વિધવા નારી સાખ પાડે એ, વાતું કોણુ કરી,
કામ વેદના વ્યાપે અંગે, તે કેમ બેસે ઠરી.—પ્રશ્ન.

સાચા નર જે સાખ જોગી, સંગે હોય સુંદરી,
જમે રમે બે એક આસને, જેમ ભાઇબેન બેસે મળી.—પ્રશ્ન.

નરનારી રહે હળીમળીને, પુરૂષાતન જાએ ગળી,
સાંખ્ય જોગની સામ્રથ મોટી, કામને નાંખે દળી.—પ્રશ્ન.

સાંખ્ય જોગ સમજાણો નહી પછી, બેઠા ભગવાં કરી,
દાસ રતનો કહે દેહ વટલાવ્યો, માધવગરને મળી.—પ્રશ્ન.

  

રાગ એજ. પદ—૨૨૪.

સુંદીર સાચું કહો અમને, પ્રશ્ન પુછુંછું તમને,
ઘાટ બાંધ્યો તેની સાફી ટાળો, શીયો દોષ જમને રે.—સુંદીર.

શીચું વેર જમ સાથે સહુને, કે તે સરવેને મારે,
અમર નથી કોઇ અવનીમાં પછી, કોને ઉગારે.—સુંદીર.

જમ વેરી ને પારશદ હેતુ, એ વાતોમાં મોણ,
પ્રાણુ ત્યાગ જ એઉ કરાવે, એમાં મિત્ર કોણ.—સુંદીર.

જમ જીવને કેમ ગ્રહે ને, કેમ લે પારશદ પ્રાણ,
પવન વીમાને કેમ બેસે, તેનાં શું એંધાણ રે.—સુંદીર.

દેવ ડર છે વાસના જેવો, જમ ડર ભર્યાં છે નીર,
કુંભ ફુટે નીર કયાં સમાશે, સમજાવોને વીર.—સુંદીર.

તે નર બીજે કુંભે નાવે, એ સંતોની સાન,
પડયું તે પાછું કેમ ચોંટે, ડાળથી વછુટયું પાન.—સુંદીર.

અંતર ટાળી કેજો અમને, પુછું ચરણે વળી,
દાસ રતન કહે દયા કરો જેમ, સઘળે દેખો હરિ.—સુંદીર.

  

રાગ ગરબી. પદ—૨૨૪.

લાલે લીલા જગતમાં આદરી રે,
જેમ વીસ્તાર કરે મેઘ વાદળી રે.—ટેક.

થાય ઘટા ને ચમકે જેમ દામની રે,
એવી લીલા હરિના નામની રે.—લાલે.

વરસે મેઘ નવ ખંડ લીલા થાએ છે રે,
તેમ લાલો હરિરસ પાએ છે રે.—લાલે.

લાલો હેત રાખે હરિના નામમાં રે,
ત્યાં સાધુ આવે છે ચારે ધામનાં રે.—લાલે.

લાલો કથા વાંચે હરિના નામની રે,
જ્ઞાન ગંગા સીધાપદર ગામની રે.—લાલો.

ધુમ રાધે—ગોવીંદની થાએછે રે,
તેમ લાલો હરિજશ ગાએ છે રે.— લાલો.

દાસ રતનો કહે દરશન દીજીએ રે,
લાલા બુડતાને બાંહ્ય ગ્રહી લીજીએ રે.—લાલે.

  

રાગ છપ્પા. પદ—૨૨૫.

સમરૂં ગણપત ગણનો પતિ. અવિચલ મત દે સરસ્વતી,
વીધિ સુતાને લાગું પાએ, જેમ છપયમાળા પુરી થાએ;
દાસ રતન કહે કર જોડ, માતા પુરો મનના કોડ. ૧

આંધળો વણે ને વાછડું ચાવે, ચારણીથી જળ ઘરમાં નાવે,
પુન પવાલુ ને નાખીએ માણું, જેમ નદીમાં નાંખીયે જારની ખાણું,
કાળ દુકાળે કામ શું આવે, દાસ રતન કહે મૂળ ગુમાવે. ૨

કરવું જ્ઞાન કુટીલતા રાખે, મન મેલ ઘણી મોટપ રાખે,
કુળી રહ્યો અવિદ્યા સંગે, જેમ રાતા કંકોળને રંગે;
જળને સંગે ઉપટી જાશે, દાસ રતન કહે જ્ઞાન ગુમાશે. ૩

મારવો સાપ ને કુટવું દર, ગામ ભૂલ્યો ને ગોતવું ઘર;
દસ સુડી તે ન મળે પાછો, સમજ્યા વિન્યા એમ બોલાશો;
રસના રામ ને મનમાં માયા, દાસ રતન કે' ચીલર નાયા. ૪

માન ભર્યો એમ મદમાં બોલે, આજ નહી કોઈ મારે તોલે,
વણુ વિચારી વાત વતાવે, ખોયું દ્રવ્ય તે હાથમાં નાવે;
દાસ રતન કહે જાણજો એવું, આંખ વીંચે તે આંધળા જેવું. ૫

રામ રિદ્ધ લઇ વાટમાં નાખી, આંધળાની પક્ષ દેખતે રાખી,
દેખતો ચાલ્યો અંધ પ્રકાશે, વસ્તુ અનુપમ રહી ગઈ વાંસે,
દાસ રતન કહે ઉપાય એવો, એ દેખતો જાણીયે આંધળા જેવો. ૬

દેખતો ચાલે આંખ ઉઘાડી, જડી વસ્તુ તે લે ઉપાડી,
જતન કરીને જુગતે રાખે, આંધળા આગળ કાંઈ ન દાખે;
દાસ રતન કહે દુનીયા સાધે, આંધળાને કેમ વસ્તુ લાધે. ૭

સંતની આંખે નીરમલ જ્યોતિ, જેની દ્રષ્ટિ સ્વરૂપમાં પોતી,
આદ અંત મધ્યે વસ્તુ જાણી, કાયા માયા તે ઝાંઝવાં પાણી;
દાસ રતન કહે સંતની પ્રીતું, જગત શું જાણે આંધળી ભીતું. ૮

સંતની પ્રીતું મનમાં હશે, સૌને હૃદયે એકજ વસે,
જુજવા મત જગત તાણે, કાયા માયા પુન્ય પાપ વખાણે;
દાસ રતન કહે પામવું ખોવું, ચાલ જગતની હસવું રોવું. ૯

રોઈએ તો રામ સ્વપને નાવે, હસતાં હરિનું હેત ગુમાવે,
રોવું હસવું બેથી ન્યારો, રામ હૃદયમાં રાખીએ પ્યારો;
દાસ રતન કહે જો વિચારી, ઓળખ આત્મા દુનીયા ટાળી. ૧૦

દુનીયા ટાળી ભજીયે રામ, દુનીયા ટાળે પૂરણ કામ,
દુનીયા ટાળે સમજો છેક, દુનીયા ટાળે ભાસે એક;
દાસ રતન કહે દુનીયા ગઈ, અડોલ વૃત્તિ તેનો રહી. ૧૧

દુનીઆ દુખ દીસે ઘણું, દુનીઆમાં બળ માયા તણું,
દુનીઆમાં બહુ દાઝે તન, દુનીઆમાં સ્થીર નહી રહે મન,
દાસ રતન કહે દુનીયા મેલ, ચૌદ લોક માયાનો ખેલ. ૧૨

દુનીઆ ટાળી ન ભજયા હરિ, તેની જનુની ભારે મરી,
દુનીઆમાં છે મોટું દુઃખ, સંત પોકારી કહે છે મુખ;
દાસ રતન કહે ભુલ્યો શૂર, દુનીઆ ભાવે દેખે દૂર. ૧૩

દુર ગયો જોવાને દેશ, નવ જાણે હરિ સઘળે દેશ,
જોતાં જોતાં વૃધ્ધજ થયો, રામ હૃદયમાં તેં નવ લહ્યો;
દાસ રતન કહે તાપે તપ્યો, જેમ ઉપજયો તેમજ ખપ્યો, ૧૪

જન્મ ધરી જોયો સંસાર, સ્વપનાનું સુખ માન્યું સાર,
જાગીને નવ જોયું અંધ, કેમ છુટે માયાના બંધ;
દાસ રતન કહે જે જે વાણું, હરિ વીન્યા છે પ્રપંચ તાણું. ૧૫

પ્રપંચ કરવા ભરવાં પેટ, પ્રપંચ પરલે થાશે નેટ,
પ્રપંચમાં તો પૂજે દેવ, પ્રપંચમાં તો કરવી સેવ;
દાસ રતન કહે પ્રપંચ પંડ, તેથી ન્યારો રામ અખંડ. ૧૬

પ્રપંચે મોહ્યો સંસાર, પ્રપંચ કરતાં ના વેપાર,
પ્રપંચ કરવા થાપ ઉથાપ, પ્રપંચ કરવા પુન્ય ને પાપ;
દાસ રતન કહે પામે સહી, જન્મ બંધન તો છુટે નહી. ૧૭

જન્મ મરણનું દુઃખ છે મોટું, ઉપકાર કરે છે ચોટું,
ચેત ચેત કાં અવસર ખો, મૂરખ આંખ ઉઘાડી જો;
દાસ રતન કહે ખોટી બાજી, રમત જોઈને શું થયો રાજી. ૧૮

કાયા માયા ખોટો ખેલ, હું ને મારૂં મોટપ મેલ,
હરિ ગુરૂ સંતનો રહેને દાસ, દુર નથી હરિ તારી પાસ;
દાસ રતન કહે માની લે, તો ગોવિંદ ગોવિંદ મુખથી કે'. ૧૯

સાંભળ મન શું કીધું કામ, તું ભુલી ગયો તારૂં ધામ,
ઘર મેલીને બારે ફર્યો, ધણી મેલી ચોરોમાં ભળ્યો;
દાસ રતન કહે ઘેને ઘેર્યો, પરવશ થયો તું ભૂત ભેળો. ૨૦

ભૂત બેગો ભૂલ્યો આપ, સુખ ગયું વાધ્યો સંતાપ,
લક્ષ ચોરાશી ફેરા ફર્યો, ગુરૂવિણુ ત્રિવિધ તાપે બળ્યો;
દાસ રતન કહે ભજને હરિ, નહી તો દેહ શા માટે ધરી. ૨૧

દેહ ધરીને ન ભજ્યા રામ, માયામાં પામ્યો વીશરામ,
દેહ સુધી માયાનું સુખ, આગળ છે ચૌરાશી દુઃખ;
દાસ રતન કહે દેહનો સંગ, નિશ્ચલ નહી રે' થાશે ભંગ. ૨૨

ભંગ થાશે સઘળાં રૂપ, દાનવ માનવ સુર ને ભૂપ,
પશુ પંખી નર ને નારી, જો હૃદયમાં શુદ્ધ વિચારી;
દાસ રતન કહે કરવા ધંધ, એવા મોટા મૂરખ અંધ. ૨૩

ધંધ કરે ને મારે જ્ઞાન, શું સમજે સતગુરુની સાન,
સમજણુ સંશય ગરબડ કરે, તેનો મદ તે મનમાં ધરે;
દાસ રતનો કે બોલે બોલ, જેમ પંખીમાં છે ચંડોલ. ૨૪.

ચંડોલ બોલી સહુની કરે, અન્ય પક્ષી કાને નવ ધરે,
સઉ સઉમાં કરે કલોલ, ચંડોલને પોતાનો બોલ,
દાસ રતન કહે મનનું માન, બીજાં પંખી ન આપે કાન. ૨૫

ચંડોલ બોલી તે સંસાર, હરિનો દાસ નહી નીરધાર;
મુખથી બોલે સીતારામ, આઠે અંગે વિલસ્યો કામ;
દાસ રતન કહે ઘરમાં ચોર, ક્યાં જઇને કરે બકોર. ૨૬

વોરા સાથે રાખે પ્રીત, મનમાં જાણે હું અજીત,
ધીરે ધીરે દ્રવ્યજ હર્યું, પેલું ઘર તે નીરધન કર્યું;
દાસ રતન કહે ગોરાતાર, એ રીતે ચાલે સંસાર. ૨૭

બહારે હાંશી ઘરમાં હાણુ, વગર વીચાર્યો ડોળે છાણુ,
ગઈ વસ્તુ તે લાવે કોણ, ચોર વિન્યા વાતુંમાં મોણુ;
દાસ રતન કહે ચાલે જોર, જો પગ જોઈને પકડે ચોર. ૨૮

ઘરમાં માંડયો ગોરાતાર, બીએ નહી તે ચોર શાહુકાર,
સઉ સામો લઈ નાંખે છાણુ, ચોરને ઘરે શાને હાણુ;
દાસ રતન કહે સહુકો ઠીક, ઉપર નહી રાજાની બીક. ૨૯

રાજાની બીકે નાસે ચોર, ક્યાંઈ મળે નહી છુપાવા ઠોર,
જ્યાં જાય ત્યાં રાજાનો લે, ચોર સઘળા હારીને રે';
દાસ રતન કહે ધણીને જોર, તેથી અળગા રેશે ચોર. ૩૦

મૂરખ મન માન્યું નહી કાંઈ, જઈ નાંખ્યું વિષયની માંય,
વીષયના સુખવાળા સહી, સતસંગ કરવા નવરા નહી;
દાસ રતન કહે કરવું કેમ, ચોરાશીમાં ચાલ્યો એમ. ૩૧

એટલાં ચરિત્રો જાણે જીવ, કેમ કરીને થાશે શિવ,
મુખથી બોલે મોટા બોલ, જેમ પશુમાં ખરનો તોલ;
દાસ રતન કહે વહેવો ભાર, નિશ્ચે જશે નરક દ્વાર. ૩૨

પુન્ય કરે તે ફલને જોગ, સ્વર્ગના મન ઇચ્છે ભોગ,
પુન્યની સંગે રહ્યું છે પાપ, તે નરકમાં કરે સંતાપ;
દાસ રતન કહે માન્યું દેહ, પુન્ય પાપને નાવે છેહ. ૩૩

હરિગુરુ સંતનું શરણું લે, ગોવિંદ ગોવિંદ મુખથી કે',
ગુરુ ચરણમાં ગાળે આપ, તેને ન લોપે પુન્ય ને પાપ;
દાસ રતન કહે ગુરૂ કૃપા કરે, તો જન્મ મરણનો ફેરો ટળે. ૩૪

તે માટે ગુરૂ ગોવિંદ એક, મન કમ વચને એવી ટેક,
આપત કાળે ડોલે નહી, શત્રુ મિત્ર બે સરખા સહી;
દાસ રતનો કહે નિશ્ચલ મન, એવો નિશ્ચય તે હરિજન. ૩૫

એવા હરિજન વીરલા સંત, જેણે જાણ્યો આત્મા તંત,
ભુલે નહી કોઈ દેખી ભાત, જેમ રવિ આગળ નહી રાત;
નામ રૂપથી જે કોઇ ટલ્યો, દાસ રતન કહે સભરા ભર્યો. ૩૬

સભરા ભરીયો પૂરણબ્રહ્મ, શુભ અશુભ તેને નહી કર્મ,
હું ને મારૂં કોને કહે, પીંડ બ્રહ્માંડે પોતે રહે;
દાસ રતન કહે પૂરણ કામ, એવા સતગુરૂ આત્મારામ. ૩૭

ગુરૂ કૃપાએ આવે જ્ઞાન, ગુરૂ કૃપાએ સમજે સાન,
ગુરુ કૃપાએ ગોવિંદ મળે, ગુરુ કૃપાએ દુનીઆ ટળે;
દાસ રતન કહે ગુરૂ કૃપાય, ચૌદ લોકમાં નિર્ભય થાય. ૩૮

તે માટે ગુરૂ સેવા કરો, તન મન ધન ગુરૂ ચરણે ધરો,
ગુરૂ ચરણમાં રાખો ભાવ, જીવનમુક્તનો એ છે લ્હાવ;
દાસ રતન કહે સમજો સહી, ગુરુ ગોવિંદ તે ન્યારા નહી. ૩૯

ગુરૂને ગોવિંદ એકજ રૂપ, નામ જુગલ તે હોય અનૂપ,
ગોવિંદ નામે હોય પ્રકાશ, ગુરૂ નામે નીજ ધામે વાસ;
દાસ રતન કહે ગુરુ ગોવિંદ, ભજો એકતા નીજ આનંદ. ૪૦

નીજ આનંદમાં નાવે શોક, માતપીતા તે સ્વપનું ફોક,
ધન દારા સુત ભગની ભ્રાત, કુળ કુટુમ્બ સબ જુઠી વાત;
દાસ રતન કહે મીથ્યા દેહ, બ્રહ્મ આનંદ ભણીજે તેહ. ૪૧

સત્વ સત્ય પરમાત્મા સોય, ચિદ વસ્તુમાં મળ ન હોય,
આનંદ રૂપ ભર્યો ભરપુર, ગયો તિમિર જેમ ઉગ્યો સૂર;
દાસ રતન કહે નિર્ભય હોય, સત્ય ચિદ આનંદ રૂપે સોય. ૪૨

હૃદય કમળમાં ભયો પ્રકાશ, ગુરૂ ગોવિંદ જબ કીયો નિવાસ,
માયા નાટક મિથ્યા થયું, સંસાર સ્વપનું રૈનમાં ગયું;
દાસ રતન કહે ઉગ્યો સૂર, જબ ગુરુ ગોવિંદ દેખ્યા ભરપુર. ૪૩

હરિ ગુરુ, ને ગુરૂ તે હરિ, કરો ભજન મન નિશ્ચલ કરી,
પાખંડ પરપંચ રહેશે દૂર, જડ ચેતન વસ્તુ ભરપુર;
દાસ રતન કહે એવું જાણ, તો સ્વપને નાવે વૃદ્ધિ ને હાણ. ૪૪

હાણ વૃદ્ધિને નહી હરિજન, મોટપ મોટી જેને મન,
પોતાને વખાણે આપ, પુન્ય પ્રગટ ને ગુપ્તજ પાપ;
દાસ રતન કહે પ્રીત નહી વેર, તું બેસી રહે તારે ઘેર. ૪૫

ઘરમાં બેઠો કર આનંદ, બીજે ઘેરે થાશે ફંદ,
સારૂં માઠું કાંઇ મ કે, તું તારે ઘેર બેસી રહે;
સતગુરુ સંતે કૃપા કરી, દાસ રતન કહે ભજને હરિ. ૪૬

હરિને ભજતાં નાવે હાણ, એમ બોલે છે વેદ પુરાણ,
મેલી દેને મોટપ મોટ, સતસંગતમાંહી લાગે ખોટ;
દાસ રતન સતગુરુ કહે, ઝીણામાં ઝીણો થઇ રહે. ૪૭

હરિ ગુરુ સંતને શરણે જા, કાળ માયાથી નિર્ભય થા,
સંત સેવ્યા તેણે સેવ્યા હરિ, જેમ સરિતા સાગરમાં ભળી;
દાસ રતન કહે ભજ પૂર્ણાનંદ, જન્મ મરણના મીટે ફંદ. ૪૮

સાચા સતગુરુ દીનદયાળ, ગુરૂનો મહીમા અગમ અપાર,
ગુરૂ સમોવડ કેશવરામ, ગુરૂ ગોવિંદ તે અવિચલ નામ;
દાસ રતન કહે ગુરુ મહીમાય, શારદ નારદ શંકર ગાય. ૪૯

ગુરૂનો મહીમા સાંભળ કાન, મેલી દેને મનનું માન,
માન મેલ્યે ગુરૂ કૃપા કરે, હુંપદ હાર્યે ગોવિંદ મળે;
સમજી લેને દાસ રતન, મીથ્યા જાણે તારૂં તન. ૫૦

તન મીથ્યા તો સાચું શું, શુદ્ધ વીચારી જોને તું,
કાયા માયા સ્વપ્નનું જેહ, નિદ્રાવશનું નાટક એહ.
દાસ રતન કહે જાગી જો, મનખો જન્મ કાં એળે ખો. ૫૧

જે કરે તે કરતા હરિ, જો અંતરમાં પાછો ફરી,
તું કેનો ને તારૂં કોણ, જેમ તું જોને જળ ને લોણ;
દાસ રતન કહે વસ્તુ જાણી, લોણ ગયું તો અંતે પાણી. ૫૨

એ દ્રષ્ટાંતે બ્રહ્મ ને માયા, એ દ્રષ્ટાંને ચૈતન માયા,
એ દ્રષ્ટાંતે વાજું રાગ, એ દ્રષ્ટાંતે ઇંધણ આગ;
દાસ રતન કહે વાત વિવેક, અંતે બ્રહ્મ ને માયા એક. ૫૩

ચૈતન બ્રહ્મ તે માયા નહી, કાયા માયા મીથ્યા થઇ,
વાજું મીથ્યા રાગજ સહી, ઇંધણ બળતાં અગ્નિ રહી;
દાસ રતન કહે વચન વિચારો, ચૈતન બ્રહ્મ તે સૌથી ન્યારો. ૫૪

પુરી રહ્યો છે પૂરણ બ્રહ્મ, સંત વિના જાણે નહી મર્મ,
જે જે કહીએ તે એ નહી, નેતિ નેતિ વેદે કહી;
દાસ રતન કહે નહી અવતાર, અકરતા સહુનો આધાર. ૫૫

અકરતા કરતામાં મળ્યો, કર્તાથી નવ જાએ કળ્યો,
કરતા જો અકરતા થાએ, તો અકરતા માંહી સમાય,
દાસ રતન કહે કરતા માયા, અવિનાશી નહી જનુની જાયા. ૫૬

જનુની જાચો તેં સંસાર, તે જનુની બીજાં નીરધાર,
જાએ થાએ માયાનો નાશ, અજન્માના એક પ્રકાશ;
દાસ રતન કહે તેમાં મળે, જન્મ મરણુનો ફેરો ટળે. ૫૭

સમજ્યા સમજ્યા સહુ કો કહે, સમજણુમાં પણુ સંશય રહે,
જે જે આપે તે તે પામે, જન્મ મરણુનાં દુખ ન વામે;
દાસ રતન કહે નયને નીરખું, સ્વામી સેવક બેને સરખું. ૫૮

માયા લબ્ધે ચેલા કરે, ગુરૂ શિષ્યની વાંસે ફરે,
જોડી પછેડી લઇને જાવ, કલ્યાણુ ભાવે થાવ અથાવ;
દાસ રતન કહે ઝાઝું શું કહીએ, પાય લાગીને અળગા રહીએ. ૫૯

ગુરુને વહાલા માયા ભોગ, તે શું ટાળે શિષ્યનાં રોગ,
ગુરૂ શિષ્યનાં કરે વખાણુ, તે નિશ્ચય ન કરે કલ્યાણુ;
દાસ રતન કહે વાધે હેત, નવ ટળે કાળ માયાનું ખેત. ૬૦

ગુરૂની વાતોમાં છે મોણુ, ભાઇ ભાઇ તમ સરખા કોણુ,
વાત કરી સમજાવે સાન, આજે એવા દેતા દાન;
દાસ રતનો કહે સુણુજો સહુ, એવા પ્રશ્ન બોલે બહુ. ૬૧

એવા પ્રશ્ન બોલે ઘણા, તે અધિકારી માયા તણા,
છુટલ વાતો કોઇ ન કહે, જે જ્યાં બાંધ્યો તે ત્યાં રહે;
દાસ રતન કહે શું કરીએ કહી, સંશય ગાંઠું છુટે નહી. ૬૨

ખુટલ સતગુરૂ જેને મળ્યા, તે સેવકના સંશય ટળ્યા,
શિષ્ય ગુરૂને ચરણે જાએ, કાળ માયાથી નિર્ભય થાએ.
દાસ રતન કહે ગુરૂ પ્રતાપ, સાચા હરિ ને મીથ્યા આપ. ૬૩

સાચા સતગુરુ સાચું કહે, મહાકાળથી રાખી લે.
ઉત્તર પ્રશ્ન સાચા ભરે, સેવક હૃદયે ધારણ કરે;
દાસ રતન કહે હોય કલ્યાણ; તે ગુરૂ ગોવીંદ પ્રમાણ. ૬૪

જે ગુરૂ ન ઈચ્છે માયા ભોગ, એ સેવકનો ટાળે રોગ,
વચન કડવાં ઓાષધ પાએ, મહા રોગ સમૂળો જાએ;
દાસ રતન કહે શીતળ અંગ, તે સતગુરૂનો કરીએ સંગ. ૬૫

હરિગુરૂ સંતની સેવા કરે, વણુ કષ્ટે ભવસાગર તરે,
બીજા ઉપાયો કરે અનેક, સમજ્યા વીન્યા મીથ્યા ભેખ;
દાસ રતન કહે સમજ્યા જેહ, માયા જાળે નાવે તેહ. ૬૬

સમજ્યા તેને નથી તન, છે ઘરમાં પણ જેવું વન,
આઠે પહોર ભજનમાં રહે, મીથ્યા વાતું મેલી દે;
દાસ રતન કહે તેનો સંગ, હરિ ભજનનો ચડશે રંગ. ૬૭

એવા હરિજન વીરલે કોઈ, જેને અંતર મળ ન હોય,
નિર્મળ ભક્તિ એની ખરી, દાતા ભોક્તા જાણે હરિ;
હું કરતા એમ જાણે નહી, દાસ રતન કે નરહાવે સહી. ૬૮

વાવી ડાળું વૃક્ષજ થાએ, ઉઘાડું તો પંખી ખાએ,
સારૂં સારૂં સહુ કો કહે, પોતે તો નરહાવે રહે;
દાસ રતન કહે ધીરજવંત, એવા જુગમાં વીરલા સંત. ૬૯

માયા ખરચે ગોવીંદ તણી, અણછતો થઇ બેઠો ધણી,
ધણી થઇને ધર્મજ કરે, વળતાં ઘર ઘર કેતો ફરે;
દાસ રતન કહે અવસર ગયો, મૂર્ખ મનમાં કુલી રહ્યો. ૭૦

મોટી મોટી વાતો કરે, તેનો મદ તે મનમાં ધરે,
દવ ડુંગરનો જોવા જાએ, પગમાં બળે તે નવ દેખાય;
દાસ રતન કહે એવા અંધ, કેમ છુટે ચોરાશી ફંદ. ૭૧

દેખા દેખી આપે દાન, ઉંચા થઇ જુવે વિમાન,
જઇ પડે ચોરાશી ખાડ, હું હું કરતાં ભાંગ્યાં હાડ;
દાસ રતન કહે ફેરા ફરે, વારમવારે જન્મે મરે. ૭૨

વગર વિચાર્યું લાવે જ્ઞાન, અંતરમાં માયાનું ધ્યાન,
પોતાનું વખાણે આપ, સામાનો કરે સંતાપ;
દાસ રતન વરણી શું કહે, હરિજન તેથી ન્યારા રહે. ૭૩

જ્ઞાનીને જ્ઞાનીનો સંગ, અજ્ઞાનીને નામે અંગ,
ઉત્તર પ્રશ્ન સાચા કરે, સામ સામું અંધારૂં ટળે;
દાસ રતન કહે ઠારક વળે, અજ્ઞાની તો અંતર બળે. ૭૪

અજ્ઞાનીને મમતા રોગ, મનમાં ઇચ્છે માયા ભોગ;
જાણી માયા મીથ્યા કહે, અજ્ઞાને તે અવળું લહે;
દાસ રતન કહે સંગ ન કરીએ, અજ્ઞાનીથી અળગા ફરીએ. ૭૫

જો વિચારી તારૂં મૂળ, બીજાને શું તારૂં શૂળ,
સેજે થાય તે સાચું જાણુ, હું કરતા એ મોટી હાણુ;
દાસ રતન કહે એ સરવે ફોક, બેશી રહેને ઘર સંતોષ. ૭૬

સંતોષને ઘરે શુદ્ધ વિચાર, ભટકતાં નહી આવે પાર,
સંતોષને ઘરે છે સમભાવ, સંતોષને ઘરે સતસંગ લહાવ;
દાસ રતન સુણુ સતગુરૂ કહે, સંતોષને ઘર વસ્તુ છેહ. ૭૭

આત્મારામ ગુરૂ ઉપદેશ, દયા કરી સમજાવ્યો લેશ,
ધન ધન સતગુરૂ કીધી મ્હેર, ફરતું મન તે લાવ્યા ઘેર;
દાસ રતન કહે જય ગુરૂદેવ, મન કમ વચને કીજે સેવ. ૭૮

ડેવા સાહેબ દાદા ગુરૂ, જન પ્હેલા પદ વંદન કરૂં,
ખીમદાસ રાઘવદાસ જોડ, રામસંગજી શીર ઉપમોડ;
સતગુરૂ આત્મારામ હૃદય પ્રકાશ, દાસ રતન ચરણુનો દાસ. ૭૯

એક અરજ માનો મહારાજ, તમારા દાસની તમને લાજ,
દુરબલ જાણી કૃપા કરો, દીન વચન તે હૃદયે ધરો;
દાસ રતન કહે સ્વામી છો, રાત દિવસ હૃદયમાં રહો. ૮૦

ગુરૂ પ્રતાપે થાય ભજન, ગુરૂ પ્રતાપે શીતલ અંગ,
ગુરૂ પ્રતાપે તન મન ધન, ગુરૂ પ્રતાપે રમીઆ રંગ;
દાસ રતન કહે છપ્પા એંશી, ગુરૂ વીન્યા તે ભકિત કેસી. ૮૧

પદ એકાશી ભકિત ખરી, મન કમ વચને જેણુ કરી,
તેને નહી કાંઇ દેહ અભિમાન, ગુરૂ ગોવીંદનું હ્રદયે ધ્યાન;
સમજી લેને દાસ રતન, હરિના રૂપે હરિના જન. ૮૨

પંચભૂતને પારે જે, પદ બ્યાશીમું કહીએ તે,
બ્યાશી પદ પચીસાં ત્યાર, બ્યાશી પદ તે બાવન વાર;
દાસ રતન કહે નામ નહી રૂપ, પદ બ્યાશીમેં સોહં સ્વરૂપ. ૮૩

ત્ર્યાશીમેં પદ ગોપીજન, જેણુ અરપણુ કીધાં તન,
જનક સનક શંકર સુખદેવ, નારદ વ્યાસ વસિષ્ઠ નામદેવ;
દાસ રતન કે' રંક ને ભૂપ, જે સમજ્યા તે સોય સ્વરૂપ. ૮૪

આપ નહી તો કેવળ હરિ, જે સમજ્યા તે બેઠા ઠરી,
વણુ સમજ્યા બહુ વાતું કરે, ત્રિવિધ તાપ અંતરમાં બળે;
દાસ રતન કહે સમજ્યા સહી, તેનાં અંતર દાજે નહી. ૮૫

અજ્ઞાનીને અંતર લાય, બીજો થઇને જોવા જાય,
જ્યાં જાએ ત્યાં દેખે ઓર, ઠરી ન બેઠા એકે ઠોર;
દાસ રતન કહે ખોટી પ્રીત, અજ્ઞાનીની એવી રીત. ૮૬

અજ્ઞાનીને અંતર મેલ, દીઠામાં તો સહુથી છેલ,
વાતોમાં તો લીલા લહેર, અંતરમાં સહુ સાથે વેર;
દાસ રતન કહે ખાવી તોણુ, હુંથી મોટા બીજા કોણુ. ૮૭

અજ્ઞાનીને એવી વાત, અવનશ કરે પીઆરી તાત,
જાન કરો તોએ હુંપદ હોય, સમજાવ્યો સમજે નહી તોય,
દાસ રતન કહે જાણો જેહ, અજ્ઞાનીનાં લક્ષણુ એહ. ૮૮

સાચી વસ્તુ સમજે નહી, જેના મનમાં મોટપ રહી,
મોટપમાં તો ખોયું પુર, પેટ ચોળી ઉપજાવ્યું શૂળ;
સતગુરૂ બોલ્યા સાચી વાત, અહે દાસ રતન મેલી પરતાળ. ૮૯

પરનિંદામાં હોશે હાણુ, એમ બોલેછે વેદ પુરાણુ,
સંત શાસ્ત્ર તો સાચું કહે, સમજુ હો તો સમજી લહે;
દાસ રતન જો શુદ્ધ વિચાર, પરનિંદા તે નરક દુવાર. ૯૦

તે માટે હરિ સ્મરણુ કરો, પરનિંદા મનથી પરહરો,
હૃદયે વાલા રાખો રામ, બીજાનું શું તારે કામ;
દાસ રતન કે' કહું શું કથી, ચૌદ લોકમાં બીજો નથી. ૯૧

સમજુ ને અણુસમજુ બે, વસ્તુ રૂપે એકજ છે,
સમજુને તે શુદ્ધ વિચાર, અણુસમજુ ઓઢાડે આળ;
દાસ રતન સુન સતગુરૂ કહે, ગુણુ માટે કેરાણુા બે. ૯૨

સમજુ બોલે સાચી વાત, અણસમજુને અંતર ઘાત,
જ્યાં ત્યાંથી પાડે ભંગાણ, સમજુ સંગે હોય કલ્યાણ;
દાસ રતન તે માટે કહે, અણસમજુથી અળગો રહે. ૯૩

સમજુને સમજાવે આપ. સામાના ટાળે સંતાપ,
અણસમજુને અંતર કુડ, પછવાડેથી નાખે ધૂળ,
દાસ રતન કહે તેનો રંગ. નિશ્ચય નહી રહે રંગ પતંગ. ૯૪

સમજુ સમજણ સાચી કહે, અણસમજુ તો અવળી લહે,
સમજુ સમજી કરે સમાવ, ફળશે જેને જેવો ભાવ;
દાસ રતન કે' સાચું છે, ગોવીંદ ગોવીંદ મુખથી કહે. ૯૫

અણસમજુ દેખાડે હેત, મેલે નહી જેમ વળગ્યું પ્રેત,
મીઠી મીઠી વાતો કરે, પછવાડે નીંદા આદરે;
દાસ રતન કહે કરવું કેમ, એનું અંતર રાજી એમ. ૯૬

તું તારે ઘર બેસી રહે; સારૂં માઠું કાંઇ મ કે,
મનમાં સંશય તે સંસાર, વણસશે ભવસાગર પાર;
સંશય મેલી ભજીએ રામ, દાસ રતન કહે પૂરણ કામ. ૯૭

પૂરણ બ્રહ્મ તે પૂરી રહ્યો, તે તો નહી કાંઇ આવ્યો ગયો,
જાય થાય માયાનો નાશ, અખંડ આત્મા એક પ્રકાશ;
દાસ રતન કહે શું કહેવાય, જેમનો તેમ એ છેજ સદાય. ૯૮

અનુભવ પ્રશ્ન છુટે છેક, ચૌદ લોકમાં વ્યાપક એક,
બીજો જાણે મૂરખ તેહ, જ્યાં જોઇએ ત્યાં એહનો એહ;
દાસ રતન કહે બીજો નહી, સતગુરુ સંતે એવી કહી. ૯૯

અનુભવ જ્ઞાન ઉગ્યો છે ભાણ, સમજુને નહી વૃદ્ધિ હાણ,
જેમ જળમાં ગળીયું છે લોણ, આપ નહી તો બીજો કોણ;
દાસ રતન તે દેહનું નામ, ઘટ ઘટ બોલે આત્મારામ. ૧૦૦

દ્રઢ થયું મન તે ડોલે નહી, વસ્તુ વ્યાપક હૃદયે રહી,
વાણી પાણી નાવે છેહ, શુદ્ધ વિચારે એનો એહ;
દાસ રતન કહે કરો વિલાસ, પીંડ બ્રહ્માંડે એક પ્રકાશ. ૧૦૧

મુખથી કહે છે એકજ છે, અંતરમાં તો બેના બે.
તેને જ્ઞાન ઉદય નહી થાય, જેમ વાદળાં ટાળે વાય;
દાસ રતન ગુરૂ ચરણે રહે, મીથ્યા વાતો મેલી દે. ૧૦૨

મીથ્યા વાતો નાવે કામ, ભાવે ભજીએ કેવલ રામ,
જેહ ભજનથી હોય પ્રકાશ, દુર નથી હરિ તારી પાસ;
દાસ રતન કહે બુદ્ધ વિચાર, તું તારૂં અંધારૂં ટાળ. ૧૦૩

બોધીક વાણી જ્ઞાન વિચાર, કરમ ધરમ કહ્યાં નિરધાર,
જ્ઞાની અજ્ઞાનીનો કહ્યો મર્મ, ગુરૂ શિષ્યના કહ્યા છે ધર્મ;
સમજુ અણુસમજુનો કહ્યો ભેદ, દાસ રતન કહે વાણી વેદ. ૧૦૪

બહુ પ્રકારે વાણી થઇ, નિર્ગુણ સગુણ સંતે કહી,
સંતે સમજી બાંધ્યા ઘાટ, અણુસમજુ સમજાવ્યા માટ;
દાસ રતન કહે શોધી જો, વણ સાધ્યો કાં અવસર ખો. ૧૦૫

સહુ સહુના મત ઉગરા લઇ, તે પ્રકારે વાણી થઇ,
બાર પંથ ખટ દરશન જે, સહુ સહુના મત તાણે તેહ;
દાસ રતન કહે જો સમજાય, તો સોહં શબ્દમાં સર્વ સમાય. ૧૦૬

સાન ગુરૂની સમજો સહી, લ્હેર સુમદર ન્યારાં નહી,
દીપક અગ્નિ એકજ છે, રવિ ને કીરણ છે નહી બે;
દાસ રતન કહે માયા બ્રહ્મ, મહા સંતો જાણે છે મર્મ. ૧૦૭

લ્હેર સમુદર શોભે સહી, અગ્નિ જ્યોતિ દીપક થઇ,
રવિથી કીરણો થાય પ્રકાશ, બ્રહ્મ થકી માયા વિલાસ;
દાસ રતન કે' માયા સમે, ઘટ ઘટ વ્યાપક બ્રહ્મજ રમે. ૧૦૮

છપય માળા પુરી થઇ, આત્મારામ હૃદયમાં રહી,
છપા એકસો અને આઠ, સમજ્યે છુટે સંશય ગાંઠ,
દાસ રતન કહે પૂરણકામ, કૃપા કરી ગુરૂ આત્મારામ. ૧૦૯

સવંત ઓગણીસો બોતરા, શ્રાવણ માસ પક્ષ ઉજલા,
તીથી છઠ જાણો ગુરૂવાર, છપ્પાનો કીધો વિસ્તાર;
દાસ રતન ન્યારા નહી સમુદ્ર લ્હેર, છપે માલા સૌ કુ સમેર. ૧૧૦

હાયકે હાયકે ઉપર એક, દશ હાયકે હાયકો એક,
અગ્યાર હાયકા ઉપર એક, છપય માળા સમજો છેક;
દાસ રતન કહે વાત વિવેક, આદ અંત મધ્ય એકજ એક. ૧૧૧

  

રાગ ગરબી. પદ—૨૨૬.

નમું ત્રિગુણપતિ ઈશ, ગરબો ગાવાને મન ધરૂં રે,
ગુરૂ ચરણ નામું શીશ, કરજોડી વંદના કરૂં રે. ૧

ગરબો ગાઉં ગંભીર વેશ, ધારણા આ દેહથી રે,
ધારણ રાખીએ મન ધીર, વિશ્વ નીપજ્યું જેહથી રે. ૨

પ્રથમ હંસા અવતાર, શકિત થયાં સ્વરૂપમાં રે,
ત્રણે ગુણ કીધા તત્કાલ, બ્રહ્મા વિષ્ણુ શિવ સ્વરૂપમાં રે. ૩

કીધાં ચલીત્ર ઉત્પન, વર વરવાને ચાલીઆં રે,
હર્યાં શંભુજીનાં મન, દેહ પલટી પોતે વર્યાં રે. ૪

બ્રહ્મા ઈશ્વર પ્રમાણ, કર્તા વિશ્વના જાણીએ રે,
કારણ પંચભૂત જાણ, કારજ અનંત વખાણીએ રે. ૫

વળી વિષ્ણુ ભૂપાલ પ્રતીપાલ, સરવે સૃષ્ટિના રે,
આપે અન્ન જળ ઇષ્ટ, એની એને છે આજ્ઞા રે. ૬

સરવે શકિતનો વિસ્તાર, પ્રૌઢો પ્રપંચ આદર્યો રે,
પંચભૂતનો વેપાર, પ્રથમ ઉપાય એ રહ્યો રે. ૭

અવિગતથી આકાશ, ઉત્પન્ન થયું આદમાં રે,
તેથી પવન પ્રકાશ પ્રવેશ, કીધો બુંદ નાદમાં રે. ૮

તેથી તેજ ઉત્પન અગ્નિ, રૂપ ઠેરાવીયું રે,
ચોથું પાણીનું તન રસ રૂપે જમાવીયું રે. ૯

જળે પૃથ્વી થઈ એજ, પીઠ બાંધી પંચ ભૂતની રે,
આપ અવની ને તેજ, માંહી શોભા મારૂતની રે. ૧૦

મધ્ય રહ્યો આકાશ વાસ, કીધો છે દેવતા રે,
દીશા ઈંદ્રી પ્રકાશ સ્થાન, સ્થાને સહુ સેવતા રે. ૧૧

શ્રવણ દેવતા દિગપાલ, નયણે રવિની ટેવ છે રે,
નાકે અશ્વની કુમાર, રસનાના વરૂણ દેવ છે રે. ૧૨

ત્વચા પવન પરવેશ મૂળ, અગ્નિ ઉચાર છે રે,
ભુજા રહ્યા ઈંદ્ર દેવ, ચરણ વિષ્ણુ ભૂપાલ છે રે. ૧૩

લીંગે પ્રજાપતિ સેવ, મૂળદ્વારે મૃત્યુ રહ્યા રે,
એવા કહ્યા દશ દેવ, જ્ઞાન કર્મ ઈંદ્રી કહ્યાં રે. ૧૪

અંતઃકરણ રહ્યાં ચાર, ચિત મન બુદ્ધિ અહંકાર છે રે,
ચંદ્ર વીધી વીચાર, વસુદેવ રુદ્ર સાર છે રે. ૧૫

પંચભૂતનાં પ્રમાણુ જાણુ, કીધાં નવ ખંડમાં રે,
ચોરાશી લાખ ચાર ખાણુ, ચૌદ લોક કર્યા ખંડમાં રે. ૧૬

મોટું માયાનું અંડ, પંડ ગરબા અપાર છે રે,
માંહી આત્મા અખંડ, દીપ સરવેમાં સાર છે રે. ૧૭

રૂષિમુની દેવ દાનવ, માનવ નર નાર છે રે,
પશુ પંખી સમેત જીવ, જળમાં અપાર છે રે. ૧૮

ગરબો કાચો છે કુંભ, આદ અંતે સાચો નહી રે,
મહ માયાનો થંભ, અણુછતી ઉભી થઇ રે. ૧૯

તેણે કીધા વિસ્તાર જાળ, બાંધ્યો બ્રહ્માંડમાં રે,
માંહી ભુલ્યા ભૂપાળ સરવે, રહ્યા છે અંડમાં રે. ૨૦

ગરબે દશે દ્વાર અંગ, આઠે શોભે સહી રે,
ગરબો અતી ઉદાર સાર, શોભા રૂડી થઇ રે. ૨૧

છીદ્ર કીધાં છે સાર અષ્ટ કરોડ રોમ આદર્યા રે,
તોય ઘોર અંધાર માંહી, ચૈતન દીપક ધર્યા રે. ૨૨

તેણે થયો છે પ્રકાશ, તિમિર ગયો છે તેજથી રે,
પછી સઘળે ઉજાશ, અજવાશ થયો ઓજથી રે. ૨૩

છીદ્ર છીદ્ર દેખાય તેજ, દીપક બીજો નહી રે,
એવું જ્યારે સમજાશે, ત્યારે ગરબો શોભે સહી રે. ૨૪

ગરબે રમી રહ્યા છે સંત, અંત આણ્યો છે કર્મનો રે,
પાયો આત્મ તત્વ ભેદ, જેણે જાણ્યા છે બ્રહ્મને રે. ૨૫

ગરબો રમવાને માટ, ઘાટ સરવે મીથ્યા થયા રે,
જેમ લોઢાને કાટ, હેમ ચૈતન ચોખા રહ્યા રે, ૨૬

આભરણ કીધાં અનંત, આદિ અંત મધ્યે હેમ છે રે,
એમ સમજાવે છે સંત, વસ્તુ વ્યાપક એમ છે રે. ૨૭

કાયા ગરબો છે રૂપ, દીપ આત્મા અરુપ છે રે,
દેહભાવે રંક ભૂપ, ચૈતન્ય ભાવે સ્વરૂપ છે રે. ૨૮

ગુરુ આત્મારામ સ્વરૂપ, ટુંક સાને સમજાવીયું રે,
દાસ રતનાનું તો નામ, અણુછતું ઠેરાવીયું રે. ૨૯

ગરબે વધ્યો આનંદ, રતનાને હૃદયે રહ્યો રે,
સંવત ઓગણીશ આઠ, અંગ માંહિ આનંદ ભર્યો રે. ૩૦

ઉજ્વલ પક્ષ આસો માસ, પૂર્ણ પુનમનો ચંદ છે રે,
ગરબો ગાયો ગુરુવાર, સાર વસ્તુ વીચાર છે રે. ૩૧

કોમ મારગ હજાર, ઘર આવે પંથ પાર છે રે,
ગરબો ગાયો અનુપ, ભાવ શીખે ને સાંભળે રે. ૩૨

આવે હોય રંક ભૂપ, હારદ સમજે હરી થાપશે રે,
કરી હંસક્ષીર ન્યાય, ભૂલ હોય માફી આપશે રે. ૩૪

  

રાગ ગરબી. પદ—૨૨૭.

તું ભૂલી ગયો તારા રૂપમાં રે,
દુરમતિ માની રહ્યો દેહ—તું.

હર્ષ શોક વૃદ્ધિ હાણુ જીવ રૂપને રે,
મન માની લીધું અજ્ઞાન—તું.

આશા તૃષ્ણા ને મોહ માયા મમતા રે,
તેમાં અવનશ છે તારૂં ધ્યાન.—તું.

તારૂં રૂપ અટલ અવિનાશ છે રે,
તે ભૂલ્યો માયાનો ભોગ.—તું.

જીવ અણુછતાનો ઉપન્યો રે,
એવો પ્રપંચ રૂપી રોગ.—તું.

એ તો અણુછતાનું અણુછતું રે,
દેહ સાથે સરવ થાય નાશ.—તું.

દેહ છૂટે અખંડ છે આતમા રે,
જેમ ઘટમા ભર્યો આકાશ.—તું.

ગુરૂસંત ચરણુ રજ સેવતાં રે,
જડે આદ અંતની ઓળખાણુ.—તું.

દાસ રતનો કે' તું તુંને જાણજે રે,
એ પૂર્ણ પદ નિરવાણુ.—તું.

  

રાગ એજ પદ.—૨૨૮.

જે જાણ્યો તે આતમા જાણજે રે,
પરગટ છે સકળ પીંડ માંહ્ય.—જે.

જેમ સિંધુ સરીતા નીર છે રે,
એમ આત્મા અવિગત એક.—જે.

વસ્તુ રૂપે સદંતર આતમા રે,
જેમ અગ્નિથી દીપક અનેક.—જે.

જેમ રવિનું તેજ સઘળે સહી રે,
એમ વિશ્વમાં વસ્તુ પ્રકાશ.—જે.

જેમ દર્પણમાં દીસે છે સહુ રે,
એમ અવનીમાંહી આકાશ.—જે.

દેખીને ભૂલ્યો હું આત્મા રે,
જેમ પોત ભૂલ્યો જોઈ ભાત.—જે.

રવિ ઉગે ત્યારે અજવાળડાં રે,
અજ્ઞાની અંધાને મન રાત.—જે.

દેહ પ્રગટયો તે તો પરલે થશે રે,
મીથ્યા પંચ મહાભૂતનો પીંડ.—જે.

દાસ રતનો કહે વસ્તુ વિષ છે રે,
કાંઇ નથી તે ખંડ વિખંડ.—જે.

  

રાગ એજ પદ.—૨૨૯.

એવો અભેદ વસ્તુ આતમા રે,
રહ્યો વ્યાપક સરવે માંહ્ય.—એવો.

કાંઇ આવ્યો ગયો કે'વા નથી રે,
એ તો જેમનો તેમ ભરપૂર.—એવો.

જે જાણે તેની દ્રષ્ટે સદા રે,
નથી અજાણ્યાથી પણ દૂર.—એવો.

એક જાણુ અજાણુમાં ભેદ છે રે,
જેમ દરપણ કેરો ન્યાય.—એવો.

જોઇએ સવળું તો મુખ દીસે સહી રે,
કાંઇ અવળે નહી દેખાય.—એવો.

જેને દીલ દરપણુ અવળું રહ્યું રે,
તેને સાચું નહી સમજાય.—એવો.

ગુરૂસંત મળે તો સવળું કરે રે,
કળ કુંચીઓથી ફેરવાય.—એવો.

જેને દીલ દરપણુ સવળું થયું રે,
દીઠું પોતે પોતાનું રૂપ.—એવો.

દાસ રતનો કે' કેને કહીએ રે,
એમાં કોણુ રંક ને કોણુ ભૂપ.—એવો.

  

રાગ એજ પદ.—૨૩૦.

તું જાણી લેને તારા રૂપને રે,
નથી બીજો તે શું જોવા જાએ.—તું.

શ્યામ સફેત નીલ રકત પીત નહી રે,
વર્ણ નહી તો શાનો વિકાર.—તું.

પાખંડ પરપંચ વિકાર છે દેહના રે,
તારૂં રૂપ પરપંચને પાર.—તું.

દેહ આદે અંત સાચો નહી રે,
ખત ખોટું તો શાની શાખ.—તું.

એવો અલખ લખે તે શું કહું રે,
નહી લેખું તો શાનો આંક.—તું.

નીર નહી તો સમુદ્દર શું કહું રે,
મૃગજળ જેવો જાણો સંસાર.—તું.

અજ્ઞાને બુડી મુઆ વીણ પાણીએ રે,
નાવે ભવસાગરનો પાર.—તું.

અષ્ટાદશ ખટ ચૌદ ચારમાં રે,
તેથી ન્યારો રહ્યો છે ભેદ.—તું.

દાસ રતનો કહે સત સત આત્મા રે,
એમ બોલે છે વાચક વેદ.—તું.

  

રાગ એજ પદ.—૨૩૧.

જો જાણ્યું પોતાના રૂપને રે,
તો કેને કઇએ તું કોણ.—જો.

કોઇ આય શીખે કોઇ સાંભળે રે,
કોઈ કરે વાણીનો વિવેક.—જો.

કોઇ આધાર તે એક એકનો રે,
પ્રભુ નીરાધાર દીસે અટેક.—જો.

જેમ મણુકા દીસે ભાત ભાતના રે,
સરવે દોરી તણો આધાર.—જો.

જેમ તુળશી ચંદન રૂદ્રાક્ષ છે રે,
મોતી પરવાળાં સૂત્ર મણિ સાર.—જો.

પારા દેખીને માળા ફેરવે રે,
દુરમતિ તો દુર નવ દેખ.—જો.

એમ જગતને મણુકા જાણીએ રે,
માંહ્ય સળંગ આત્મા એક.—જો.

તેમાં સુત્રમણિ તે સાર છે રે,
ગાંઠું છુટે સળંગ એક હોય.—જો.

દાસ રતનો કહે આત્મા બ્રહ્મ છે રે.
સ્વરૂપ શુદ્ધ વિચારે જોય.—જો.

  

રાગ એજ. પદ—૨૩૨.

સ્વરૂપ જાણ્યું તો કાંઇ નથી જાણવું રે,
થયાં સિંધુ સરીતા એક.—સ્વરૂપ.

હું થયો તો તું તુંને કહું રે,
તું જડ ચૈતન્યમાં એક.—સ્વરૂપ.

હું વીના તુંને તું કોણ કહે રે,
  તું નિરાધાર અટેક.—સ્વરૂપ.

દેહ ધરી તો આત્મા દાખવ્યો રે,
  દેહ વીના તે આત્મા અભેદ.—સ્વરૂપ.

એ તો જેમનો તેમ સદાએ છે રે,
  એમ કહે છે પોકારીને વેદ.—સ્વરૂપ.

સ્થૂલ થયું તો સૂક્ષ્મ ઠેરીયું રે,
  પુત્ર થયા પછી થઇ માય.—સ્વરૂપ.

સ્થૂલ વીના તે સૂક્ષ્મ શું કહું રે,
  પુત્ર વીના તે મા ન કહેવાય.—સ્વરૂપ.

બ્રહ્મ ઇચ્છાએ માયા પ્રગટી રે,
  એ તો માયાથી બ્રહ્મ ઉચ્ચાર.—સ્વરૂપ.

દાસ રતનો કહે આત્મા અખંડ છે રે,
  એ તો સહુ બ્રહ્મ ગગનાકાર.—સ્વરૂપ.

  

રાગ એજ પદ.—૨૩૭.

સ્વરૂપ જાણ્યું તો હું સઘળે સહી રે,
  હું વીના બીજો નહી કોઇ.—સ્વરૂપ.

દેહ ધારણ કર્યો તે હું નહી રે,
એ તો સરવે માયાનો ખેલ.—સ્વરૂપ.

દેહ આદે અંતે એમ જાણવું રે,
જેમ વ્હાવરીને શીર હેલ.—સ્વરૂપ.

એવો અજ્ઞાન અજીત છે આત્મા રે,
એ તો જાણી શકે નહી કોઈ.—સ્વરૂપ.

જે જાણવા જાએ તે અજાણ છે રે,
કાંઇ આત્મા બીજો ન હોય.—સ્વરૂપ.

પીંડ બ્રહ્માંડ તે વરાટમાં રે,
એવો અકલ અછેદ અવિનાશ.—સ્વરૂપ.

જો ગુરૂગમે કરી ગોતીએ રે,
તો તો પરગટ દીસે પાસ.—સ્વરૂપ.

જે કહીએ તે ન હોય આત્મા રે,
એવો અકથ્યો તે કેમ કે'વાય.—સ્વરૂપ.

દાસ રતનો કહે અનુભવી ઓળખે રે,
એ તો પોતે પોતામાં સમાય.—સ્વરૂપ.

  

રાગ એજ પદ.—૨૩૪.

જે રૂપ દીસે તે રામ નહી રે,
એવો નિશ્ચય કરી નિરધાર.—જે.

આપ અવની આકાશ વાયુ તેજ છે રે,
તારૂં રૂપ પંચ ભૂતને પાર.—જે.

પંચ ભૂતનાં પંડ અનંત છે રે,
સરવે અરૂપને આધાર.—જે

સુર અસુર મન ગુણ તે નહી રે,
નહી માયા કેરો લવલેશ.—જે.

જે રુપ નહી તે રામ છે રે,
તેણે ધર્યા છે સઘળા વેશ.—જે.

વેશ દેખીને દેશ ભૂલી ગયો રે,
પછી પરદેશ ભટક્યો ભૂર.—જે.

એ તો અજ્ઞાને અવળો ફરે રે,
છે નીકટ તે દેખે દુર.—જે.

એ તો દુર નીકટ કહેવા લગી રે,
એ તો સરવે માયાનો વિલાસ.—જે.

દાસ રતનો કે' રામ જાણે રામને રે,
હોય હૃદયમાં રામ પ્રકાશ.—જે.

  

રાગ એજ પદ.—૨૩૫.

હરિ હેતે આવે સતસંગમાં રે,
જ્યાં ન હોય ભજનમાં ભંગ.—હરિ,

એક આનંદ તે એક એક છે રે,
નથી બીજો તો કેને કે'વાય.—હરિ.

બીજો કહીએ તે માયા વિલાસ છે રે,
એ તો ઉપજે ને અલપાએ.—હરિ.

કોઇ પક્ષ નથી પરિબ્રહ્મને રે,
નર પક્ષ સદા નિરધાર.—હરિ.

નામ રૂપ મીથ્યા થયાં જેહને રે,
નથી અળગો તેથી લગાર.—હરિ.

જેમ જડતા પ્રગટી નીરને રે,
શીત જોગે કરીને બંધાય.—હરિ.

દીસે ડુંગર મોટા બહુ હીમના રે,
રવિ તપે ત્યારે જળ થાય.—હરિ.

એમ અણુછતો જીવ થયો આત્મા રે,
મળ્યો પાંચ પચીશને જોગ.—હરિ.

દાસ રતનો કે' હરિ સઘળે વસે રે,
હું ટળ્યાને પડશે ભોગ.—હરિ.

  

રાગ એજ. પદ—૨૩૬.

જુવો રમત રૂડી જગદીશની રે,
દઇ સતગુરુને શીશ.—જુવો.

પ્રીત આણીને પ્રશ્ન દાખીઓ રે,
વધે આનંદ વીશવાવીશ.—જુવો.

અણુછતાની આશ ન રાખીએ રે,
આપ ટાળી ઓળખવા ઈશ.—જુવો.

ક્યાંઇ દાન કરે ક્યાંઇ જાચતો રે,
ક્યાંઇ રહ્યો અજાચી એમ.—જુવો.

ક્યાંઇ રંક થયો ક્યાંઇ ભૂપ છે રે,
એવો અકળ કળ્યો જાએ કેમ.—જુવો.

ક્યાંઇ પેટ ઘસતાં પોંચે નહી રે,
ક્યાંઇ ઉડી ચડે આકાશ.—જુવો.

ક્યાંઈ અનલથી આધવિશે રે,
ક્યાંઇ ભૂચર ભેળો વાસ.—જુવો.

હરિ જાણ્યા વીના હરિ દૂર છે રે,
પંથ કરતાં આવે નહિ પાર.—જુવો.

દાસ રતનો કહે સતગુરુ સાનમાં રે,
હરિ હૈડામાંહી નિરધાર.—જુવો.

  

રાગ એજ. પદ—૨૩૭.

હરિ જાણ્યા તેને હરિ રૂપ છે રે,
વણ જાણે ભૂલ્યા કંઈ ભૂપ.—હરિ.

નામે નીચાં કરી શીશ સોંપીઆં રે,
દુધ પીધાં તે પ્રેમ પ્રસંગ.—હરિ.

પ્રલ્હાદે જાણ્યા પરિબ્રહ્મને રે,
થયા સ્થંભમાંથી નરસિંહ.—હરિ.

નાસિકેતુ જાણ્યા નારાયણને રે,
તેને ન લાગી જમની બીક.—હરિ.

મીરાંબાઇએ પીધાં વિષ પ્રેમશું રે,
ચરણે અમૃત થયાં અધિક.—હરિ.

જનક વૈદેહી રહ્યા રાજ રીતમાં રે,
તેને નાવી માયાની આડ.—હરિ.

નરસિંહ મ્હેતે જાણ્યાનીજ નાથને રે,
પુર્યાં નાગરી નાતનાં લાડ.—હરિ.

ભૂત પ્રેત દેવ દાનવ માનવ રામ છે રે,
એ તો ધર્યાં છે જુજવાં નામ.—હરિ.

ઝાડ પાન પશુ પંખી જલ સ્થલમાં રે,
જોજે રતના સઘળે રામ.—હરિ.

  

રાગ એજ. પદ—૨૩૮.

ભલું જાણો તો પરિબ્રહ્મ ભેટજો રે,
રામ જાતાં રે'શે નહી કાંઇ.—ભલું.

હું હું અણુછતાનું નામ છે રે,
એ તો નથી ને ઉભો થાય.—ભલું.

કાયા માયા તે સ્વપન વહેવાર છે રે,
નીર ઓશનાં તે એમ ઉડી જાય.—ભલું.

માત તાત સુત ભ્રાત ભગની સહી રે,
સરવે વાદળ કેરી છાંય.—ભલું.

રાજ સાજ ગજ ધન માલ છે રે,
તે તો સંગે આવે નહી કાંઇ.—ભલું.

હું ને મારૂં માયાનો ખેલ છે રે,
એ તો જોતાં જોતાં થાય નાશ.—ભલું.

જે જે અટકાવ તે અવની તણો રે,
કયાંઈ અટકે નહી આકાશ.—ભલું.

તારૂં આયુષ્ય સરીતાપુર છે રે.
એ તો જોતાં જોતાં વહી જાય.—ભલું.

દાસ રતનો કહે પરિગ્રહ ભેટતાં રે,
જેમ સમુદર લેર સમાય.—ભલું.

  

રાગ એજ. પદ—૨૩૯.

સુખ કહ્યાં ન જાએ સતસંગનાં રે,
અંગ આઠે તે શીતલ થાય.—સુખ.

અરુસઠ તીર્થ ગંગા આદિ. નદી રે,
સરવે સતસંગમાંહે ન્હાય.—સુખ.

જાગ જગન ફલ જપ તપનાં રે,
સતસંગતમાંહી લેવાએ.—સુખ.

જેનાં દર્શન કારણ દેહી દમો રે,
તે તો બેઠા છે સતસંગમાંએ.—સુખ.

હરિ ગુરૂને સંત કૃપા થકી રે,
એવા અવીનાશી ઓળખાએ.—સુખ.

સુખ ઈંદ્રાપુરીનાં અધીક જે રે,
સતસંગમાં સાંધણુ થાએ.—સુખ.

સુખ બ્રહ્મલોકથી ભારી ઘણાં રે,
વૈકુંઠથી વધતાં થાએ.—સુખ.

આશા તૃષ્ણા ને નિંદા ઇર્ષા રે,
સતસંગતથી દુર પલાએ.—સુખ.

દાસ રતનો કહે સતસંગમાં રે,
ભય જમ રે ચોરાશીનો જાએ.—સુખ.

  

રાગ એજ. પદ—૨૪૦.

શી શોભા કહું મ્હારા સંતની રે,
કાંઇ મુખે કહી નવ જાએ.—શી.

કાંઇ વરણી શકે નહી વેખરી રે,
દેતાં ઉપમાં તે બુદ્ધિ બુડી જાય.—શી.

મતાં સમુદરનાં જો કહું સંતને રે,
સમુદરથી તો લુણ થાએ.—શી.

ઓટપ દીજે મેરૂની જો સંતને રે,
મેરૂ થકી અંધારૂએ થાએ.—શી.

સંત રૂપ રવિ જ્યારે પ્રગટે રે,
તે તો વળતાં રજની ન થાએ.—શી.

દીજે ઉપમા પારસની સંતને રે,
એ તો પારસથી કંચન થાએ.—શી.

એ તો કંચનથી કાંઈ નવ નીપજે રે,
એ પારસ કાચી કે'વાએ.—શી.

સંત પારસથી પારસ નીપજે રે,
એ તો પારસે પારસ મળી જાએ.—શી.

સંત અમૃતથીયે અધીક છે રે,
અમૃતે એથી ઉત્તમ નવ થાય.—શી.

દાસ રતનો કે' સંત અવિગત છે રે,
એ તો અકળ કળ્યા નવ જાય.—શી.

  

રાગ એજ. પદ—૨૪૧.

ભેદ જાણે તે સંત ભગવાન છે રે,
જ્યાં ન પોંચે વાણી અને વેદ.—ભેદ.

એ તો શુભ અશુભ જોતા નથી રે,
નથી બંધન વીધી નિષેદ્ધ.—ભેદ.

ને શત્રુ મિત્ર સમાન છે રે,
સહુ સાથે છે સરખો ભાવ.—ભેદ.

એને સ્તુતિ ને નિંદા એક છે રે,
એ તો જીવનમુકત તણો લાવ.—ભેદ.

આપ ટાળી અવિગત ઓળખ્યા રે,
કીધાં કર્મ ધર્મનાં છેદ.—ભેદ.

માયા ત્રિગુણી તરણા તોલ છે રે,
ભલે ચાળા કરેને અનેક.—ભેદ.

એ તો રૂપ દેખી રાચે નહી રે,
જાણ્યો અળંગ આત્મા એક.—ભેદ.

એ તો રંગ દેખી નથી રાચતા રે,
કાંઇ બાતે ભુલી નવ જાએ.—ભેદ.

દાસ રતનો કહે સમજણુ સંતને રે,
જેણે જાણ્યું છે પોત પ્રાય.—ભેદ.

  

રાગ જંગલો પદ—૨૪૨.

જાણુતો નથી રે, તું કાંઈ જાણુતો નથી,
મનખો જન્મ જાએ, તું કાંઇ જાણુતો નથી.—જાણુતો.

અવધ કરી આવીઓ તું, જપવાને જગદીશ,
તેને તો સંભારતો નથી પછી શું કરીશ ?—જાણુતો.

આશા તો અભંગ તારી, તૃષ્ણા નહી ટળે,
શોક સાગર માંહી પડયો નીસાસા ભરે.—જાણુતો.

નિશ્ચય કાયા નહી રહે, તુંને ખબર છે ખરી,
મીથ્યા વાતો મેલ ભાવે ભજી લે હરિ.—જાણુતો.

કરી લે સતસંગ તારાં કારજ તો સરે,
દાસ રતન કહે દુખ જન્મમરણુનાં ટળે.—જાણુતો.

  

રાગ એજ. પદ—૨૪૩.

ભજી લેને રામ, મૂરખ ભજી લેને રામ,
અંતકાળે એ સગો છે કોઇ નાવે કામ.—ભજીલે.

સગાં સર્વે જોઇ રે'શે, એકલો જાઇશ આપ,
જેવું કરીશ તેવું પામીશ સંગે પુન્ય પાપ.—ભજીલે.

ભાવે ભજન કર હરિનું, મેલી દે પર વાત,
ધન તો તારૂં ધર્યું રે'શે, કાઢશે કાલી રાત.—ભજીલે.

કામની તારે કામ નહી આવે, માતા રે'શે દુર,
ભાઇ પીતા સમશાન સુધી દેહના મજુર.—ભજીલે.

તે માટે કર કારજ રૂડાં, સંત ચરણુ સેવ,
દાસ રતન કહે દુનીઆ ટળે કૃપા જો ગુરૂદેવ.—ભજીલે.

  

રાગ એજ પદ.—૨૪૪.

મેલી દેને માન, મૂરખ મેલી દેને માન,
કુપદ નથી હારતો તુંને થાએ મોટું જાન.—મેલીદે.

મમતા પીતા માતા તારી, બહુ દેખાડે હેત,
હવે શીદ ટીંગાડશે તુંને, ચેતને અચેત.—મેલીદે.

કુમત નારી વણુ વીચારી, અસત બોલે એમ,
કાળે કરમ ફેરવ્યું તારૂં સવળું સુજે કેમ.—મેલી દે.

ભુરાયો થઇ ભાટકે તું, ઠરી ન બેઠો ઠામ,
રાત દિવસ વળખાં વીણુ કોઇ વતાવો કામ.—મેલી દે.

ધંધો કરી ધન મેળવ્યું, ભજ્યા નહી ભગવાન,
સઘળું તારી સાથ નહી આવે કહું તે વચન માન.—મેલી દે.

કરને સતસંગ અંગ, આનંદ લે અપાર,
સમજી લેને દાસ રતન ગુરૂ કહે નીરધાર.—મેલી દે.

  

રાગ એજ. પદ—૨૪૫.

મમતા મોટી ખોટ, મૂરખ મમતા મોટી ખોટ,
સ્વપને સુબુદ્ધ આવે નહી, છે કુબુદ્ધ કેરો કોટ.—મમતા.

મમતા વડે આશ બાંધી, અસત બોલે એમ,
પેટમાં બેઠી મમતા બોલે રામ રીજે કેમ.—મમતા.

મમતા થકી મનડું ડોલે, સ્થીર ન રહે જરૂર,
જયાં ત્યાં આથડે જેમ કોઇ લાઠી વોણો શૂર.—મમતા.

મમતા હોએ તો લાય લીધાની, ફેરવી લાવે વાત,
રાત દીવસ રટન કરે તોય રીજે નહી રઘુનાથ.—મમતા.

મમતા વડે લાલચ લાગી, ત્રુટે નહી મધલાળ,
ભાવે ભજન કર તું હરિનું મેલી દે જંજાળ.—મમતા.

મમતા તજો રામ ભજો, તો તમે ડાહ્યા,
દાસ રતન કેછે જાણજો જરૂર મમતા તે માયા.—મમતા.

  

રાગ એજ. પદ—૨૪૬.

કોઇની નથી રે, માયા કોઈની નથી,
મારી મારી કરી મૂરખ મુવા બહુ મથી.—કોઇ.

અવની ઉપર મહેલ રચે, દ્રઢ કરી પાયા,
સાત માળ ઉપર કરે કુશળ નહિ કાયા.—કોઇ.

અબજ ખર્વ પાર નાવે, નંદની ન રહી,
માન્ધાતાને વરી વસુંધા તે સંગે ન ગઇ.—કોઇ.

માયા સારૂ એક બીજાને મારવા ધસે,
શીશ અવની ઉપર પડે માયા રહી હસે.—કોઇ.

કાયા માયા મીથ્યા જાણે, સમજ્યા કહીએ સોય,
દાસ રતન કહે એવા સંતો જુગમાં વીરલા કોય.—કોઇ,

  

રાગ એજ. પદ—૨૪૭.

રે'વાની નથી રે, કાયા રે'વાની નથી,
ભજીલેને રામ કાયા રે'વાની નથી.—રે'વાની.

રાવણનું તો રાજ મોટું, સોનાની લંકા,
અવની ઉપર રડવડયા, જેમ રડવડે રંકાં.—રે'વાની.

પાદશાહના પરવાના ચાલે, લોપી શકે ન કોય.
અવની ઉંપર અવટી ગયા શુદ્ધ વીચારે જોય.—રે'વાની.

મોટા મોટા ભૂપ બીજા, કેટલા કહું કથી,
જનમ્યા તે તો જાએ નીશ્ચે રે'વાના નથી.—રે'વાની.

રામ ભજો કામ તજો દુનીઆ મેલી દુર,
દાસ રતન કહે હું ન હોય તો રામ રહ્યો ભરપુર.—રે'વાની

  

રાગ એજ. પદ—૨૪૮.

અમર નહી કાયા રે, કેની અમર નહી કાયા,
અખંડ આત્મારામ જાએ થાએ તે માયા.—અમર

એજ મચ્છા એજ કચ્છા, એ વારાહ નરસિંહ,
જુદાં જુદાં રુપ ધર્યાં માયા કેરા ઢંગ.—અમર.

વામન પરશુરામ અને રામકૃષ્ણ કહીએ,
બુદ્ધા નકલંકરુપ બધાં માયાનાં લઇએ.—અમર.

રંકા ઉપર રીસ કીધી, નામદેવે બહુ કોપ,
સામા આવી ઉભા હરિ ધરીને દસ રૂપ.—અમર.

રૂપ ધરે કારજ કરે સ્વરૂપે સમાય,
દાસ રતન કહે અખંડ બ્રહ્મ એનો એ સહાય.—અમર.

  

રાગ એજ. પદ—૨૪૯.

મનખો કાં હારે રે, મૂઢ મનખો કાં હારે,
ગાઇ લે ગોપાલ મૂઢ મનખો કાં હારે.—મનખો.

આશા તો અભંગ, સંગ મમતા હું ધારે,
થોડે ગજ દોષ પાયો માયા મોટ ભારે.—મનખો.

વિષયકે સંગ રંગ, કામની સંભારે,
શૂળી જેસે સેજ સુખ મૂરખકું ન્યારે.—મનખો.

કુડ કપટ ઝપટ ધાયો, રામ નહી સંભારે,
શોક સાગર જઇ પડયો આનંદ વીસારે.—મનખો.

કામ ક્રોધ વિરોધ મેલ, માનખો સુધારે,
દાસ રતન જતન કરી સંત ભવસાગર તારે.—મનખો.

રાગ એજ. પદ—૨૫૦.

રામને ન જાણે મૂરખ, રામને ન જાણે,
જન્મી ને જગતમાં મૂરખ રામને ન જાણે.—રામ.

કાયા માયા ધન ધાન્ય, અભિમાન આણે,
વાદળ છાયા જાણુ મૂર્ખ માયા શું વખાણે.—રામ.

ચ.લ ચતુરાઇ કરી, ભરી ચાર ખાણે,
કારજમાં રીસાણો મૂર્ખ ભુખ્યો રઇશ ભરે ભાણે.—રામ.

સત્ય વચન સંત કેરાં, ઉરમાં ન આણે,
મનખો જન્મ વૃથા ગયો પશૂ પરમાણે.—રામ.

રામ ટેક એક નિશ્ચય, આત્મા વખાણે,
દાસ રતન રામરસ પીવો આ ટાણે.—રામ.

  

રાગ એજ પદ.—૨૫૧.

પાયો તન મનખો મૂરખ, રામ હૃદય ધર,
એક અવિનાશી હરિ રહ્યો સભરા ભરી,
તેને જન જાણે કોઈ સોઈ અમર રે.—પાયો.

બીજો નવ દીસે કોઈ, રહ્યો ઘટઘટમાં સોઈ,
એહી પ્રકાશ જાન હે એ અન્ય તિમિર રે.—પાયો.

ત્રિગુણી માયાને રચી, ઇચ્છા એવી એની,
ન્યારો રહ્યો આપ એસે જેસે જળ કમળ રે.—પાયો.

ચારે વેદમાંહી પૂરણ હરિ ન જાણ્યો આપ,
માન્યો તેં માયાનો મોહ પણ ના એ અમર રે.—પાયો.

પંચ મહાભૂતમાંહી રોમે રામ રમે,
ગુરૂ વચને વિશ્વાસ દાસ રતન રામને સમર રે.—પાયો.

  

રાગ એજ. પદ—૨૫૨.

શેરી સાંકડી રે આગળ શેરી સાંકડી રે,
માન માન મૂઢ આગળ શેરી સાંકડી રે.
ગુરૂ ગમે બાંધ તાણી મન માંકડી રે.—માન માન.

શઠ ન સુજે તેને સાન શી છે સમજયા વીના,
અંધ ન ચાલે ઉભો કોઇ ખોઈ લાકડી રે.—માન માન.

સત્ય વચન ગ્રહી તારૂં નીશ્ચય કીજે મન,
ગુરૂ તો ઉઘાડતા રે નવી આંખડી રે—માન માન.

અંગ આનંદ તુંને કેમ કરીને થશે,
માયામાં તું મોહ્યો મૂર્ખ ધનની ધાં ખરી રે. માન માન.

નજર ફેરી જોતા સુજે શું છે સાચું,
અજાણ્યા અંધારામાં પડે આખડી રે.—માન માન.

જ્ઞાન દીપક દીયા ગુરુ કરમાંહી પ્રકાશ,
દાસ રતન કે' છે ચાલ ચડી ચાંખડી રે.—માન માન.

  

રાગ સાખી. પદ—૨૫૩.

સરસ્વત ગણપત શારદા, કૃપા કરો હું મતિમંદ,
પ્રાતઃ મંગલ વર્ણવું ગોપી ગોવિંદનો આનંદ. ૧

મમતા સાસુ માહરી, ભ્રાંત નણંદ ભરપુર.
ભ્રમ દેવર ભેરવે, તે પાડોશીનાં શૂલ. ૨

આનંદનો દિન આજ છે, જોગ બન્યો જગદીશ,
સુભવન પધારો ભૂધરા, હું ચરણે નામું શીશ. ૩

  

રાગ પ્રભાત. પદ—૨૫૪.

આવોને અલબેલા આનંદ ગોઠડી કીજે,
પ્રાણપતિ પધારો મંદીર વારણાં લીજે.—આવો.

સાસુ મારી ગામ સીધાવી નણંદ નથી ઘેર,
દેવર ચાલ્યો ચાકરી ને મોહન કીજે મેર.—આવો.

પ્રપંચી પાડોશી અમારાં જાગર જોવા જાય,
જોગ બન્યો જુગદીશ રૂડો આવોને આનંદ થાય—આવો.

પ્રીતેથી પકવાન બનાવું જુગતે જમાડું,
ફુલડે રચી સેજ સ્વામી રંગે રમાડું.—આવો.

અવસર આવો નહી મળે પછી સવારે શું થાય,
તન મન પ્રાણુ તમને સોંપ્યા મારૂં નથી કાંઈ.—આવો.

દીન થઈને દાખવું વચન કાનજી ધરો કાન,
માવજી મારે મંદીર આવો કહું છું મેલી માન.—આવો.

આંગણે ઉભી અરજ કરૂં હું પ્રીછું કેવી પેર,
દાસ રતનના સ્વામી મોહન આવજો મારે ઘેર.—આવો.

  

રાગ એજ. પદ—૨૫૫.

આવોને અલબેલા મંદીર આનંદ કીજે આજ,
સામે ઉભી સાન કરૂં હું તજીને કુળ લાજ.—આવોને.

આતુરતા બહુ અંગ અમારે મળવાને મહારાજ,
મન લોભાણું માવજી મારૂં ન સુજે ઘરનાં કાજ.—આવોને.

આજ ઘરે હું એકલી વાલા મન તમારી પાસ,
માત જશોદા મંદીર બેઠાં આંગણે ઉભી દાસ.—આવોને.

સહુ સાહેલી આવશે કાના ખાંતે કીજે ખેલ,
ભુવન મારે કોઈ નથી આજ આનંદની રંગરેલ.—આવોને.

બીજા હોય તો બીક અમારે તમારી ન હોય,
મોકળે મને રાખીએ વાલા રજની સકલ સોય.—આવોને.

વારે વારે હરિ કેટલું કહીએ કાંઈ ન માનો કેણ,
મહીનાં મથન કેમ થાશે સમજી લ્યોને શેણ.—આવોને.

એટલી અરજ માનો મીઠા ચહો અમારી બાંહ્ય,
દાસ રતન કહે લાલચ લાગી ચરણની રજમાંય.—આવોને.

સાખી.

પ્રેમ દેખી વ્રજનારનો મનમેં ભયો ઉમંગ,
કહો જશોદા માતને તો ચાલું તોરે સંગ.

ભીતર આવી ભામની પ્રીછવીઆં બહુ પેર,
માત જશોદા મોકલો મોહન મારે ઘેર.

  

રાગ એજ ૫૬.—૨૫૬.

માત જશોદા કાન તમારો મોકલો મારે ઘેર,
આજ ઘરે હું એકલી કાંઈ મનમાં આવ્યો મેર.—માત.

સાસુ નણંદ ઘર નહી મારો દેવર ગયો છે દુર,
ઘર અમારાં વેગળાં વાંસે જમનાજીનાં પુર.—માત,

મહી વલોવું મનમાં બીહું રેન અંધારી ઘોર,
આજો જાણી હું તેડવા આવી અમારૂં શુ જોર.—માત.

ગોકલમાં ગોવાળીઆ મોટા તેને તેડી જાવ,
કાનજી મારો બાલક નાનું તેથી કાંઇ નવ થાય.—માત.

સત્ય વચન માતાજી તમારાં નાનડા સુંદર શ્યામ,
આજ ઘરે હું એકલી માતા નહી મોટાનું કામ.—માત.

હું અબલા ભર જોબન મારૂં કાનજી નાના બાળ,
મોટાને અમે મન ન દીજે લોક ચડાવે આળ.—માત.

માત જશોદાએ વાત વિચારી સાચા બોલી નાર,
દાસ રતન એમ કહે જશોદા મોકલું પ્રાતઃકાલ.—માત.

  

રાગ એજ પદ.—૨૫૭.

આજ ચાલી હું તેડવા મંદીર જાણું શું કે'વાય,
પ્રાતઃકાલે મોકલો માતા રજની તે કેમ જાય.—આજ.

આકાળે મોકલો મારે ઘરે નથી કોઇ,
કાનજી નવાં નાટક લાવે મનમાં ભય ન હોય.—આજ.

જમશે રમશે આંગણે વાલો કરશું ઘરનાં કાજ,
કાલની તો કાંઇ ગમ નથી પણ જે કરો તે આજ.—આજ.

બીજાનાં બાલકડાં સુનાં કાન સમું નહી કોઇ,
અણુજ આવે આંગણે તો મૂળગી વિપત હોય.—આજ.

ઓશીયાળી થઇ આંગણુ ઉભી નયણે આવ્યાં નીર,
માત જશોદાને મ્હેર આવી જાવને જાદવ વીર.—આજ.

આંગણે બેઠા આનંદ કરજો આવડે તેવી વાત,
મહીઆરીનાં મનડાં માને એક આજુની રાત.—આજ.

સવારે સાસુ આવશે એની મોકલી જાશે ઘેર,
દાસ રતનના સ્વામી કેછે અબળાએ માંડી પેર.—આજ.

સાખી.

કારજ મારે એટલું કહું જશોદા માય,
આજ ઘરે હું એકલીને રેન છમાસી થાય;

માત જશોદા ઉચર્યા સાંભળ વ્રજની નાર,
મોહનને હું મોકલું પણ એ છે નાનો બાળ.

  

રાગ એજ પદ.—૨૫૮.

સાંભળને વચન વવારૂ રાખજે તારી પાસ,
બાળકને બીવરાવે કોઇ મ કરજે વિશ્વાસ.—સાંભળને.

ખડકી ભીડી ભવન રેજો ગાલાબોલો થાએ,
નીદ્રા આવે નાનડીઆને અહી લેજે ઉરમાંએ.—સાંભળને.

જુગતેશું જમાડજે એને રાખજે રુડી રીત.
ઉંઘે તો ઉઠે નહી એ બાલક છે નિશ્ચિંત.—સાંભળને.

પ્રીતે શું પોઢાડજે પછી કરજે ઘરનાં કાજ,
બાલકને કે હિ બાર ન મેલું તું તેડીજા આજ.—સાંભળને.

કારજ કરી પરવાર ત્યારે પોઢજે એની પાસ,
બાલકને બોલાવજે મને છે તારો વિશ્વાસ.—સાંભળને.

સત વચન મેં સાભળ્યાં તારાં મનમાં આવી મ્હેર,
સૂરજ ઉગે સુત મારો મેલી જાજે ઘેર.—સાંભળ

ચીંતા મ રાખો ચિત્તમાં તમે એમ બોલી વ્રજનાર
દાસ રતનના સ્વામી મારા પુરા હૈયાના હાર.—સાંભળ.

  

રાગ એજ. પદ—૨૫૯.

આવોને અલબેલા તમે મંદીર મારે આજ,
માત જશોદા મોકલે વ્હાલા કાંઇ ન કીજે લાજ.—આવોને.

પાય લાગીને પ્રીછવું વાલા ઓરશીઆળી હું આજ,
માત જશોદા આજ્ઞા આપે માનોને મહારાજ.—આવોને.

ઓરડીએ અજવાળાં રાખું રંગે રમાડું,
ભાવે ભોજન પીરસીને જુગતે જમાડું.—આવોને.

તમે જમીને પોઢજો વાલા નથી બીજું કાંઇ કામ,
અરથ મારે એટલો કહ્યું માનો સુંદીર શ્યામ.—આવોને.

ભામની તારાં ભવન છેટે હું બીઉં મનમાંહ્ય,
માત જશોદા મોકલે મુંને તેડવા આવું ત્યાંય.—આવોને.

મુખ જુવે ને મનમાં હસે વાલાં લાગે વેણુ,
માત જશોદા કહે મહીયારી તેડને તારો શેણુ.—આવોને.

એવું સુણીને આનંદ પામી હાજર રહું હજુર.
દાસ રતનના સ્વામીને અબળાએ તેડી લીધા ઉર.—આવોને.

સાખી.

વચન સાંભળ વનિતા ભઇ રજની ગયો દિન.
રૂડી રીતે રાખજે મોહન મારો વન.

સત્ય વચન કહે કામની કહું જશોદા માત,
ઉરપર રાખું તન તમારો એક આજુની રાત.

  

રાગ એજ. પદ—૨૬૦.

સત્ય કહું તે સાંભળો માતા મોહન મારા પ્રાણ,
ચિંતા ન રાખો ચિત્તમાં તમે અમે નથી અજાણ.

અરથ મારે એટલો જાણો બાલક સાથે બોલ,
મોટાને મંદીર તેડીએ તો લોકડાં કરે તોલ—સત્ય.

પકડી ભોગળ ભીડીએ પછી જાય ન આવે કોઇ,
વાલમ સાથે વાત કીજે મનમાં ભય ન હોય.—સત્ય.

હેતે શું જમાડું હરિને વીંઝણું ઢાળી વાય,
બોલે કાલું મુજને વાલું રમતાં રેન વીતાય.—સત્ય.

નીદ્રા આવે નાથને તો સજ્યા કરૂં સાજ,
અંગ સોંપીને ઉરમાં ભીડું બાલકની શી લાજ.—સત્ય.

એવું સુણીને કાનજી હસ્યા વેગળા તારા વાસ.
પ્રભાતે મુને મોકલી જાજે માત જશોદા પાસ.—સત્ય

આનંદે શું ઉરમાં ભીડ્યા વાલપના વિશ્વાસ,
જાઉં ઘોળી તમ ઉપરે વાલા જુવો અમારાં ખામ.—સત્ય.

જેવું ધાર્યું હતું તેવું થયું મોહન કીધી મ્હેર,
દાસ રતનના સ્વામીને કામની તેડી લાવી ઘેર.—સત્ય.

  

રાગ એજ. પદ—૨૬૧.

સાંભળને સાહેલી મારે આનંદનો દિન આજ,
પ્રાણપતિ પધાર્યા મંદીર સરીયાં સર્વે કાજ.—સાંભળ.

અગ્ર કીધી આરતી ને પ્રેમે લાગી પાય,
પલંગ પર પધરાવીઆ તે જુગતે જાદવરાય.—સાંભળ.

બેસારીને બહાર ચાલી સહુને કીધી સાન,
સહુ સાહેલી આવજો મારે મંદીર આવ્યા કાન.—સાંભળ.

સાંભળતામાં સર્વે ચાલી તજી ઘરનાં કાજ,
ધન ઘડી ધન દહાડો હરિ મંદીર આવ્યા આજ.—સાંભળ.

સરખા સરખી સહુ સાહેલી આનંદ ઓછવ થાય,
વહાલો વગાડે વાંસળી ને ગોપીયું મંગળ ગાય.—સાંભળ.

રમતા રસ મગન થઈ સહુ ગોકલીઆની નાર,
દાસ રતનના સ્વામી મારા આત્મ પ્રાણ આધાર.—સાંભળ.

સાખી.

આનંદનો દિન આજ છે મોહન કીધી મ્હેર,
ધન કુળવંતી કામીની તું તેડી લાવી ઘેર.

સાંભળજો સાહેલીયું ભલા તમારા ભાવ,
પ્રેમ તમારો પ્રેમદા જોઇ મંદીર આવ્યા માવ.

  

રાગ એજ. પદ—૨૬૨.

આજ અનુપમ આનંદ વાધ્યો રજની શોભે ચંદ,
મંડપ રચીઓ માધવજી જોઈ સૌનાં લોભે મન.—આજ.

અકળ લીલા આદરી વાલે ગોપીયું ઉર આનંદ,
નક્ષત્રમાં શશી શોભે તેમ ગોપીયુંમાં ગોવિંદ.—આજ.

વેણું વાજે ગગન ગાજે રમતાં વાધ્યો રંગ,
રસ મગન થઇ કામની સરવે મોહનજીને સંગ.—આજ.

પ્રેમ ગોપીના કોઇ ન પ્રીછે જેવાં સમુદર પુર,
એક એકને અંગમાં ભીડે, દુનીયાં મેલી દુર.—આજ.

સોળ વર્ષનાં સુંદરી રમે નાથ નાના કેવાય,
જ્યાં જેવો ત્યાં તેવો તે તો જેમનો તેમ સહાય.—આજ.

નંદજીને ઘેર બાળક રૂપે ગોપીઓમાં ગોવાળ,
નાગણીને ઘરે નાગ નાથ્યો કંસને ઘરે કાળ.—આજ.

ગોપીકઆમાં કોઇ ન જાણે રમતાં વીતી રાત,
સહુ સહુને મંદીર ચાલી પછી થયાં છે પ્રભાત.—આજ

કેડ તેડીને કામની ચાલી મોકલવા મહારાજ;
નંદને ભુવન અબળા આવી આનંદ કીધા આજ.—આજ.

માત જશોદા કાન તમારો તેડી લાવી ઘેર,
દાસ રતનના સ્વામી મળીયા આનંદ લીલા લહેર.—આજ.

  

રાગ એજ. પદ—૨૬૩.

માત જશોદા મહીડાં મારા અમથ્યાં રહ્યાં છે આજ,
સાસુ મારી આવશે રહેશે કેમ કરીને લાજ.—માત.

આવડું અમે નહોતું જાણ્યું કાનજી કેરા મેલ,
નીદ્રા નાવે નાથને કરે આનંદની રંગ રેલ.—માત.

કમર કસે મુખડે હસે કંઠમાં નાંખી બાંહ્ય,
ચેન ચરીત્રો જોઇને એનાં આનંદ ઉર ન માય.—માત.

હેત કરી હૈયામાં ભીડું પોઢે જીવનપ્રાણ,
માત જશોદા ખીજશે પછી હેતમાં થાશે હાણ.—માત.

કાનજી મારૂં કહ્યું ન માને રમતાં વધ્યો રંગ,
કર ગ્રહીને અમને કહાવે રમો અમારે સંગ.—માત.

અલબેલાને ઉંઘ જ નાવે રમતાં વીતી રાત,
મહીડાં મારાં એમ રહ્યાં ને થઇ ગયું પ્રભાત.—માત.

રજની વીતી રમતાં માતા નિદ્રા નાવી નેણ,
કાલું બોલતા કાનજીનાં વાલાં લાગે વેણ.—માત.

ધન ઘડી ધન દહાડો હરિ આવ્યા અમારે ધામ,
દાસ રતન કહે કામની ચાલી કરીને પ્રણામ.—માત.

સાખી.

કુડાં બોલી કામની કહું જશોદા માત,
મહી મથી માખણ કર્યાં જ્યારે હતી મધરાત.

તાવી માખણ ઘૃત કર્યાં હું હતો એ પાસ,
માનો નહી તો જઇ જુવો છે ગોળીમાં છાશ.

  

રાગ એજ. પદ—૨૬૪.

માત જશોદા કહે વવારૂ કુડું ન બોલે કાન,
મીથ્યા વાતું મેલ પ્રભાતે કહું તે વચન માન.—માત.

નથી વલોવ્યાં મહીડાં માતા નથી કીધાં કામ,
બાલકનું શું માનો તમે સાચા સુંદીર શ્યામ.—માત.

અબળા શું હાંશી માં બોલો સાચા સુંદીર શ્યામ,
એમાં કહ્યું લંછન લાગે કરતાં ઘરનું કામ.—માત.

કર્યાં હોય તો કહીએ માતા ન કર્યાં કેમ કેવાય,
ત્યાં ચાલીને તમે જુવો છાશનાં મહી ન થાય.—માત.

મોહનજી કહે જાવને માતા જુઠા બોલી નાર,
ખરા ખોટાનું પારખું પડે મુજને જાણ્યો બાલ.—માત.

મહીયારી તે મન વીચારી કાનજી કારણ રૂપ,
નિશ્ચય ગોળીમાં છાશ હશે તાવણુમાંએ તુપ.—માત.

એવું જાણીને આનંદ પામી પ્રેમે લાગી પાય,
બાઈજી હું તો હસતી હતી જુઠું કેમ કેવાય.—માત.

મુખ જુવે ને મલકે હસે અબળાએ જાણી પેર,
પાય લાગીને પરવરી તે આવી પોતાને ઘેર.—માત.

સકલ કારજ સેજે થયાં જીવનજીને જોગ,
દાસ રતનના સ્વામી મળીઆ વધ્યા આનંદ ઓઘ.—માત.

  

સાખી.

પ્રાતઃમંગલ પુરા થયા અંતરનો અભિલાષ,
ગોપી ગોવિંદની ગોઠડી માંહી જશોદાજીની સાખ. ૧

એકાદશ પદ ઓચર્યાં સદગુરૂ આત્મારામ,
અણુછતું ઠેરાવીયું દાસ રતનનું નામ. ૨

મંગલ પદ એકાદશી સાખી દસ ને આઠ,
કારજ સમજે હરિ મળે છુટે સંશય ગાંઠ. ૩

સવંત ઓગણીસ સારમાં રૂડો કારતક માસ.
ઉજ્વલ પક્ષ ને ચતુરદશી શોભે શુદ્ધ પ્રકાશ. ૪

પદ એકાદશ ચરણ બ્યાશી ઉપર સાખી અઢાર,
સરવ મળી પુરાં થયાં છનું ઉપર બાર. ૫

ગાય શીખે ને સાંભળે મંગલ તેનાં નામ,
કૃપા થઇ ગુરૂદેવની રતનો નમે છે આત્મારામ. ૬

  

રાગ પરજની છાયા. પદ—૨૬૫.

જીવ થયો અજાણું રે, ગુંજ કેને કહીએ.
વીંધાણો મોહ બાણું રે, ગુંજ કેને કહીએ.

આશા પાશ બંધાયે રે.—ગુંજ.
માયાનો મજુર રે.—ગુંજ.

કુમતિને ઘર જાએ રે.—ગુંજ.
પ્રવૃત્તિએ પીડાએ રે.—ગુંજ.

મમતા વાડીમાંએ રે.—ગુંજ.
દુર્ગતિ લઇ જાએ રે.—ગુંજ.

ભૂલ્યો પોતાનું રૂપ રે.—ગુંજ.
જઇ પડયો અંધકુપ રે.—ગુંજ.

સતગુરુ ઝાલી બાંહ્ય રે.—ગુંજ.
મૂરખ તું જીવ નાંય રે.—ગુંજ.

સાંભળ સત્ય વચન રે.—ગુંજ.
શીખ સમજ હાસ રતન રે.—ગુંજ.

  

રાગ એજ. પદ—૨૬૬.

સ્વપનું છે સંસાર રે, સત બચન સેણું.
ઉંઘમાં નાવે પાર રે, સત બચન સેણું.

જન જુવો કોઈ જાગી રે.—સત.
નીદ્રામાં લાહ્ય લાગી રે.—સત.

કુટમ્બને પરિવાર રે.—સત.
ધુંવરની અંધાર રે.—સત.

ધન દારા સુત માયા રે.—સત.
એ અંધાર નવ જાએ રે.—સત.

ખોટો રચ્યો છે ખેલ રે.—સત.
વ્હાવરીને શીર હેલ રે.—સત.

કેમ કરી આવે ઘેર રે.—સત.
જાણજો એની પેર રે.—સત.

પ્રીછ વીન્યા પીછાય રે.—સત.
ગારે ગારો ન ધોવાય રે.—સત.

દાસ રતન કહે પોકારી રે.—સત.
સાંભળજો નર નારી રે.—સત.

  

રાગ એજ. પદ—૨૬૭.

માયા મોટું ઘેન રે, કોઇ જાગી જુવો.
સુખે કરે છે સેન રે, કોઇ જાગી જુવો.

ભવસાગર કેવાય રે.—કોઇ.
જળ વીના બુડી જાય રે.—કોઇ.

અજ્ઞાને અંધ કૂપ રે.—કોઇ
મીથ્યા નામ ને રૂપ રે.—કોઇ.

ઉંઘમાં ન દેખાય રે.—કોઇ.
અવસર એળે જાય રે.—કોઇ.

વણુ માંગ્યાં કાં રૂવો રે.—કોઇ.
કોણુ જનમ્યો કોણુ મુવો, રે.-કોઇ.

ગુરૂ ગમે કરી જાણો રે.—કોઇ.
મહાપદને તો માનો રે.—કોઇ.

ભૂલ્યા શાને ભમો રે.—કોઇ.
રામે રામ થઈ રમો રે.—કોઈ

સતગુરૂની સાન રે.—કોઈ.
દાસ રતન કહે મેલી માન રે.—કોઇ.

  

રાગ એજ. પદ—૨૬૮.

જે જે કીજે કામ રે, પ્રેહ વીના ખોટું.
ફરીએ ચારે ધામ રે, પ્રેહ વીના ખોટું.

કાશીને જગન્નાથ રે.—પ્રેહ.
હરી ન આવે હાથ રે.—પ્રેહ.

વાંઝ ન જાણે શૂળ રે.—પ્રેહ.
વેત્તા જાણે જરૂર રે.—પ્રેહ.

અંધ ન જાણે રૂપ રે.—પ્રેહ.
રૈયત વીના જેવો ભૂપ રે.—પ્રેહ.

ભોજન પીરસી લાવે રે.—પ્રેહ.
ભુખ વીના નહી ભાવે રે.—પ્રેહ.

સોળ કરે શણગાર રે.—પ્રેહ.
કથા સાંભળે કાન રે.—પ્રેહ.

લાવે આત્મ જ્ઞાન રે—મેહુ.
જેમ અલુણાં અન્ન રે.—મેહુ.
સમજ હાસ રતન રે.—મેહુ.

  

રાગ એજ. પદ—૨૬૯.

મેહુ વરણી ન જાય રે, કોઇ વીરલા જાણે.
ઝાઝી થોડી ન કે'વાય રે, કોઇ વીરલા જાણે.

મેહુની વાત અગમ રે.—કોઈ.
ગુરૂ વીના નહી ગમ રે.—કોઇ.

ચંદ્ર ચકોરની પ્રીત રે.—કોઇ.
મેહુવતીની રીત રે.—કોઇ.

છીપ સમુદર વાસ રે—કોઇ
સ્વાતનાં બુંદની આશ રે.—કોઇ.

નહીં ખારાનો લેશ રે.—કોઇ.
અનુભવનો દેશ રે.—કોઇ.

સંસાર વિષ સમાન રે.—કોઇ,
હૃદયે આત્મ જ્ઞાન રે—કોઈ.

સંસારમાં ન સરાય રે.—કોઈ.
મૂરતિ સ્વરૂપ માંહ્ય રે.—કોઇ.

ગુરુ આત્મારામ રે.—કોઈ.
બતાવ્યું નીજ ધામ રે.—કોઇ.

પૂરણ પૂરી આશ રે.—કોઇ.
રહ્યો ચર્ણ રતન દાસ રે.—કોઇ.

  

રાગ એજ. પદ—૨૭૦.

કાંઇ નવ કે'વાય રે, કોઇ સમજો સાને.
સરવેમાં સમાય રે, કોઇ સમજો સાને.

વિપ્ર કેમ કેવાય રે.—કોઇ.
સુપચ નહી ઠેરાય રે.—કોઇ.

નારી કહે તો નાશ રે.—કોય.
આપે તો છે અવિનાશ રે.—કોઈ.

પશુ કહીએ તો પાપ રે.—કોઈ.
બોલે આપોઆપ રે.—કોઇ.

અનંત રૂપે એક રે.—કોઇ.
કેની રાખું ટેક રે.—કોઇ.

કામ ન લાગે કોઇ રે.—કોઇ.
આત્મા બીજા ન હોય રે.—કોઇ.

લક્ષ ચોરાશી જાત રે.—કોઈ.
બીબાં તેવી ભાત રે.—કોઈ.

દાસ રતન વીચાર રે.—કોઈ.
આત્મા નહી નરનાર રે.—કોઇ.

  

રાગ એજ પદ.—૨૭૧.

આત્મા અખંડ જોત રે, શીખ જો વીચારી,
રંગે ઢાંકયુ પોત રે, શીખ જો વીચારી.

પોત સદાએ છેલ રે.—શીખ.
રંગ ચડયો તે મેલ રે.—શીખ.

રંગ ભાતે શું થાય રે.—શીખ.
પોતે અંગ ઢંકાએ રે.—શીખ.

રંગ દેખાડે રૂપ રે.—શીખ.
ભાતે ભૂલ્યા ભૂપ રે.—શીખ.

હું ન જાણું જાત રે.—શીખ.
જીવ શિવ રંગ ભાત રે.—શીખ.

જીવ શિવથી પાર રે.—શીખ.
સૃષ્ટિનો આધાર રે.—શીખ.

સ્વરૂપ સોહં પ્રકાશ રે.—શીખ.
શીખસમજ રતનદાસ રે—શીખ.

  

રાગ એજ પદ.—૨૭૨.

કોઇ ન જાણે ભેદ રે ગુંગાનું સોણું,
અવિચલ વાણી વેદ રે ગુંગાનું સોણું.

કાને ન સમજાએ રે.—ગુંગા.
સમજ વોણું ગાય રે.—ગુંગા.

કોણે ન લીધો પાર રે.—ગુંગા.
ભુલી ગયા ભૂપાલ રે.—ગુંગા.

મધુરતા સમાય રે.—ગુંગા.
નયણે ન દેખાય રે.—ગુંગા.

કેમ થાએ પરમાણુ રે.—ગુંગા.
થાકયા જાણુ સુજાણુ રે.—ગુંગા.

રસના બોલે બોલ રે.—ગુંગા.
વાણીએ ન થાય તોલ રે.—ગુંગા.

બ્રહ્માંડ તે અણું માય રે.—ગુંગા.
બીજે વર સમાય રે.—ગુંગા.

સુમે કહ્યું નવ જાએ રે.—ગુંગા.
ગુંગે ગુંગા સરાએ રે.—ગુંગા.

જે જે કહીએ એથી પાર રે.—ગુંગા.
દાસ રતન વીચાર રે.—ગુંગા.

  

રાગ એજ પદ.—૨૭૩.

સતગુરૂ કીધી મ્હેર રે, બ્રહ્મ આનંદ વાધ્યો.
કર ગ્રહી લાવ્યો ઘેર રે, બ્રહ્મ આનંદ વાધ્યો.

ન ભમીએ નવ ખંડ રે.—બ્રહ્મ.
કોણ કરે પાખંડ રે.—બ્રહ્મ.

કોણ પૂજે દેવી દેવ રે.—બ્રહ્મ.
ચરણ ગુરૂનાં સેવ રે.—બ્રહ્મ.

શુદ્ધ વીચારે સાર રે.—બ્રહ્મ.
ગુરૂ કહે નીરધાર રે.—બ્રહ્મ.

સુભાવે સુખ થાય રે.—બ્રહ્મ.
કોણ આવે કોણ જાય રે.—બ્રહ્મ.

સંતોષને ઘર સ્વાત રે.—બ્રહ્મ.
હરિભજન એકાંત રે.—બ્રહ્મ.

સતસંગમાં સમજાએ રે.—બ્રહ્મ.
ફરી ફેરા નાંહી રે.—બ્રહ્મ.

ગુરૂ ને ગોવીંદ એક રે.—બ્રહ્મ.
નિશ્ચે એવી ટેક રે.—બ્રહ્મ.

સતગુરુ ધન ધન રે.—બ્રહ્મ.
નિરમળ કીધાં મન રે.—બ્રહ્મ.

બાહેર ભીતર રામ રે.—બ્રહ્મ.
દાસ રતન મીથ્યા નામ રે.—બ્રહ્મ.

  

રાગ વસંત. પદ.—૨૭૪.

આ ઋતુ રૂડી વસંતની,
 સજની રુડો ફાગણ માસ;
સબ સંગતમાં સતસંગ રૂડો,
 રૂડો બ્રહ્મ વિલાસ રે.—આ.

ચઈતર માસે ઓખા રુડી,
રૂડાં વૈશાખે વન;
વ્રત વિશ્વ એકાદશી રૂડાં,
કર્તવ્ય રૂડાં પુન્ય.—આ.

તીર્થમાં ગંગાજી રુડાં,
ગીતાજી રૂડાં જ્ઞાન;
અઢાર પુરાણું ભાગવત રૂઠાં,
સમજને રૂડી સાન.—આ.

અવધપુરીમાં રામચંદ્રજી રૂડા,
ગોકુલ રૂડા કાન;
સણ સખીમાં રાધાજી રૂડાં,
સતી નહી સીતા સમાન.—આ.

ભકતો માંહી ભરતજી રૂડા,
ગાદી રૂડા શુકદેવ;
કપટ કળામાં નારદ રૂડા.
રૂડા ગુરૂપદ સેવ.—આ.

લક્ષ ચૌરાશીમાં મનખા રૂડા,
પદ રૂડા કરી દાસ;
પતિવ્રતા નાર પીયુ સંગ રૂડી,
રૂડા જ્ઞાન પ્રકાશ.—આ.

વૃક્ષો મધ્યે કલ્પતરુ રૂડાં,
રુડાં વૈકુંઠ ધામ;
દાસ રતન સંત દર્શન રૂડાં,
રૂડા ગુરૂ આત્મારામ.—આ.

  

રાગ એજ. પદ—૨૭૫.

સાંભળ સજની વાત અનુપમ,
આનંદનો દિન આજ;
દુખ દિન વીતે લક્ષ ચૌરાશી,
આવ્યાં સુખનાં રાજ.—સાંભળ.

આવન જાવન પંથ મીટાયો,
સતગુરુ કીધી મહેર;
કોટી કલ્યાણ ભયો અબ આનંદ,
આવો અપને ઘેર.—સાંભળ.

મોટી આશા જે પામવું પરભવ,
આ ભવ અપનો નહીં;
ખવરાવે ને ખાય ધણીનું,
એ તો સારથીઆ સરાગે.—સાંભળ.

ચકોરની પ્રીતિ ચંદ્ર વદનસે,
છીપની પ્રીતિ સ્વાત;

સંતની પ્રીતિ સતગુરૂ ચરણે,
હરિ ભજન એકાંત.—સાંભળ.

પતિવ્રતા નારને સ્મરણ પીયુનું,
અર્પે પીયુને તન;
એમ હરિ જનને સ્મરણ હરિનું,
સમજે તે દાસ રતન.—સાંભળ.

  

રાગ એજ. પદ—૨૭૬.

સાંભળ સજની આ ઋતુ રૂડી,
આનંદ વાધ્યો અંગ;
પાંચ પચીશ મલી એ પરઓરે,
અપને પીઆજી કે સંગ.—સાંભળ

સુરતી નાર શબ્દસે વળગી,
ઠીક રહી ઠેરાય;
વિવેક વિચાર લીયો ગુરુગમસે,
મગન ભઇ મન માંહ્ય.—સાંભળ.

ખેલે સ્વાતની વૃત્તિ નીરખે,
હરખે જ્ઞાન વૈરાગ,
પ્રેમ મગ્ન રસ ભરી પીચકારી,
ખેલે સંત અનુરાગ.—સાંભળ.

ભકિત રસબસ રૂપ ભઈ હો,
    દયા ધર્મ પરિવાર;
ક્ષમા નાર મેલાવત સંગે,
    ઉત્પન નાંહી વીકાર.—સાંભળ.

કામ ક્રોધ અહંકાર અસત
    મોહ ચરણુ તળે લપટાય;
આશા તૃષ્ણા નિંદા ઈર્ષા,
    કીસ વિધ ઉઠી ન જાય.—સાંભળ.

ખેલત ખેલત મહારસ જામ્યો,
    પીવે વીરલા કોઈ;
દાસ રતન કહે જરણાં જીતે,
    હારે છલબલ હોય.—સાંભળ.

  

રાગ એજ. પદ—૨૭૭.

આ ઋતુ રૂડી સાંભળ સજની,
    ખેલન જાઈએ ફાગ;
સતગુરુ સંગે રમીએ રંગે,
    પાઈયે પૂરણુ ભાગ.—આ.

આ ઋતુ ભૂલ્યો મનખા જન્મ,
    નહી આવે ચોરાશીનો અંત.

પાંચ ઋતુ પશુ પંખી જલ સ્થલ,
મનખો ઋત વસંત.—આ.

શીર સાટે સમજીને પીજે,
ભક્તિ રસ અતિ સાર;
સતગુરૂ લક્ષ સમજમેં આયો
સ્વપન ભયો સંસાર.—આ.

ફુલી રહ્યો અંગ આઠે સુંદીર,
આઈ વસંત ઋત ઉર;
બાર અઢાર વસંત ઋતુ ફુલી,
જળ દેખો ભરપૂર.—આ.

દાસ પદ આયો માન ગયો મનથી,
પાયો પદ વિશ્રામ;
દાસ રતન કહે ગુરૂ પ્રતાપે,
આયો સુખકો ધામ.—આ.

  

રાગ એજ. પદ—૨૭૮.

સફળ જન્મ થયો સતગુરૂ મળીઆ,
પ્રગટ્યાં પૂરણ ભાગ,
સતગુરૂ વચને જુગતે જાણ્યો,
નહી ગ્રહો નહી ત્યાગ—સફળ.

ફરી ફરી ગુણુ નિર્ગુણુમા નાવે,
જ્યાં લગી નાંહી વિવેક;
ગુણુ નિર્ગુણુ રસ રૂપ એહ,
સબ દેખો આત્મ એક.—સફળ.

આત્મપદ ચૈતન જબ માન્યો,
માયા પદ ભયો નાશ;
હરિગુરૂ સંત કૃપાએ પામ્યો,
જન્મ મરણુ નહી ગર્ભવાસ.—સફળ.

વાસ વસો જબ અપને ઘરહી,
આયો પંથકો પાર.
દ્વાદશ મેળમે એક ભયો જબ,
દેખો પ્રપંચ પાર.—સફળ.

ના જાણે જન રૂપ પોતાનું,
આદ અંતકી સાન.
અણુછતી દીસે મદ માયા,
જ્યું પરઘર મેહમાન.—સફળ.

મેહમાન કાંઇ ન જાણે મારૂં,
મોટપ ન આણે મન;
જમે રમે નીરખે આશા નીરાશી,
સમજને દાસ રતન.—સફળ.

  

રાગ એજ. પદ—૨૭૪.

આઈ વસંત ઋત ફાગણુ ખેલો,
બીથ્યા મનખો અવતાર;
આવત જાવત પશુની પેરે,
સમજત નાંહી ગમાર.—આઈ.

હરિજન રસ ફાગણુ ખેલે,
મગન ભએ મનમાંએ;
માયા મોહીત નર નામ ધરાયો,
જાણ્યો પશુ નરનાર. આઈ.

મનખો જન્મ ધરી હૃદયે ન ફુલ્યો,
વાકુ બસંત ઋત નાંહી;
મમતા બંધન સબ જુગ બાંધ્યો,
કીસ બીધ છોડયો ન જાએ.—આઈ.

મમતા માયા આસુરી જાણો,
ખાય ખવરાવે ન કોય;
દેવીકો પ્રકાશ જગતમેં,
પરભવ આશ બંધાઈ.—આઈ.

ખાય ખવરાવે મહાસુખ માણે,
અપની જાણે નાંહી,

ફળ ઇચ્છા આણે નહી ઉરમાં,
સો ત્યાગી જુગમાંહી.—આઇ.

કર્મ સહીત કમાવું ખાવું,
વૈકુંઠ સુધી વાત;
કર્મ રહીત વાકું કાલ ન લોપે,
નહી આવત નહી જાત.—આઇ.

સર્વમાં વાસ વસી રહ્યો પૂરન,
વાકો નામ વસંત;
દાસ રતન કહે રૂપ અરૂપી,
જાણે વીરલા સંત.—આઇ.

  

રાગ એજ. પદ—૨૮૦.

વીતી રેન અંધારી સજની,
ઉદય થયો રવિ પ્રકાશ;
સબ જગત આયો દ્રષ્ટે નાશવંત,
જાણ્યો આત્મ અવિનાશ.—વીતી.

મેટી આડ જન્મ મરણની,
સતગુરૂ કીની મહેર;
મગન ભયો મન ચરણ હરિકે,
આઇ સતસંગકી લેર.—વીતી.

સાર અસારને પાર પરિબ્રહ્મ,
જાણ્યો જુગ આધાર;
હરિગુરુ સંત કૃપાને આયો,
ભવસાગર કો પાર.—વીતી.

ભરીયો ભરપુર દુર નાંહી નેડા,
હય ન્યારો સબ માંહી;
સો જાણે કાઇ જીવન મુકતા,
ઓરનકું ગમ નાંહી.—વીતી.

આશા નીરાશી રહે નભવાસી,
વીર આકાશી જોય;
સેજ સ્વભાવે રહેવે જુગમાં,
જાણે વીરલા કોઇ.—વીતી.

શરદ ઋતુ નભ નિર્મલ સોહીએ,
પુરન——માસી ચંદ.
સોળ કળા પરિપૂરણ શોભે,
રતના ગુરુ ગોવિંદ.—વીતી.

  

રાગ પ્રભાતી. પદ.—૨૮૧.

વસ્તુ વીના કાંઇ ન દેખું,
દ્રુષ્ટ ન ચાલે અળગી રે,
હરિગુરૂ સંતની વાંસે ચાલું
વિશ્વાસે રહ્યો વળગી રે.—વસ્તુ.

અનલ આદિ મત્સર અંતે,
મધ્યમાં સરવે પામી રે.
ઉમંતા એકે નવ દેખું,
એવી મારી અંખી રે.—વસ્તુ.

કીડી કુંજર નજરે નાવે,
માનવ નર ને નારી રે;
સ્વપના સરખું ભાસે સરવે,
જોઉં સદા વિચારી રે.—વસ્તુ.

અષ્ટ કુળ પર્વત મેરૂ આદિ,
તે ભોમી ઠેરાવે રે;
નવસેં નવાણું સરિતા સિંધુ,
તે પણ દ્રષ્ટે નાવે રે.—વસ્તુ.

જાગ જગનજપ તપ તીરથ વ્રત,
તેનાં છે ફળ મીઠાં રે;

જાણું ત્યારે આણું અઉ કેમે,
નજરે તો નવ દીઠા રે.—વસ્તુ.

બ્રહ્મા ઇંદ્ર સૂરજ ચંદર,
માયા મંદીર મોટું રે;
નવલખ તારા ભાર અઢારા;
અંધાને મન ખોટું રે.—વસ્તુ.

સ્વર્ગ નરક ને રચના,
પ્રપંચ સરખા પેખું
જન્મ મરણ ને જમ ચોરાશી,
હું અંધો નવ દેખું રે.—વસ્તુ.

માયા નાટક નજરે નાવે,
તે અંધાપો મુને રે,
દાસ રતન સમજાવ્યો સતગુરૂ,
તારા દર્શન તુંને રે.—વસ્તુ.

  

રાગ એજ. પદ—૨૮૨.

શું કરૂં ને શું જાઉં લેવા,
બીજો કોઈ નવ દેખું રે;
સહુને દે છે સુજમાં રહે છે,
અપાર પાર ન પેખું રે.—શું કરૂં.

શીશ ઉતારી શિવને આપે,
વખાણે પંડીત કાજી રે;
એ અવતારે રાજ તારે,
બાજીગરની બાજી રે.—શું કરૂં.

ક્યાંથી આવ્યા ક્યાં વળી જાશો,
જુવો બુદ્ધ પ્રકાશી રે;
એ અવતારે રાજ માગો,
વચમાં છે ચૌરાશી રે.—શું કરૂં.

વધુ બુધમાં લેવાણું સરવે,
માયાએ મરકટ કીધા રે;
હેમ કટોરે વીખડાં પીધાં,
પ્રાણ તજીને દીધા રે.—શું કરૂં

જગન કરતા નાવ્યા વળતા,
રંક ભૂપ ને રાણા રે;
જોગી મુની કોઈ ન લખીઆ,
પોતાનાં પરમાણું રે.—શું કરૂં.

હેમ મંદીર ને હસ્તી ઘોડા,
સ્વર્ગ વૈકુંઠ સ્વપનું રે;
નિદ્રાવશનું નાટક એ છે,
જાગ્યો તો ખુખપનું રે—શું કરૂં.

જાગ્યાને સ્વપનું નહી સાચું,
સંત જગત એમ લેખે રે;
મૃગજળ જેવું જાણે રતના,
બ્રહ્મવેત્તા બ્રહ્મ દેખે રે.—શું કરૂં.

  

રાગ એજ. પદ—૨૮૩.

ગ્રહણ નથી મારે કોઇ પક્ષનું,
હું નરપક્ષ છું ન્યારો રે;
પંદર તિથીમાં પુનમ હું છું,
ઉજલો પક્ષ અંધારો રે.—ગ્રહણ.

પંચ ભૂતને પારે હું છું,
પરાપસંતી ઉચારો રે.
મધ્ય વેખરીએ ગ્રહણ નહી મારે,
ચાર વેદથી ન્યારો રે.—ગ્રહણ.

ચાર દેશનું ગ્રહણ નહી મારે,
અવસ્થાથી અળગો રે;
જાગ્રત સ્વપ્ન સુખોપતિ કહાવે,
તુરીઆને નહી વળગો રે.—ગ્રહણ.

મન બુદ્ધિનો દ્રષ્ટા હું છઉં,
ચિંત્વન ગર્ભને પારે રે;

શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ,
કોઇ વિષે નહી મારે રે.—ગ્રહણ.

દેહ ભાવે હું મુને ન દેખું
નામ રૂપમાં નાખ્યો રે;
બાવન બારે બોલે આત્મા,
તે ગુરૂએ સમજાવ્યો રે.—ગ્રહણ.

સરૂપાકારે સરવે હું છું,
રૂપે નાનુ મોટું રે,
ચિદાનંદ ચિદરૂપ છે મારૂં,
નામ રતન છે ખોટું રે.—ગ્રહણ.

  

રાગ એજ. પદ—૨૮૪.

હું ભૂલ્યો હું ભૂલ્યો જે કાંઇ,
હું ભૂલે હદ મેલી રે;
હું ટળતાં હરિ સઘળે દીસે,
સતગુરૂ થયા છે બેલી રે.—હું ભૂલ્યો.

સગાં કુટુમ્બ સહુ હદમાં હાલે,
હદમાં અહારે જાત્યું રે;
ખાય ખવરાવે લેવું દેવું,
સરવે હદની વાતું રે.—હું ભૂલ્યો.

જોગ જપન જપ તપ ને સાધન,
તે પણ હદમાં કરવાં રે.
અણસઠ તીરથ ગંગા આદે,
સરવે હદમાં ફરવાં રે.—હું ભૂલ્યો.

બાર પંથ ખટ દરશન હદમાં,
હદમાં બાવન દ્વાર રે;
ચાર સંપ્રદાય હદ બાંધી બેઠા,
હદમાં ફેરે માળા રે.—હું ભૂલ્યો.

જાગ્રત સ્વપનું સુખોપતિ હદમાં,
તુરીઆ તે હદમાંહી રે;
વેદ મરજાદા બાંધી હદમાં,
હદ બહારે નહી કાંઇ રે.—હું ભૂલ્યો.

હરિગુરુ સંત તે હદથી ન્યારા,
મૂળ સ્વરૂપે ઇચ્છે રે;
કહે રતનો હદ છોડી હાલો,
ઘટઘટમાં હરિ દીસે રે.—હું ભૂલ્યો.

  

રાગ બારમાસી. પદ—૨૮૫.

જોને જગદીશ તારા ઘટમાં રે,
વ્હાલો ઉભા ત્રિવેણીનાં તટમાં.—જોને.

કારતક ભૂલી ગયો અજ્ઞાની રે,
નથી ચોરાશી તુજથી છાની રે;
શબ્દ લેને ગુરૂજીનાં માની.—જોને.

માગશર સાટે મલશો સ્વામી રે,
તજી કામનીનો સંગ કામી રે,
કેમ વીસારો બહુ નામી.—જોને.

પુષ્ટ થાને હરિના ભજનમાં રે,
રતી મેલ મ રાખે મનમાં રે;
તુંને ત્રીકમ મળશે તનમાં.—જોને.

માઘેલા દીલ દાવા પ્રીતે રે,
ભૂલ્યો ભજન જગતની રીતે રે;
પલ ચુકયો પછી નહી જીતે.—જોને.

ફરી ગુણ ત્રણ ફુલે અંગે રે,
રહ્યો સાત્વિક રાજસ સંગે રે;
તાપસ લઈને ગયો અળગે.—જોને.

ચરિત્ર કરતાં જાશો જમ હાથે રે,
સગાં કોઇ ન ચાલે સાથે રે;
વેર મોટું છે મરણનું માથે.—જોને.

વૈશાખ બુદ્ધિ છે મળ તારી રે,
જોને હૃદય શુદ્ધ વિચારી રે;
હાથ આવી બાજી કાં હારી.—જોને.

જેઠ રાતે ન હોય વાતા રે,
થાય શીતળ હરિ ગુણ ગાતાં રે;
તે તો શા એબને રંગ રાતા.—જોને.

અશાડ છે લક્ષ ચૌરાશી રે,
મૂર્ખ ત્યાંથી ન શકયો નાશી રે;
જન્મી જગતમાં કીધી હાંશી.—જોને.

શ્રાવણે સાંભળ જશ હરિના રે,
જેમ ચુકે જમ ભયનાં કરીનાં રે;
શાને સેવછ કુંડ ગળીના.—જોને.

ભારે હલ કામ ક્રોધ અહંકારી રે,
લોભ વિષે કે મોહ જંજાલી રે;
તેને સંત જીતે નીરધારી.—જોને.

આશા પુરે તારી અવિનાશી રે,
થાને હરિગુરૂ સંતની દાસી રે;
તારે ઘેર બેઠાં નીત્ય કાશી.—જોને.

પુરુષોત્તમ સહુનો સ્વામી રે,
પરિબ્રહ્મ છે અંતરજામી રે;
તેને ભજતાં પુરણ પદ પામી.—જોને.

તેર માસમાં તત્વ સાર રે,
તેના સતગુરૂ જાણે વિચાર રે.
દાસ રતનો કહે મમતાને માર.—જોને.

  

* પદ—૨૮૬.

હરિ ભજવાનું ચોખડીયું રે,
તને ફરી ફરી ક્યાં મળશે રે;
ચોંપ કરીને ચેતી લેજો,
ભવનાં તારણ તરશો રે.—હરિ.

---

* પદ ૨૮૫ સુધીમાં રતના ભક્તનાં પદો પુરાં થાય છે. લોકરુચિને અનુસરીને પદ ૨૮૬ થી અન્ય હરિભક્તોનાં પદોનો પણ અત્ર ઉમેરો કરાયો છે. લી. પ્રકાશક.

મનુષ્ય દેહ તો મટી જશે ને,
પશુ પંખી અવતરશો રે;
વરણાગીમાં વાટજ ઉઠશે,
કઈ ખાણે રડવડશો રે.—હરિ.

દુખ લાગે તો વહેલું લાગો,
ઉંધે ઉંધું ચાલ્યું રે;
માને ઉદર શું બોલ્યો તો,
શું બોલ્યો શું પાળ્યું રે.—હરિ.

જોબન જાશે ને જરા આવશે,
નેન નાશીકા ગળશે રે;
સગાં સ્નેહી સહુ સુખનાં બેલી,
અંતે અળગાં રહેશે રે.—હરિ.

હરિ નામ તો હારી બેઠો,
વિષયોમાં વીંટાયો રે;
ધોળે દહાડે ધજા રે બાંધી,
ચૌટામાં લુંટાયો રે.—હરિ.

આ અવસર તો રૂડો કહાવે,
પાપ ન કરશો પ્રાણી રે;
દયાળુ કહે બે કહ્યું ન માને,
પુષ્કર ઉપર પાણી રે.—હરિ.

રાગ પરજ ધીરાનો. પદ—૨૮૭.

લાંબી સોડે સુતો રે, સુખની તેં સજ્યા કરી,
કદીએ ન બોલ્યો રે, મુખથી તું હરિ હરિ.—ટેક.

સાખી.

આ છે રે તારૂં આ છે રે મારૂં, તેમાં બંધાણું તારૂં ચિત્ત,
અલબેલીનો સંગ ન મુકયો, તે વીના આંધળો ભીંત.
એક ઘડી તું તો રે, સ્થીર નવ બેઠો ઠરી.—લાંબી.

સાખી.

શીર ઉપર તો કાળ ભમે છે, જેમ તેતર ઉપર બાજ.
કહીએ ખરા પણ કહ્યું ન માને, કરે મમતથી કાજ.
જે જેમ તે તેમજ રે, તારે મુકી જાવું મરી.—લાંબી.

સાખી.

ઉંચી મેડી ને બાગ બગીચા, નવી ભાતના રંગ,
તે ઘેર બેઠા કાગ કડકડશે, કોઇ ન આવે તારી સંગ.
તુળશી તો કહે છે રે લીધી લખ ચોરાશી ફરી.—લાંબી.

  

પદ—૨૮૮.

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાયે, તારા દીલનું કપટ નવ જાય.—ટેક.
પ્રભુ કીર્તન પ્રભુ નામ સ્મરણમાં, અતિશે આળસ તારે,
હાચાકુટ લવ પરનીંદામાં, આખો દિવસ નવ હારે.—પ્રભુ.

પ્રભુનું પૂજન કરતી વેળા કાયા તારી કંપે,
ગંજીફો સોગઠાં કુટતાં, આઠ પહોર નવ જંપે.—પ્રભુ.

પ્રભુનું ચંદન ઘસતાં તારૂં શ્રમથી શરીર બગડે,
કુંડી સોટા લઈ મરી મસાલો, ભાવે ભાંગજ રગડે.—પ્રભુ.

એકાદશી ઓછવનું જાગરણ અતી અઘરૂં તને લાગે,
ભાંડ ભવાયા જોવા સારૂ સારી રાતજ જાગે.—પ્રભુ.

હરિનાં જનને લુખું સુકું, વેઠજ વળગી જાણે,
સગાં સંબંધી પરોણા આવે તેને પીરસે મીષ્ટ પરાણે—પ્રભુ.

બે પૈસાની ગુરૂ સેવા બતાવે ત્યાં ગણગણતું બોલે,
ઘરની સ્ત્રી જ્યાં માગે ઘરેણું, ત્યાં હસી મગન થઈ ડોલે.- પ્રભુ.

ખોટાં મોતી કાચ કીડીઆં ભગવત ભૂષણ ઘાલે,
સોનું રૂપું મણિ મુક્તા વીણ, સ્ત્રી સુતને નવ ચાલે.—પ્રભુ.

જગત દેખતાં જપવા બેસે બાકી ન્હાય ન ખાવા,
ગળાં કાપે ત્યાં થાય ગળગળો, એ વૈષ્ણવના વાહવા.—પ્રભુ.

આ કરવું આ ના કરવું એવી અન્યને શીક્ષા દે છે,
તે પ્રમાણે તું નથી કરતો, અનુચિત કર્મ કરે છે.—પ્રભુ.

અંતરનાં છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી,
એ તો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી.—પ્રભુ.

  

રાગ રામગ્રી. પદ—૨૮૫.

આળસ તજને અભાગીઆ, ગોવીંદ ગુણ ગાતાં
રામે આપ્યા છે રોટલા, રુડા લાગે છે ખાતાં.—આળસ.

સારૂં સારૂં કહી શાકને, ભલા સબડકા ભરીઆ,
હઠીલા હૈયે ડામ દઉં તને, હરિ કેમ વીસરીઆ.—આળસ.

અન્ન વસ્ત્રને કારણે ધાયો ફરે છે અત્યંત,
લક્ષ ચોરાશીમાં ભટકવું, તેની છે કાંઇ ચંત્ય.—આળસ.

કૃષ્ણ ભજન વિના કુતરા, થઇ લખ લખ કરશો,
કટકો કોઇ નાખે નહી, માર ખાઇને મરશો.—આળસ.

ભુંડા દેહ મંજારનો, કઈ પેરે રે ધરશો,
છેડ છેડ સહુ કહી હાંકશે, મીંઆઉ કરીને મરશો.—આળસ.

છુટશો ઘેર ગોલા તણે, ગરધવ ગુણ નાંખી,
જે જેમ તે તેમ તાણશે, ધણીની બીક રાખી.—આળસ.

આજ સેવા કર સંતની, હરિ હૈયામાં આણી,
નહી તો પાડા થઈ પંથમાં, ભરશો કેમ પાણી.—આળસ.

માટે નાચી હરિ રીજવો, કર્મ કુડાં રે છોડ,
ઘોડા રે થઈને ઘાસમાં, પગ શાને રે કુટો.—આળસ.

કીર્તન કરો શ્રી કૃષ્ણનું, મુકી બીજી રે વાણી,
બક બક થઈને બોકડા, ખાશો ખરસાણી.—આળસ.

ગરજીને ગાવ ગોવીંદને, ઘણા કાઢીને ઘાંટા,
તો ઉંટ થઇ નહી અવતરો, ખાવાને રે કાંટા.—આળસ.

માનીતી માનવ દેહ વિષે, હરિ મારગ ચાલો,
હસ્તી થઈને મસ્તીઓ, માથે નહી ધૂળ ઘાલો.—આળસ.

કૃષ્ણ વીસાર્યા તેં કોડ શું, બહુ અવતાર ધરશો,
વાંદર થઈ વરણાગીઆ, કાળે મોઢે રે ફરશો.—આળસ.

હરિગુણ ગાતાં તુજને, ટાઢ વાએ શરીરે,
બગલા થઇ કેમ બેસશો, તમે જળ તીરે.—આળસ.

ગુણલા ગાવ ગોવીંદના શું લાગો છો લોશે,
ઘુવડ થઈને ઘુઘવશો, તમે ઘરને મોશે.—આળસ.

કૃષ્ણકથા રસ અનુભવો, કાને છો તમે સરવા,
કોણ નોળ નળીઅર તણા, દેહ છુટોને વરવા.—આળસ.

પામી ઉત્તમ દેહને, હરિ ચિત્તથી ન મૂકો,
નિત્ય ઘર ઘર માગશો, તમો લુખો ને સુકો.—આળસ.

રીંછ રોઝ ને વાઘની, તે નરતી રે કાયા,
તે છુટવા છબીલો ભજો, તમે મુકીને માયા.—આળસ.

ચેતી શકો તો ચેતજો, શું કહીએ રે જાજું,
હરિ વીના જીવન દુખડું, કહેતાં હું તો લાજું.—આળસ.

માનવ દેહ મોંઘો જડયો, કાંઈ સાધન સજીએ,
રામકૃષ્ણ સરવે તજી, ભગવાનને ભજીએ.—આળસ.

  

પદ—૨૯૦.

હરિ ભજન વીના દુખ દરીઆ સંસારનો પાર ન આવે,
જડ બુદ્ધિ જીવ, સંત વીના શુદ્ધ મારગ કોણ બતાવે.—ટેક.

તેં અનેકવાર અવતાર ધર્યા, તેં કર્મ તણા કોઠાર ભર્યા,
અઘઓઘ તણા અંબાર કર્યા.—હરિ ભજન.

ફર્યો ચાર લાખ લખચોરાશી, થયો જળચર સ્થળચર ગર્ભવાસી,
માયાબંધનથી ન શકયો નાસી.—હરિ ભજન.

પામ્યો મનુષ્યા દેહમાં નહી રે મણાં, ધન ધામ પુત્ર પરિવાર ઘણા,
હવે ગાઈ લે ગુણ ગોવિંદ તણા.—હરિ ભજન.

તું ઝાડ પહાડ જડ રૂપ થયો, તેં શીત વર્ષા સૂર તાપ સહ્યો
તારા કષ્ટનો પાર નવ જાય કહ્યો—હરિ ભજન.

દુખ જન્મ મરણ એવું જાણી, શું બેઠા છો આળસ આણી,
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી.—હરિ ભજન.

  

રાગ એજ. પદ—૨૯૧.

હરિભજન થકી છોટા હોય તે સહુથી મોટા થાએ,
તનતાપ ટળે જન્મ મરણનાં સંકટ સરવે જાએ.—ટેક.

શુકજીનું મૂળ જુવો શોધી, સજનો ઘાતી પશુરોધી,
થયા આપે ઈશ્વર અક્રોધી.—હરિ ભજન.

જુવો વાલમીકજીની વાત પરી, જેણે દર્ભશાળામાં દેહ ધરી,
તેણે સો કોટી રામાયણ કરી.—હરિ ભજન.

જુવો એકલશૃંગી હરણીના, જુવો વ્યાસ મુની વણુપરણીના,
જુવો સુત પુરાણી કોણ કરણીના.—હરિ ભજન.

જુવો દાસીસુતથી શું હીનપણું, વળી પુન્ય પવિત્ર ચરિત્ર ઘણું,
થયા નારદ મન ગોવિંદ તણું—હરિ ભજન.

જુવો માંડવની 'મીંડકી માતા, એવા વસિષ્ઠ વિશ્વે વિખ્યાતા.
જુવો ચતુરાનન પંકજ જાતા.—હરિ ભજન.

જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તે ગંગા સરખું થઈને ફળે,
જેમ પારસ સ્પરશે લોહ ટળે.—હરિ ભજન.

એમ જાત ભાત સહુની જાણી, હરિ ભજે તે હરિ સરખો પ્રાણી,
કહે પ્રીતમ ઓળખો એંધાણી.—હરિ ભજન.

  

રાગ એજ. પદ—૨૯૨.

દેહ મનુષ્ય ધરી હરિ ના જાણ્યા, તેણે સરવસ્વ ખોયું,
મારા વાલાજી મહા મણિ મુકીને પથર ચોંત પ્રોયું.—ટેક.

તેં અમૃત ઢોળી વિષ પીધું, તેં હાથે કામ કુડું કીધું,
તેં મીથ્યા માતાને દુખ દીધું.—દેહ મનુષ્ય.

તને જાળવીઓ જઠરા માંહી, તારૂં રક્ષણ કર્યું પ્રભુએ ત્યાંહી,
તેને સંભાર્યા સ્વપને નાંહી.—દેહ મનુષ્ય.

તેં જગત્પતિને નવ જોયા, કલ્પવૃક્ષ તજી બાવળ બોયા,
તેં ઉત્તમ જન્મ એળે ખોયા.—દેહ મનુષ્ય.

એની દેહ શુદ્ધ અશુદ્ધ વાણી, જેણે પ્રીત પ્રભુ શું નવ આણી,
એ અધમ જાત પામર પ્રાણી.—દેહ મનુષ્ય.

તેને કુતક્ષી સરખા તો કહીએ, તેની સંગે તે સરખા થઈએ,
કહે પ્રીતમ એથી અળગા રહીએ.—દેહ મનુષ્ય.

  

રાગ એજ. પદ—૨૯૩.

મન માને નહી સો ફેરા સમજાવું તોય શું થાએ.
ખળ કઠણ કઠોર ચંચળ ચોર ચપળ ચિત સહુ દિશ જાએ.—ટેક

મન ભૂત તણી પેઠે ભમતું, મન માયામાં રહે છે રમતું,
એને હરિ ભજવાનું નથી ગમતું.—મન માને.

જમ કીંકરનો ભય જાણે, તો મીથ્યા સુખ શીદને માણે,
ગયો અવસર ઉરમાં નવ આણે.—મન માને.

મળ્યો મનુષ્ય દેહ તેમાં ન મણા, ધન ધામ પુત્ર પરિવાર ઘણાં,
તું તો ગાઇ લે ગુણ ગોવીંદ તણા.—મન માને.

મુગદલનો માથે માર પડે, પણ તોય ફરી તે દ્વાર અડે,
ફળ દેખી મરકટ ઝાડ ચડે.—મન માને.

કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, શું સુતો સોડ ઘણી તાણી,
તારે માથે મરણનો ભય જાણી.—મન માને.

  

પદ—૨૯૪.

માથે કોપી રહ્યો છે કાળ રે, ઉંઘ તને કેમ આવે.
પાણી પહેલાં બાંધી લેને પાળ રે, ઉંઘ તને કેમ આવે.

નથી એક ઘડીનો નિરધાર રે.—ઉંઘ તને.
અલ્યા એળે ખોયો અવતાર રે.—ઉંઘ તને.

તારે માથે છે જમનો માર રે.—ઉંઘ તને.
આ તો સ્વપના જેવો સંસાર રે.—ઉંઘ તને.

તારા મનનું ધાર્યું થશે ધૂળ રે.—ઉંઘ તને.
ચાર તોલાં છે મણુમાં ભૂલ રે.—ઉંઘ તને.

કરી આવ્યો ગર્ભમાં કોલ રે.—ઉંઘ તને.
અથેલા વેળા થાય છે કથોલ રે.—ઉંઘ તને.

જોતાં જોતાં આયુષ્ય ખુટી જાય રે.—ઉંઘ તને.
તારા ડહાપણુમાં લાગી લાય રે.—ઉંઘ તને.

કાંઠે આવેલું બુડશે જહાજ રે.—ઉંઘ તને.
તારે કાજે કહે છે રૂખિરાજ રે.—ઉંઘ તને.

  

રાગ રાસડો. પદ—૨૯૫.

કૃષ્ણ કનૈયાને જઈ મળો રે,
હરિ હૈયાના હાર મારા વાલા.—કૃષ્ણ.

પહેલે તે રૂપે શ્રી હરિ રે,
ધર્યો મછા અવતાર મારા વાલા.—કૃષ્ણ.

શંખાસુરને મારીઓ રે,
આપ્યા બ્રહ્માના વેદ મારા વાલા.—કૃષ્ણ.

બીજે તે રુપે શ્રી હરિ રે,
ધર્યો કચ્છ અવતાર મારા વાલા—કૃષ્ણ.

કચ્છે તે સાગર ડોળીઓ રે,
ચૌદ રત્ન કાઢ્યાં બહાર મારા વાલા.—કૃષ્ણ.

ત્રીજે તે રૂપે શ્રી હરિ રે,
ધર્યો વારાહ અવતાર મારા વાલા.—કૃષ્ણ.

પૃથ્વી દાંતે ધાલી લાવીઆ રે,
ગઇતી રસાતાળ મારા વાલા.—કૃષ્ણ.

ચોથે તે રૂપે શ્રી હરિ રે,
ધર્યો નરસિંહ અવતાર મારા વાલા.—કૃષ્ણ.

હિરણ્યકશ્યપ મારીઓ રે,
પ્રહ્‌લાદની કીધી સહાય મારા વાલા.—કૃષ્ણ.

પાંચમે તે રુપે શ્રી હરિ રે,
ધર્યો વામન અવતાર મારા વાલા.—કૃષ્ણ.

બળી પાતાળે ચાંપીઓ રે,
આપ થયા છડીદાર માર વાલા.—કૃષ્ણ.

છઠે તે રૂપે શ્રી હરિ રે,
ધર્યો ફરશુરામ અવતાર મારા વાલા.—કૃષ્ણ.

ફરશુરામે ફરશી ફેરવી રે,
કાપ્યા સહુઆર્જુનના હાથ મારા.—કૃષ્ણ.

સાતમે તે રુપે શ્રી હરિ રે,
ધર્યો રામ અવતાર મારા વાલા.—કૃષ્ણ.

રામે તે રાવણ રોળીઓ રે,
દેવોને દીધું સુખ મારા વાલા.—કૃષ્ણ.

આઠમે તે રૂપે શ્રી હરિ રે,
ધર્યો કૃષ્ણ અવતાર મારા વાલા.—કૃષ્ણ.

કૃષ્ણે તે કંસને મારીઓ રે,
આપ્યું ઉગ્રસેનને રાજ મારા વાલા.—કૃષ્ણ.

નવમે તે રુપે શ્રી હરિ રે,
ધર્યો બુદ્ધ અવતાર મારા વાલા.—કૃષ્ણ.

દશમે તે રૂપે શ્રી હરિ રે,
ધરશે કલંકી અવતાર મારા વાલા.—કૃષ્ણ.

કાલીંગાને તેઓ મારશે રે,
કમળા કેરા કંથ મારા વાલા.—કૃષ્ણ.

  

પદ—૨૯૬.

હું તો તુંને વારૂં રે, આવીને તેં શું કર્યું રે ?
હરિ હીરા ખોયો ને વહોર્યો સંસાર;
હૈયું તારું ફુટયું રે, આંખે થયો આંધળો રે,
વીસારી તેં મેલ્યા રે દીનદયાળ.—હું તો.

મારા સાળા મૂરખ રે, બુદ્ધિ તારી ક્યાં બળી રે,
માથે તારે ભમતો ન દીઠો કાળ,
ગપાટાને હાંકયા રે, તેં તો બધા ગામના રે,
વિચારી ન જોયું રે, સાર અસાર.—હું તો.

મનખા જન્મને રે મેળવ્યો તેં ધૂળમાં રે,
હંસા ઉપર ઘાલી તેં તો હામ,
જનુનીએ જણ્યો ત્યારે આડો શે ન આવીઓ રે,
તારી માની કુખે ન દીધો ડામ.—હું તો.

સગાં ને કુટુંબી રે, ભુંડાવાને સહુ મળ્યું રે,
તરવાને ત્રીકમ નામ સંભાર;
ચટકો તને લાગે તો ચટપટ ચેતજે રે,
હવેથી તું ગાફલ ન રહીશ ગમાર.—હું તો.

ડહાપણને તેં ડોળ્યું રે, સ્વારથ શો સર્યો રે,
પરમારથની કાંઈ ન જાણી પેર,
રણછોડ કહે છે રે, રાંડના તું ચેતજે રે,
વહી ગયો લોભે નદીની લહેર.—હું તો.

  

રાગ વેરાવળ. પદ—૨૯૭.

આવો અમારે દેશડે, મીઠા મોહન માવા,
દહીં દુધ ને ઘૃત ઘણું, ખીરમાં ખાંડ ખાવા.—આવો.

રસોઈ કરી ભાત ભાતની, કાન તમારે કાજ,
પ્રીતમ પ્રીતે પધારીએ, કૃપા કરીને આજ.—આવો.

ગંગાજળ મેં તો ગરમ કર્યું, નાથ તમારે નહાવા,
આપું પીતાંબર પેહેરવા, ચાલો પરસાદ પાવા.—આવો.

અરજ સુણી અલબેલડા, પ્રેમે આવ્યા છે ધાઈ,
ગોપીઓ દેખી ઘેલી થઇ, અતિ મન હરખાઈ.—આવો.

ભાવેથી ભોજન જમાડી, બીડી પાનની દીધી,
ઘણા દીવસની ગોઠડી, કાન આગળ કીધી.—આવો.

પ્રેમની સાંકળે બાંધીયા, હવે નહી દઉં જાવા,
નરસઈના સ્વામી શા ળા, ચાલો ગોકુળ ગાવા.—આવો.

  

પદ—૨૯૮.

હરિ ભજન કરો ભાગે જમદુત ને ભકિત ભાવે,
અંતકાળ સમે હરિનું બાનું હોય ત્યાં જમ શીદ આવે.—ટેક.

જેને તિલક છાપ તુલશીમાળા, જેને મુખડે ગોવિંદ ગોપાળા,
તેને શું રે કરે જમડા કાળા.—હરિ ભજને.

એવો ભનજ તણો પ્રતાપજ છે, જેને ભકત નામની છાપજ છે,
તેને લક્ષ ચોરાશી માફજ છે.—હરિ ભજન.

એવું નિર્ભય નારાયણનું બાનું, જેને ત્રિલોક માંહી નથી છાનું,
તેનું ખોળે ન રવીનંદન પાનું.—હરિ ભજન.

પ્રાણી મારૂં મારૂં ન મીથ્યા કરવું, એક ધ્યાન હરિનું નિત્ય ધરવું,
કહે પ્રીતમ ભવસાગર તરવું.—હરિ ભજન.

  

પદ—૨૯૯.

સખી પડવે તે પૂરણ બ્રહ્મ જે કોઇ જાણે રે,
રૂડો રણછોડજીનો ધર્મ વેદ વખાણે રે.

સખી બીજે બોડાણોજી બોલ બોલ્યા એવા રે,
રાખશો તો રહેશે તોલ ઉપજે એવા રે.

સખી ત્રીજે તે તુળશીનાં વન પ્રભુજીને પ્યારાં રે,
હાથમાં લાવે હરિનાં જન શોભે સારાં રે.

સખી ચોથે તે ચાલ્યા જાય વસમી વાટે રે,
હૃદયામાં રણછોડરાય મળવા માટે રે.

સખી પાંચમે પળીઆ પંથ તડકા તનમાં રે,
સેવા કરે હરિનાં જન મારા મનમાં રે.

સખી છઠે તે છાપાં અંગ ધણીનાં ધરીયાં રે,
રાખો દયા સાથે રંગ હવે મન હરિયાં રે.

સખી સાતમે સુંદીર શ્યામ મોહન મળીયા રે,
હું તો આવીશ તમારે ગામ ફેરા ફળીઆ રે.

સખી આઠમે જોડી વ્હેલ બળવંત બેઠા રે,
પૂર્વ દેશમાં કરી મહેર પંથમાં પેઠા રે.

સખી નવમે તે નમવા જાએ આણી રાખે રે,
સેવક સુતા સાંગી માંય હરિ રથ હાંકે રે.

સખી દસમે આવ્યા ડાકોર હરજી રસીયા રે,
તે ઠેકાણે ઠાકોર વાલમ મારો વસીયા રે.

સખી એકાદશીના દિન ગુગળી ઘેર્યા રે,
મધરાતે આવ્યા મહારાજ ઉેરણુ હેર્યા રે.

સખી બારશે બાંધ્યા બંધ સેવકથી છાના રે,
સોનું તો સવા વાલ પુંજીમાં પામ્યા રે.

સખી તેરશે ગુગળી ઘેર પાછા ફરીયા રે,
મધરાતે આવ્યા મહારાજ હારજ સરીયા રે.

સખી ચઉદશે ચરણામૃત પ્રેમે પીધાં રે,
હરિ કઠણ નંદના લાલ સંદેશા ન કીધા રે.

સખી પુનમે પૂજા થાય શોભા સારી રે,
દરશન કરવાને જાય નર ને નારી રે.

સખી પંદર તીથો આજ જે કોઇ ગાશે રે,
તેને મળશે દ્વારકાંનો નાથ વૈકુંઠ જાશે રે.

  

રાગ ધોળ. પદ—૩૦૦.

ગરૂડે ચડી આવજો ગિરધારી,
લજ્જા મારી રાખજો શ્રીમોરારિ.—ટેક.

પ્રથમ પૂજીએ શ્રીગુરૂ રાય,
શ્રીકૃષ્ણને લાગું છું પાય;
ગુણ ગાવાની ઇચ્છા થાય.—ગરૂડે.

પ્રથમ પૂજીએ શ્રીગુરૂ રાય,
શારદા કરજો મારી સહાય;
પદ પૂજીને પાવન થાય.—ગરૂડે.

માતા આપો: અવિચળ વાણી,
એમ ઇચ્છા પુરોને અમારી;
દાસ નાથાએ અવિચળ ધારી.—ગરૂડે.

ધન ધન કુંતાજી રે માય,
જેણે સેવ્યા છે શંકરરાય;
પાંચ દેવે લીધો અવતાર.—ગરૂડે.

પાંચે પુત્ર તે પાંડવ જાણો,
છઠ્ઠાં દ્રૌપદીને રે વખાણો;
એમાં સંદેહ કશો નવ આણો.—ગરૂડે.

રાજા ધર્મ તો ધરે ધ્યાન,
રૂડા અર્જુન મનના વિશ્રામ;
તેમાં ભીમ મહા બળવાન.—ગરૂડે.

રત્નવંતાની કુંવરી રે આવે,
સાથે જોશી સહદેવને લાવે;
પાંચે પુત્ર પાંડુના કહાવે.—ગરૂડે.

હસ્તીનાપુરમાં હોળો રે પાડી,
માંડી બાજી તે પાસા ઢાળી;
પહેલે પાસે હસ્તીનાપુર હારી.—ગરૂડે.

બીજે પાસે તે ગરથ ભંડાર,
ત્રીજે ઉગરવા નથી આર;
એમ આખે છે વારમ વાર.—ગરૂડે

ચોથે પાસે ચતુરાઈ સારી,
પાંડવ હાર્યા છે દ્રૌપદી નારી;
સામો દુર્યોધન અહંકારી—ગરૂડ.

ત્યાં તો સભા ભરાણી છે સારી,
બોલ્યો દુર્યોધન અહંકારી;
તેડી લાવોને દ્રૌપદી નારી.—ગરૂડ.

સતી ભરી સભામાં આવ્યાં,
સભા દેખીને મન લજવાયાં;
દુષ્ટે સતીને હસી રે બોલાવ્યાં.—ગરૂડ.

સતી રમીયા તમારા શ્યામ,
હાર્યા રાજપાટ સતી ગામ;
આવી માંડો મારૂં ઘર ઠામ.—ગરૂડ

સતી આવી બેસોને રે ખોળે,
એવાં વચન દુર્યોધન બોલે;
તોય સતીનાં મન ના ડોલે.—ગરૂડ.

ખોળે બેસશે ગદા ભીમ કેરી,
તુંને કાળે લીધો છે ઘેરી;
તું તો પાંડવ કુળનો છે વેરી.—ગરૂડ.

તુંને લાગ્યું સતીનું રે પાપ,
તુંને સતીએ દીધો આજ શ્રાપ;
ખોળે બેઠો છે શોક સંતાપ.—ગરૂડે.

દુર પંથ છે દ્વારિકા ગામ,
ત્યાં તો પોઢયા છે શ્રીભગવાન;
જાણી જાગી ધાયા ઘનશ્યામ.—ગરૂડે.

ગરુડજીને જલદીથી શણુગાર્યાં,
ચીર નવસેં નવાણું આણ્યાં;
ભગવાને આવીને તે પુર્યાં.—ગરૂડે.

  

હુંડી રાગ રાસનો. પદ—૩૦૧.

મારી હુંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગિરધારી,
મારી લાજ તમારે હાથ રે, શામળા ગિરધારી.

સાખી—પ્રહેલાદની પત રાખવા, વહાલે ધર્યું નરસિંહ રૂપ,
સ્થંભ થકી વહાલો પ્રગટીયા રે, વ્હાલે માર્યો હરણાકંસ ભૂપ રે.
શામળા ગિરધારી.

સાખી—નીંભાડામાંથી બળતાં ઉગાર્યાં, બીલાડી કેરાં બાળ,
ટીંટોડીનાં વહાલે ઇંડાં ઉગાર્યાં, હરિ હેતે થયા રખવાળ રે.
શામળા ગિરધારી.

સાખી—વાણીઆને વીમાસણુ કરી, નો કર્યો માટીનો બહાર.
ખાંડણીઆમાં મોભી ખાંડીઓ, તમારી મરજી પ્રમાણે મહારાજ રે.
શામળા ગિરધારી.

સાખી—રાણાજીએ તો રાડ વધારી, મીરાં કારણુ મહારાજ,
ઝેર ઘોળીને મોકલ્યાં, તમે ઝેરના છો જારણુહાર રે.
શામળા ગિરધારી.

સાખી—ગંગેવ કેરે કારણે, આપે ચક્ર ધરીયું હાથ,
સુધન્વાને કારણે, તમે તેલમાં થયા તતકાળ રે.
શામળા ગિરધારી.

સાખી—શીબી રાજાની માટી તોળાણી, ખાલી કર્યાં શરીર,
ધર્મ કેરે કારણે તમે, કોલવા કારણુ મહારાજ રે.
શામળા ગિરધારી.

સાખી—સાડા ત્રણુસો ઓરડાં નાગરનાં, જુનાગઢ મોઝાર,
તેમાં નથી મારૂં નોતરૂં, મને નાતે દીધો તીરસ્કાર રે.
શામળા ગિરધારી.

સાખી—આ ઝુંપડી તારા સેવકની, જમવાને નથી જાર,
બેટી બેટો વળાવીઆ, હવે વળાવી ઘરની નાર રે.
શામળા ગિરધારી.

સાખી—ગરથ તો ગોપીચંદનનું, તુળશી હેમનો હાર
સાચું ઘરેણું મારે શામળો, મારી દોલત ઝાંઝ પખાજ રે.
શામળા ગિરધારી.

સાખી—હું નથી મોટો લાખુપતી, હું નથી શેઠ શાહુકાર,
નરસિંહ મેતાની વિનતિ, હું તો નાગરમાં છું કંગાલ રે;
શામળા ગિરધારી.

સાખી—શેઠ તો શ્રીદ્વારકાં પુરી, શામળશા જેહનું નામ,
હુંડી લેજો હાથમાં, મોહન પછી કરજો બીજાં કામ રે;
શામળા ગિરધારી.

સાખી—તીરથવાસી ગામમાં ફરે, પુછે નામ ને ઠામ,
ગલીએ ગલીએ ફરી વળ્યા, અહીં નથી શામળશાનું નામ રે.
શામળા ગિરધારી.

સાખી—ધુતારે ધૂર્ત વિદ્યા કરી, અમને કહેતું હતું બધું ગામ,
ઠગારે કરી ઠેકડી, અમારે પૂર્વ જનમમાં પાપ રે.
શામળા ગિરધારી.

સાખી—તીરથવાસી ગામમાં ફરી, નીકળ્યા ઝાંપા બહાર,
ત્યારે રૂપ લીધું વાલે વાણીકનું, વાલો ત્યારે થયા તતકાળ રે;
શામળા ગિરધારી.

સાખી—કાને કુંડળ જળહળે, એના તેજ તણો નહી પાર,
બાંએ બાજુબંધ બેરખા, હરિને હૈયે છે હેમનો હાર રે.
શામળા ગિરધારી.

સાખી—હુંડી લાવો મારા હાથમાં, શામળશા મારૂં નામ,
હમેશાં લખજો હુંડીયું, કહેજો વાણોતર સરખું કામ રે;
શામળા ગિરધારી.

સાખી—હુંડી હાથો હાથ આપી, વાલે પુરી હૈયાની હામ,
નરસિંહ મેતાનો સ્વામી શામળો, વાલે નવ ખંડે રાખ્યું નામ રે.
શામળા ગિરધારી.

મારી હુંડી સ્વીકારો મહારાજ રે શામળા ગિરધારી,
માથે ધણી ધાર્યો શ્રીરતાર રે શામળા ગિરધારી;
મને કોઇની નથી પરવાર રે, શામળા ગિરધારી.

  

રાગ ધોળ ભાગવત મહાત્મ્યનું. પદ—૩૦૨.

શ્રી વલ્લભજીને કરૂં વિનતિ રે, મારા પ્રાણ આધાર,
દીન જાણી કરૂણા કરો, પ્રભુ કીજીએ સાર.—શ્રી.

શ્રી વિઠ્ઠલ વરને વરણું રે, જાઉં વારમવાર,
નીજ જનને હિત કારણે રે, દ્વિજ કુલ અવતાર.—શ્રી.

અનુક્રમ કરીને વર્ણવું રે, શ્રીમદ ભાગવત રૂપ,
દ્વાદશ અંગ પ્રભુજી તણાં, શોભા પરમ અનુપ.—શ્રી.

અધિકાર લીલા પ્રથમ સ્કંધ છે રે, દક્ષણ ચર્ણનું ધ્યાન,
વામ ચર્ણનું ધ્યાન છે રે, દ્વિતીય સ્કંધ લીલા જ્ઞાન.—શ્રી.

સર્ગ લીલા તૃતીય સ્કંધ છે રે, હરિની એક બાહુ જેહ,
વીસર્ગ લીલા ચતુર્થ સ્કંધ છે રે, બીજી બાજુ તેહ.—શ્રી.

સ્થાન લીલા પંચમ સ્કંધ છે રે, પાછલો ભાગ કટી જાણ,
પોશણ લીલા ષષ્ટ સ્કંધ છે રે, કરીએ ઉદર વખાણ.—શ્રી.

ઉતી લીલા સપ્તમ સ્કંધ છે રે, વામ હસ્ત કહેવાય,
એક સ્તન અષ્ટમ સ્કંધ છે રે, મનવંતર લીલા ગાય.—શ્રી.

નવમ સ્કંધ ઈશાનું કથા રે, બીજું સ્તન એહ,
દશમ નીરોધ લીલા હ્રદય છે રે, સમરીએ ધરી નેહ.—શ્રી.

મુકતી લીલા એકાદશ સ્કંધ છે રે, એ તો મસ્તક જાણ,
આશ્રય લીલા દ્વાદશ સ્કંધ છે રે, દક્ષીણ હસ્ત વખાણ,—શ્રી.

હરિદાસ પ્રભુ શોભા નીરખીને રે ધર લીજીએ ચિત્ત,
ક્ષણ ક્ષણ એ ન વીસારીએ રે, ગુણ ગાઇએ નિત્ય.—શ્રી.

  

પ્રથમ સ્કંધ. પદ—૩૦૩

શ્રીમદ વલ્લભ ચરણે લાગું જી,
ગુણ ગાઉં વાણી એવી માગું જી;
શ્રી વીઠલનાથજી પુરો તે આશા જી,
જન્મ જન્મની જાણી દાસ જી. ૧

અનુક્રમ શ્રી ભાગવતનું કહીએ જી
સ્કંધ તે દ્વાદશ એના લહીએ જી;
અધ્યાય ત્રણસેં ને બત્રીસ જી,
પ્રાકૃત અધ્યાય મળી ત્રણસેં ને પાંત્રીશ જી ૨

શ્લોક અઢાર હજાર પ્રમાણ જી,
પ્રકરણ તેંતાળીશ એનાં નિરમાણ જી;
ઓગણીશ અધ્યાય પ્રથમ સ્કંધ જી,
ત્રણ પ્રકરણ કહ્યાં તે પદબંધ જી. ૩

દીન પ્રકરણ ત્રણ અધ્યાય લગી થાએ જી;
પહેલે અધ્યાય શોનક પ્રશ્ન કહેવાય જી.
બીજે અધ્યાય સુતપુરાણિક ઉતર દીધા જી.
ભકિત યોગને ઉતકૃષ્ટ ત્યાં કીધાં જી. ૪

ત્રીજે અધ્યાય કથા અવતાર ચોવીશ જી,
બીજું પ્રકરણ મધ્યમ કહું નામી શીશ જી;
ચોથે ચિંતા વ્યાસજીને થઈ નારદ આવ્યા જી,
ઉપદેશ કરી પાંચમે સમજાવ્યા જી. ૫

બીજીએ શ્રી ભાગવતનો પ્રકાશ જી,
જેણે થાય તાપ તિમિરનો નાશ જી;
છઠે પોતાનું વૃત્તાંત નારદે કહ્યું જી,
આગલે જન્મ જે સુખ દુખ લહ્યું જી. ૬

ત્રીજે પ્રકરણ ઉત્તમ કહ્યું તે જાણો જી,
તેર અધ્યાય લગી એહ વખાણો જી;
સાતમે અધ્યાય બાણ અવસ્થામાં કેરા જી,
રક્ષા કરી એ તે રાખ્યા નેરા જી. ૭

આઠમે ઉતરા ગર્ભ રક્ષા કરી લીધ જી,
કુંતાજીએ પ્રભુજીની સ્તુતિ કીધ જી,
ભીષ્મ પીતાએ યુધિષ્ઠિરને ઉપદેશ દીધો જી,
તે સરવે નવમે અધ્યાયે પરીશીક્યો જી. ૮

દશમે અધ્યાયે યુધિષ્ઠિરને રાજ બેસાર્યા જી,
પછી શ્રીજી પોતે દ્વારકાં પધાર્યા જી;
એકાદશમે અધ્યાય સગાં સહોદર સરવે મળીઆં જી,
માંહો માહે પરસ્પર ભળીયાં જી. ૯

ભગવત ભકત પરીક્ષિત રાય જી,
જન્મ વર્ણન દ્વાદશમે અધ્યાય જી,
ત્રયોદશમે વીદુરજી હસ્તીનાપુર આવ્યા જી;
તીર્થયાત્રા કરી સર્વ મન ભાવ્યા જી. ૧૦

ધૃતરાષ્ટ્ર ગાંધારીને લઈ સાથ જી,
વિદુરજી ચાલ્યા ઉત્તર પંથ જી;
ચૌદમે દ્વારકાંથી, અરજુન આવ્યા ગેહ જી,
મુખ જોઈ યુધિષ્ઠિરે પ્રશ્ન પૂછયું એહ જી. ૧૧

પંદરમે અધ્યાય યાદવકુળ ક્ષય કહ્યા જી,
પરીક્ષિતને રાજ આપી પાંડવ ગયા જી;
સોળમે અધ્યાય પરીક્ષિતનો દિગ્વિજય કર્યો જી
પૃથ્વી ધર્મ કલિયુગને ત્યાં લહ્યો જી. ૧૨

ધર્મ રક્ષા સતરમે કીધ જી,
કલિયુગને સ્થાન આપી રક્ષા દીધ જી,
પરીક્ષિતને વિપ્ર શ્રાપ થયો જ્યારે જી;
ઓગણીશમે જઈ બેઠા ગંગા કીનારે જી. ૧૩

સર્વ સ્વરાજ્યને ત્યાગ કીધું જી,
શુકજીને પુછી ને વ્રત લીધું જી;
અધિકાર લીલા ત એહ કહેવાય જી,
એક રસના કેમ કરીને ગુણ ગાય જી. ૧૪

હરિદાસ પ્રભુ શ્રી ગોવરધનધારી જી,
શોભા નીરખી નિત્ય પ્રતિ જાઉં વારી જી.

  

વન લીલા દ્વિતીય સ્કંધ છે અધ્યાય દશ તે માંહે,
કારણુ એનાં ત્રણુ છે તત્વ ધ્યાન પહેલું ત્યાંહે. ૧

પહેલા અધ્યાય માંહે કહ્યું સાક્ષાત યોગ જ્ઞાન,
પોતાનાં જનને કારણે સ્થૂલ રૂપનું ધ્યાન. ૨

સૂક્ષ્મ સ્વરૂપનું ધ્યાન છે, તે તો અધ્યાય બીજે,
હૃદય પ્રસાદ પ્રકરણુ બીજું, તેનું વર્ણન ત્રીજે. ૩

ઉત્પત્તિ દેવતા સર્વની તેની ભકિત સકામી,
ગર્વ તજી પ્રભુને ભજો, એ છે અંતર જામી. ૪

મનવાંછીત ફલ પુરશે, પૂરણુ કામ છે એહ,
મંગલાચરણુ શુકજીએ કીધાં, ચોથા અધ્યાયમાં એહ. ૫

પાંચમાં શ્રીજીની સ્તુતિ કરી, તે તો કયાં લગી કહીએ,
ત્રીજું મનન પ્રકરણુ છે, તે છઠે અધ્યાયે લહીએ. ૬

વિવેક ઉત્પત્તિ બીજી ઉપપત્તિ તેના બેજ પ્રકાર,
પ્રથમ ઉત્પત્તિ પ્રકાર છે, તેનો કીધો ઉચ્ચાર. ૭

નારદજીએ પુછયું બ્રહ્માજીએ કહ્યું પાંચમે કરી ધ્યાન,
અધ્યાત્મક જ્ઞાન પંચીકરણ, સ્થૂલ સૂક્ષ્મનું જ્ઞાન. ૮

આઠ સ્વરૂપ વેરાટનાં, છઠે અધ્યાયે જાણો,
સર્વ ઉત્પત્તિ પ્રભુથી થઈ, એમ કહી વખાણો. ૯

સાતમે અધ્યાયે શ્રીજીના વર્ણવ્યા ચોવીસ અવતાર,
આઠમે અધ્યાયેથી જાણીએ, ઉત્પત્તિ પ્રકાર. ૧૦

નારદજીએ બ્રહ્માજીને પુછીયું તે તો એમાં કહીએ,
પોતાની ઉત્પત્તિ કહી, નવમે અધ્યાયે લહીએ. ૧૧

ચતુઃશ્લોકી શ્રીભાગવતનો બ્રહ્માએ ઉપદેશ કીધો,
નારદજીએ હૃદયે ધરી, શ્રવણે રસ પીધો. ૧૨

તે ઉપદેશ શુકદેવજીએ, પરીક્ષિતને કહ્યા.
શ્રીભાગવત રસ સાંભળી, કૃતાર્થ થયા. ૧૩

આધિભૌતિક અધ્યાત્મિક. આધિદૈવિક સ્વરૂપ,
દશમે અધ્યાયે વર્ણન કર્યું, કહી તેનું રૂપ, ૧૪

શ્રવણે સુધારસ પીજીએ, હૃદયમાં ધારી.
હરિદાસ પ્રભુ શોભા નીરખીએ શ્રી કુંજવિહારી,

  

તૃતીય સ્કંધ. પદ ૩૦૫.

સર્ગ લીલા તે તૃતીય સ્કંધ કહીએ,
અધ્યાય તેત્રીસ પ્રકરણ છે લહીએ;
પહેલું અધિકાર પ્રકરણ કહું અધ્યાય ચારે,
વિદુરજી તીર્થ યાત્રા કરી આવ્યા ત્યારે.

વિદુર ઓધવજી યમુના તટ મીલીઆ સહી,
બીજે અધ્યાય બાલ ચરિત્રની લીલા કહી;
ત્રીજે રાજલીલા ચોથે પ્રભાસલીલા કહેવાય,
પછી ઉદ્ધવજી ઉતર પંથ જાએ.

બીજું ગુણાતીત પ્રકરણ અધ્યાય પાંચમેથી,
વિદુરે મૈત્રેયને પુછયું ભગવત માયા તત્વ તે;
છઠે માયાનું નીરૂપણ મૈત્રેયજીએ કીધું,
ત્રીજું સગુણ પ્રકરણ અધ્યાય ત્રણમાં પ્રસિધ્યું.

સાતમે ભગવત અવતાર કથા પ્રશ્ન પુછયા જેહ,
આઠમે મૂળ પુરૂષથી બ્રહ્માની ઉત્પત્તિ થઈ તેહ;
નવમે અધ્યાય બ્રહ્માજીએ શ્રીજીની સ્તુતિ કીધીજી,
દર્શન થયાં સૃષ્ટિ કરવાની આજ્ઞા દીધીજી.

ચોથું કાલ પ્રકરણ અધ્યાય દસમેથી જાણો,
કાલાત્મક કેક પ્રકાર પથ સૃષ્ટિ વખાણો;

પરમાણું કાલગતિ અધ્યાય અગ્યારે,
પાંચમે જીવ પ્રકરણ કહ્યું અધ્યાય બારે.

બ્રહ્માજીના અંગથી સૃષ્ટિ થઈ સનકાદિ જેહ,
સરસ્વતી સ્વયંભૂ મનુ સતરૂપા તેહ;
તેરમે અધ્યાય વારાહજીનો જન્મ થયો,
ચઉદમે કશ્યપ અદિતિ સંવાદ કહ્યો.

પંચદશે જયવિજયને સનકાદિકનો શ્રાપ,
સોળમે સનકાદિકને દર્શન દીધાં વૈકુંઠ નાથ;
સત્તરમે હરણાક્ષ વારાહનું યુદ્ધ થાએ,
અઢારમે અધ્યાય પણ એ લીલા કહેવાય.

ઓગણીશે હીરક્ષા મારીને પૃથ્વી લીધી,
વીશમે યજ્ઞવારાહની સ્તુતિ કીધી;
છઠું તત્વ પ્રકરણ તેના ભેદ છે બે,
તેર અધ્યાય થકી વર્ણન થાએ તેહ.

એકવીશમે સ્વયંભુ મનુ આવ્યા,
કર્દમ ઋષિની પ્રાર્થના કરી મન ભાવ્યા;
કર્દમ ઋષિ દેવ કુંતીનો વિવાહ કરી,
બાવીશમે સ્વયંભુ મનુ આવ્યા ફરી.

ત્રેવીશમે કરદમ ઋષિએ વીમાન રચ્યું.
યોગાભ્યાસ બળે રત્નમય બન્યું;

વૈભવ સુખ ભોગ દેવ કુંતીના કહ્યા,
નવ કન્યાના ત્યાં જન્મ થયા.

કપીલ દેવજીનો જન્મ ચોવીશમે કહીએ,
નવકન્યાના વિવાહ તે અધ્યાયમાં લહીએ;
પછી કર્દમ ઋષિએ વન જઇ સાધન કીધાં,
પચીશમે કપીલ દેવે માતાને ઉપદેશ કીધા.

છવીશમે તત્વ સંખ્યા વર્ણન જેહ,
સત્યાવીશ લગી વર્ણન થાએ તેહ;
યોગ ધ્યાનમાં જેવા સ્વરૂપનું ધ્યાન કરવું,
અઠયાવીશમા અધ્યાયમાં તે હૃદય ધરવું.

ઓગણત્રીશમે ભકિતયોગ વર્ણન કહ્યા,
ત્રીશમે વર્ણન કર્મ વિપાક લહ્યા;
એકત્રીશમે અધ્યાય જીવની અવસ્થા કહી,
ગર્ભથી તે મરણ પર્યંતની લહી.

જ્ઞાન ભકિત નીરૂપણ અધ્યાય બત્રીશમે,
દેવ કુંતી સિદ્ધપદ પામ્યાં તેત્રીશમે;
માતા જ્ઞાન ભકિત ઉપદેશ ચિત્ત ધાર્યાં,
કપીલ દેવજી ઉત્તર પંથ પધાર્યાં.

તેર અધ્યાયમાં તત્વ પ્રકરણ કહ્યું,
એના બે પ્રકાર છે તે પણ લહ્યું;

પહેલા ચાર અધ્યાયમાં પુરૂષ મુક્તિપ્રકાર જાણો,
હરિદાસ પ્રભુ શોભા તે વખાણો.

  

ચતુર્થ સ્કંધ. પદ—૩૦૬.

ચતુર્થ સ્કંધમાં વીસર્ગ લીલા કહી રે,
પ્રકરણ ચાર અધ્યાય એકત્રીસમાં સહીરે;
ધર્મ અર્થ કામ મોક્ષ પ્રકરણ ચાર છે રે,
સાત અધ્યાયમાં ધર્મ પ્રકરણનો વિસ્તાર છે રે.

એના અધિકારી તે દક્ષ પ્રજાપતિ રે,
પહેલા અધ્યાયમાં મનુની કન્યાની સંતતિ રે;
તેમાં સોમ દત્તાત્રેય દુર્વાસા જાણીએ રે,
નરનારાયણ ઇત્યાદિક વખાણીએ રે.

વિશ્વશ્રવાના યજ્ઞમાં દક્ષપ્રજાપતિ આવીઆ રે,
બીજા અધ્યાયમાં સર્વે આદર કરી બોલાવીઆ રે;
શિવજી ઉઠ્યા નહી તે દક્ષપ્રજાપતિએ ક્રોધ કીધો રે,
વાકવાદ કરતાં એક બીજાને શ્રાપ દીધો રે.

ત્રીજે દક્ષના યજ્ઞમાં જાવા શીખ માંગી સતી રે,
ત્યારે તે સમય ન આજ્ઞા દીધી પતિ રે;
ચોથે અધ્યાય આજ્ઞા ઉલ્લંઘન કરી સતી ગયાં રે,
દેહ મેલી પર્વતની પુત્રી થયાં રે.

પાંચમે નારદજીએ શિવ આગળ સર્વે વાત કરી રે,
ક્રોધ યજ્ઞનો કીધો વિધ્વંસ વાત હૃદય ધરી રે;
છઠે બ્રહ્માદિક શિવજીની સ્તુતિ કરી અહીઆં રે,
સાતમે યજ્ઞ દક્ષનો પૂર્ણ કીધો ત્યાંહ રે.

સરવે મળી શિવજીની સ્તુતિ કરી તે જાણીએ રે,
બીજું અર્થ પ્રકરણ અધ્યાય પાંચમાં વખાણીએ રે;
આઠમે અધ્યાયે ઉત્તાનપાદનો વંશ કહ્યો રે,
ધ્રુવજી અપર માને વચને તપ કરવા ગયો રે.

નવમે પ્રભુ મલ્યા વરદાન લઈ આવ્યા ઘર ભણી રે.
સરવે ધ્રુવજી સાથે પ્રીત બાંધી ઘણી રે;
દસમે ઉત્તમ પામ્યો મૃત્યુ દુઃખ હૃદય ધર્યાં રે,
ભ્રાતનું વેર લેવા નિમિત્ત ધ્રુવજીએ યુદ્ધ કર્યાં રે.

એકાદશમે અધ્યાય સ્વયંભુ મનુ ત્યાં આવીઆ રે,
કરી ધ્રુવજીનું સમાધાન ઘેર બોલાવીઆ રે;
ધ્રુવજીએ રાજ સંપૂર્ણ કર્યું દ્વાદશમે કહ્યું રે,
પછી પુત્રને સોંપી રાજ અવિચલ પદ લહ્યું રે.

ધ્રુવજીની માતા પરમ પદ પામ્યાં તેરમાં રે,
ત્રીજું કામ પ્રકરણ કહ્યું અધ્યાય અગીઆરમાં રે;
એના અધિકારી તે પૃથુ રાજા સહી રે,
તેના ચરિત્રની કથા એમાં કહી રે.

ધ્રુવજીનો વંશ અધ્યાય તેરમે વર્ણન કર્યો રે;
ચઉદમે રાજા વેન બ્રહ્મ શ્રાપે મર્યો રે,
પંચદશમે પૃથુની જન્મ પત્રી વીચારી છે રે.
મહાપરમ ભગવાન ભકત ચરિત્ર અપાર છે રે,

સોળથી પૃથ્વીનાં ચરિત્ર કહ્યાં એકવીશમાં રે;
સનત્કુમારથી આત્મયોગ પામ્યા બાવીશમાં રે,
ત્રેવીશમે પ્રભુએ દેહ ત્યાગો યોગ સાધીને રે.
ચોથું મોક્ષ પ્રકરણ કહીએ પ્રભુ આરાધીને રે,

એ તો આઠ અધ્યાયમાં છે તે કહ્યું રે;
તેના ભેદ તે બે એમાં લહ્યું રે,
બ્રહ્મતત્વ દશા ત્રણ અધ્યાયમાં થાએ છે રે;
શ્રીકૃષ્ણ સાયુજ્યમુક્તિ પાંચ અધ્યાયમાં કહેવાય છે રે,

અનુક્રમ પૂર્વક ઉત્તર જાણજો રે.
ચોવીશમે પૃથુનો વંશ વખાણજો રે,
પ્રચેતાને શ્રીમહાદેવજી મળ્યા રે;
રુદ્રગીત વર્ણન કર્યું એવા ઠર્યા રે,

પ્રાચીન બરહી રાજાને નારદ મળ્યા પચીશમે રે.
પુરંજન આખ્યાન કહ્યું છવીશથી અઠ્યાવીશમે રે,
પુરંજન આખ્યાન સાંભળી ઓગણત્રીશમે દુઃખ પામીઆ રે;
કપીલાશ્રમ જઇ પ્રાચીન બરહી સિદ્ધિ પામીઆ રે,

પ્રચેતાને ત્રીશમે પ્રભુ પ્રસન્ન થયા કારજ સીધ્યું રે.
કરજો દસ હજાર વર્ષ રાજ વરદાન દીધું રે,
એકત્રીશમે નારદે પ્રચેતાને ભગવત વારતા કહી રે;
એ કથા સાંભળી હસ્તીનાપુર વિદુરજી આવ્યા સહી રે,

હરિદાસ પ્રભુની શોભા ચિત્ત વિચારીએ રે;
સદા એહનાં કીજે ગુણગાન હૃદયમાં ધારીએ રે,

  

પંચમ સ્કંધ. રાગ કાફી. પદ ૩૦૭.

પંચમ સ્કંધ અધ્યાય છવીશ કહેવાય,
સ્થાન લીલાનું વર્ણન થાએ;
ત્રણ પ્રકરણ દેશકાલ સ્વપન કહીએ,
પહેલું દેશ પ્રકરણ અધ્યાય ત્રણમાં લહીએ.

પ્રિયવ્રતને વંશ પહેલા અધ્યાય માંહે,
સાત સમુદ્ર સાત દ્વીપ કલ્પ્યા ત્યાંહે;
બીજામાં અગ્નિંદ્રને નવ પુત્ર કહ્યા,
નવ ખંડના તે રાજા થયા.

નાભી રાજાને પુત્રનું વરદાન દીધું,
ત્રીજા અધ્યાય માંહે પર શીધું;
એકવીશ અધ્યાયનું બીજું કાલ પ્રકરણ જાણો,
ચોથે અધ્યાય ઋષભદેવનો જન્મ વખાણો.

ઋષભદેવને નાભી રાજાએ રાજ દીધું જ્યારે,
પોતે પરમ પદ પામ્યા ત્યારે.
ઋષભદેવના સો પુત્ર તેમાં બ્રાહ્મણ એકયાશી,
નવ યોગેશ્વર દશ રાજા સુખરાશી;

પાંચમે છઠે ઋષભદેવ ચરિત્ર લહીએ,
સાતમે ભરતને પુત્ર થયા તે કહીએ;
આઠમે ભરત ચરિત્ર કહ્યા પ્રકાશ,
મૃગશંગથી મૃગ થયા તે પામ્યા નાશ.

જડભરત ચરિત્ર નવમે મુંગા થઈ ચાલ્યા,
દશમે રહુગણુ વેઠમાં જાલ્યા;
ભરતને જ્ઞાન રહુગણે પૂછ્યું અગ્યારે,
તેજ કથા કહેવાય છે બારે.

તેરમે જડભરત ચરિત્ર કથા કહી,
રહુગણુ આત્મવિદ્યા પામ્યા ચઉદમે સહી;
પંચદશમે સુમતિનો વંશ વખાણો,
તેમાં ગય રાજાનો જન્મ તે જાણો.

સોળમે ભૂગોળનું વર્ણન તે થાએ,
તેમાં જંબુદ્વીપે નવ વર્ષ મેરૂ પ્રભાએ;
સત્તરમે નવ ખંડમાં સેવ્ય સેવક કહેવાએ,
તે કથા ઓગણીશ અધ્યાય લગી થાએ.

વીશમે સપ્ત સમુદ્રનાં પ્રમાણ,
એકવીશમે જ્યોતિષ ચક્ર કેરાં વખાણ;
બાવીશ ત્રેવીશ સુધી એ ચરિત્ર કહીએ,
ચોવીશમે રાહુનું પ્રમાણ તે લહીએ.

ત્રીજું સ્વપન પ્રકરણ બે અધ્યાયે ભેદ બે,
એક જીવાત્મા બીજો પરમાત્મા તેહ;
પચીશમે પાતાલ લોક વર્ણન કહ્યા,
નરક વર્ણન છવીશમે થયાં.

હરિદાસ પ્રભુનું ગુણગાન કીજે નિત્ય,
શોભા નીરખી ધરી લીજીએ ચિત્ત.

  

ષષ્ઠ સ્કંધ. રાગ ધનાશ્રી. પદ—૩૦૮.

ષષ્ઠ સ્કંધ અધ્યાય ઓગણીશમાં
પોષણ લીલા વર્ણન કહી,
નામ ધ્યાન ને ચરિત્ર ત્રણ પ્રકાર છે સહી.

અજામેલનું આખ્યાન અધ્યાય પહેલે,
બીજે વિષ્ણુદુત યમદુત સંવાદ થયો;
મહાદુષ્ટ આચરણ કરતો હતો તે,
પ્રભુ નામ પ્રતાપે વૈકુંઠ ગયો.

ત્રીજે ધર્મ રાજાએ પોતાના સેવક આગળ,
નામ મહાત્મ્ય કહ્યુ હરિ;
શ્રવણુ કથા કિર્તન નામ સ્મરણુ કરે,
ત્યાંહાં રખે જાતા ફરી.

પહેલું નામ પ્રકરણુ કહું હવે બીજું
ધ્યાન પ્રકરણુ કહેવાએ છે.
ચોથે અધ્યાયથી એહ વર્ણન તેનો,
ચઉદ લગે થાએ છે.

પ્રચેતાનો વંશ કહ્યો છે તે પણુ,
ચોથા અધ્યાયમાં જાણીએ;
દક્ષનો જન્મ થયો તેહ
સર્વ એમાં કહી વખાણીએ.

પ્રભુજી પ્રસન્ન થયા ઘણું દક્ષે એવું તપ કીધું,
પ્રસન્નવદને શ્રી નાથજીએ સંતાન થવાનું વરદાન દીધું.

પાંચમે દક્ષના પુત્ર સરવે મોક્ષ પામ્યા,
નારદજીએ ઉપદેશ કીધો
દક્ષને ત્યારે ક્રોધ ચઢયો,
નારદજીને શ્રાપ દીધો.

છઠે દક્ષને કન્યા થઇ તે કહ્યું,
પતિ સંતતિ એમાં વખાણીએ;

સાતમે ઇંદ્રગુરૂ બૃહસ્પતિ રીસાણા,
વિશ્વરુપને ગુરૂ કીધા તે જાણીએ.

આઠમે ઇંદ્રને નારાયણકવચ દીધું,
નવમે વિશ્વરૂપને માર્યો તે કથા કહી;
વત્રાસુરનો જન્મ તેમાં કહ્યો,
દશમે દધીચિનાં અસ્થિનું વજ્ર કીધું સહી.

એ વજ્ર લઇ ઇંદ્રે યુદ્ધ કીધું,
વત્રાસુર સાથે ઇંહાં;
એકાદશમે પરસ્પરે યુધમાં,
પ્રશંસા વચન કહ્યાં ત્યાંહ.

દ્વાદશમે વત્રાસુર મારી ઇંદ્ર જીત્યા.
ત્રયોદશમે બ્રહ્મહત્યા થઇ.
ઇંદ્રે જ્યારે યજ્ઞ કીધો,
ત્યારે બ્રહ્મહત્યા ગઈ;

પૂર્વ જન્મે વત્રાસુર ચિત્રકેતુ રાજા,
તે કથા ચઉદમે કહી.
પંચદશમે પુત્ર શોક થયો ચિત્રકેતુને,
નારદજીએ સમાધાન કીધું સહી;

સોળમે પુત્ર વચન સાંભળી, વૈરાગ્ય ઉપજ્યો,
સાધન કીધું પ્રભુ મળ્યા ત્યાંહ.

સત્તરમે વીમાને બેસી કૈલાસ ગયા,
પાર્વતીએ શ્રાપ દીધો ત્યાંહ;
ત્રીજું જે અર્ચન પ્રકરણ તે,
અઢારમે અધ્યાયથી આએ છે.
દિતિ ને અદિતિના પુત્રનો વંશ,
એમાં કહેવાય છે;
મરુત ગણુની ઉત્પત્તિ થઇ,
ઓગણીશમે પુંસવન વ્રત કર્યું.
હરિદાસ પ્રભુની નીરખી શોભા,
ગુણ ગાન કરીને હૃદયે ધર્યું.

  

સપ્તમ સ્કંધ. રાગ રામકળી.

પદ—૩૭૯.

સપ્તમ સ્કંધ અધ્યાય પંદરમાં થાએ રે,
એનાં પ્રકરણ તીન કહેવાય રે;
અસદ વાસના સદવાહના કહીએ રે,
સદસદ વાસના પ્રકરણ ત્રીજું લહીએ રે.

પહેલું અસદ વાસના પાંચ અધ્યાય લગી જાણો રે,
પહેલે જયવિજયના શ્રાપનું કારણ વખાણો રે;
બીજા અધ્યાયમાં હીરણ્યાક્ષ વધ થયું રે,
માતાને આખ્યાનમાં સમાધાન જ્ઞાન કહ્યું રે.

ત્રીજે ભ્રાત વેર લેવા નિમિત્ત રે,
હીરણ્યકશ્યપુએ તપ કીધું ધરી ચિત્ત રે;
બ્રહ્માજીએ આવી વરદાન દીધું રે,
જે જે હીરણ્યકશ્યપુએ માગી લીધું રે.

ચોથે હીરણ્યકશ્યપુએ રાજ કીધું જ્યારે રે,
દેવતા ભાગી ગયા તે વારે રે;
ભગવત ભક્ત પ્રહલાદ પુત્ર થયા રે,
પાંચમે અધ્યાય ભણવાને ગયા રે.

ભણે ભગવત નામ તે સાર રે,
બીજું કાંઈ ન કરે ઉચ્ચાર રે;
સદવાસના પ્રકરણ બીજું કહીએ રે,
તે પણ પાંચ અધ્યાયમાં લહીએ રે.

છઠે પ્રેલાદજીએ ભણાવી નિશાળ રે,
શ્રીહરિ નામ જપે સર્વે બાલ રે;
સાતમે પ્રેલાદજીને બાલે પુછ્યું ત્યારે રે,
તે તમે એહ ભણ્યા છો ક્યારે રે.

માતાજીને નારદજીએ ઉપદેશ કર્યો રે,
મે ગર્ભમાંહીથી હૃદયે ધરી લહ્યો રે;
આઠમે પ્રેલાદજીને પીતાએ ક્રોધ કરી વાર્યો રે,
સ્તંભથી પ્રગટી હીરણ્યકશ્યપુને માર્યો રે.

દેવતાએ પ્રભુની સ્તુતિ કરી રે,
નવમે પ્રેલાદજીની સ્તુતિ હૃદયે ધરી રે;
દસમે ભકિત વરદાન સ્તોત્ર દીધું રે,
રાજ બેસાર્યો ને સરવે કારજ સીધ્યું રે.

મયનામ ત્રિપૂર દૈત્ય લાવ્યા જેહ રે,
બાળીને ભસ્મ કર્યાં ત્યાં તેહ રે;
સહસ્રદવાસનાનું પ્રકરણ ત્રીજું થાએ રે,
એકાદશમે ચાર વર્ણ કહેવાએ રે.

દ્વાદશમે બ્રહ્મચારીના કહ્યા ધર્મ રે,
વાનપ્રસ્થનાં કહ્યાં સરવે કર્મ રે;
તેરમે યતિના ધર્મ કહીએ રે,
અજગર પ્રેલાદજીનો સંવાદ લઈએ રે.

ચઉદમે ગૃહસ્થાશ્રમ ધર્મ થાએ રે,
પંચદશમે ત્રિગુણ ધર્મ કહેવાય રે;
ઉત્તમ મધ્યમ કનીષ્ઠ સર્વ પ્રકાર રે,
ઉતી લીલા કહી તે વીસ્તાર રે.

હરિદાસ પ્રભુની શોભા નિહાળ રે,
ગુણ ગાઉં તે વારમવાર રે.

  

અષ્ઠમ સ્કંધ, રાગ ધનાશ્રી. પદ—૩૧૦.

અસ્ઠમ સ્કંધ મન્વંતર લીલા અધ્યાય છે ચોવીશ જી,
ચાર પ્રકરણ કહ્યાં છે એનાં તે કહું નામી શીશ જી.

તામસ રાજસ સાત્વિક ભકિત ચાર પ્રકરણનાં નામ જી,
પહેલું તામસ પહેલે અધ્યાયથી તે વર્ણવું તજી સર્વ કામ જી.

સ્વયંભૂ મનુ સ્વારોચીશ મનુ ઉત્તમ મનુ તામસ મનુ કહ્યા જી,
બીજે અધ્યાય તે ગજેંદ્રને જલમાં ગ્રાહે ગ્રહ્યા જી.

ત્રીજે શ્રીહરિની સ્તુતિ કીધી ગ્રાહથી મુકાવ્યો ગજેંદ્ર જી,
ભકત હેત પ્રભુ પોતે ધાયા છબી પર વારૂ કોટી ચંદ્ર જી

ચોથે ગજગ્રાહનો પૂર્વ જન્મ કહ્યો મોક્ષ થયા હવે સાત્વિક
પ્રકરણ કહીએ જી,
પાંચમે રૈવત મનુ ચાક્ષુસ મનુ થયા તે કથા સરવે લહીએ જી.

દેવતા દૈત્ય ગયા ક્ષીર સાગરે તે સમુદ્રમંથન નિમિત્ત જી,
સરવે મળી પ્રભુજીની સ્તુતિ કીધી નિર્મળ કરીને ચિત્ત જી.

છઠે પ્રભુ પ્રસન્ન થઈ વરદાન દીધું દેવતા મંદરાચળગિરિ
લેવા આવ્યા જી,
ઉપાડી શકયા નહી તે જોઈ પ્રભુ ગરૂડે ધરી લાવ્યા જી,

સાતમે કુર્મ અવતાર ધરીને સમુદ્રમંથન પછી કીધું જી.
કરતાં મંથન હલાહલ નીસરીયું તે શિવજીને દીધું જી,

આઠમે રતન ચઉદ તે નીસર્યાં, દેવ દાનવ યુદ્ધ કર્યું જી.
દેવતાને પીયૂષ પાવાને કાજે મોહની વપુ ધર્યું જી,

નવમે અમૃત દેવતાને પાયું રાહુનું છેદ્યું શીશ જી.
દૈત્યને અમૃત દેવાને ટાણે અંતરધ્યાન થયા જગદીશ જી,

દશમે દૈત્ય પરસ્પર વઢીઆ એકાદશમે દેવાસુર સંગ્રામ જી.
દ્વાદશમે મોહની સ્વરૂપ તે ધરીયું મોહ્યા શિવ સહીત કોટી કામ જી,

ત્રયોદશમે વૈવસ્વત મનુ જેના રાજમાં શ્રીવામનજી પ્રગટ થયા જી.
પછી ભવિષ્ય મન્વંતર આગળ થાશે તે પણ સરવે કહ્યાજી,

સાવર્ણી મનુ દક્ષ સાવર્ણી બ્રહ્મ સાવર્ણી ધર્મ સાવર્ણી મનુ કહીએ જી.
રૂદ્ર સાવર્ણી દેવ સાવર્ણી ઈંદ્ર સાવર્ણી સાતે લહીએ જી,

ચઉદમે મન્વાદી મનુના પુત્ર ઈત્યાદિ સરવે ભાગવત ગ્રંથ જાણો જી.
હવે નવ લગી પ્રકરણ ત્રીજું રાજસ કહી વખાણ્યો જી,

પંચદશમે બલી રાજાએ રાજ તે લીધું અશ્વમેધ યજ્ઞ કીધો
જ્યારે જી.
સોળમે વિજ્ઞપ્તિ અદિતિએ કરી પતિની પુત્રકામના કાજ ત્યારે જી,

પુત્ર થાશે વ્રત કરો કહ્યું પતિએ પયોવ્રત વીધી કહી જી.
અદિતિએ કર્યું પયોવ્રત ત્યારે સરવે વિધી હૃદયે લહી જી,

સપ્તદશે પયોવ્રત કીધે પ્રભુ પ્રસન્ન થયા જાણી જી,
ગર્ભ વિષે પ્રભુ આવ્યા ત્યારે બ્રહ્માદિક સ્તુતિ વખાણી જી.

અષ્ટાદશે વામનજી પ્રગટી પધાર્યા બલીરાજા પાસ જી,
યજ્ઞશાળામાં સન્માન કરીને અવલોકયા અવિનાશ જી.

ઓગણીશમે ત્રણ પદ પૃથ્વી સંકલ્પ કીધા એહ જી,
બે પદમાં સ્વર્ગ મૃત્યુ સર્વે લીધું વીશમે એકપદની માગી
જગ્યા તેહ જી

ત્રીજા પદનું ન રાખ્યું ઠેકાણું પરસ્પર વિવાદ વચન થયાં જી,
એકવીશમે બ્રહ્માજીએ સ્વર્ગમાં શ્રીજીનાં ચરણ લહ્યાં જી.

અંગુષ્ઠ દેખી અભિષેક કીધો ગંગા પ્રવાહ થઈ પૃથ્વીમાં વહ્યાં જી,
બલી રાજાને વરૂણ પાસ તે બાંધ્યો તેહ પ્રસંગ તેમાં કહ્યા જી,

બાવીશમે બળી આત્મ નિવેદન સત્ય વચન માટે કીધું જી.
શીશ ધર્યો ચરણ પ્રસન્ન થયા રાજ સુતલનું દીધું જી,

ત્રેવીશમે બળીને જીતીને દીધું દેવતાને રાજ ગયું હતું જેનું જી.
સર્વ મળી સ્તુતિ કરી પ્રભુની પ્રફુલ્લિત મન થયું તેહનું જી,

ચોથું ભક્તિ પ્રકરણ તે કહીએ ચોવીશમે અધ્યાય જી.
વૈવસ્વત મનુ જેના રાજમાં મછાઅવતાર થયો કહેવાય જી,

હરિદાસ પ્રભુના ગુણ ગાતાં તનના તાપ બુઝાએ જી.
નિત્ય પ્રતિ એહની શોભા નીરખી હૈડું ટાઢું થાએ જી,

  

નવમ સ્કંધ. રાગ ધોળ. પદ—૩૧૬.

નવમ સ્કંધ વર્ણન કરૂં અધ્યાય ચોવીશ જાણી,
પ્રભુ કૃપાથી ઇશાનું કથા પ્રકરણ એ વખાણી.

સૂર્યવંશ મર્યાદા પ્રકરણને પહેલું કહીએ,
ચંદ્રવંશ પુષ્ટિ પ્રકરણ છે તે સાંભળી સુખ લઇએ.

પહેલા અધ્યાયથી પહેલું સૂર્યવંશ તે કહી વખાણ્યો,
વૈવસ્વત મનુને પુત્ર દશ થયા ઇક્ષ્વાકુ આદિ જાણો.

એક કન્યા થઇ તે કહ્યું હવે બીજો અધ્યાય,
ચાર સુતને સંતાન થયાં નહી તે પણ કહેવાય.

પછી ત્રણ પુત્રનો વંશ થયો તે એમાં કહીએ,
નભગ નહીસ્યંત ને દ્રષ્ટદ્યુમ્નનો લઇએ.

ત્રીજે શર્યાતિનો વંશ કહ્યો રેવતિ કન્યા જન્મ્યાં જેમાં,
ચોથે નૃગનો વંશ છે રાજા અંબરીશ તેમાં.

ભકતને દુર્વાસાએ દુઃખ દીધું પોતે દુઃખ પામ્યા ત્યારે,
પાંચમે દુર્વાસા સઘળે ફરી આવ્યા અંબરીષ પાસે જયારે.

સુદર્શનનું સમાધાન કરી વાળ્યું ત્યારે સુખ થયું,
છઠે અંબરીષનો વંશ થયો તે સરવે કહ્યું.

પછી ઈક્ષવાકુનો વંશ કહ્યો જેના વંશમાં માન્ધાતા,
તેના વંશમાં મુચકુંદ થયા તે કહું વિખ્યાતા

સાતમે માન્ધાતાનો પુત્ર કુરૂ કુશનો વંશ જાણો,
તેમાં હરિશ્ચંદ્ર રાજા થયા આઠમે એનો વંશ વખાણો.

તેમાં સગર રાજા થયા નવમે એનો વંશ તેહ,
તેના વંશમાં ભગીરથ રાજા ગંગાજી લાવ્યા જેહ.

ભગીરથનો વંશ કહ્યો જેમાં ખટ્વાંગ થયા,
દસમે ખટ્વાંગનો વંશ થયો રામાવતાર ચરિત્ર કહ્યાં.

એકાદશમે રામજીનું રાજ વર્ણન દ્વાદશમે કુશનો વંશ કહીએ,
મર્યાદા પ્રકરણ અધ્યાય બારમાં પુષ્ટિ તેરમેથી લઈએ.

ઇક્ષ્વાકુનાં નીમીતેના વંશમાં રાજા જનક થયો તે જાણો,
ચૌદમે ચંદ્રમાંથી બુધ થયા તેના પુત્ર પુરૂરવા વખાણો.

પંચદશમે પુરૂરવાના વંશમાં શ્રીપરશુરામજી થયા,
સોળમે પરશુરામ ચરિત્ર ને વિશ્વામિત્ર જન્મ કહ્યા.

સપ્તદશમે પુરૂરવાના મોટા વંશ નહુષનો એમાં,
રાજા યયાતિનો વંશ કહ્યો અધ્યાય અઢારમો તેમાં.

ઓગણીશમે યયાતિ પરમગતિ પામ્યા વીશમે પુરૂના વંશ કહીએ,
એકવીશમે દુષ્યંત ને પુત્ર ભરત તેનો વંશ લહીએ.

રંતીદેવનો જન્મ થયો ગર્ગાચાર્ય વંશ કહ્યા,
રાજા પાંચાલના કૃપાચાર્ય દ્રોણાચાર્ય કહી લહ્યા.

બાવીશમે દ્રુપદ કહ્યા પછી અજમીઢનો વંશ જાણો,
તેમાં જરાસંધ થયા પછી સંતનુનો વંશ વખાણો.

પાંડવ કૌરવનો વંશ કહી પછી જરાસંધ વંશ કહીએ.
ત્રેવીશમે બાકી યયાતિનાં ચાર પુત્રનો વંશ લહીએ,

તેમાં યદુવંશ થયો મેધાવી ઋષિ જેમાં,
ચોવીશમે જાદવનો વંશ ને અક્રુરનો વંશ તેમાં.

ઉગ્રસેનને દેવકનો કહ્યો તેમાં વંશ,
એમાં એહ વર્ણન થયો જેમાં જન્મ્યો કંસ.

સુરસેનનો વંશ જેના સુત વાસુદેવ,
તેના સુત પ્રકટ્યા શ્રી કૃષ્ણચંદ્રજી નિત્ય કીજીએ સેવ.

હરિદાસ પ્રભુ ગુણ ગાઇને ચિત્તમાં ધરી લીજે,
નિત્ય પ્રતિ શોભા નીરખીને નયને રસ પીજે.

  

દશમ સ્કંધ. પદ—૩૧૨.

શ્રી લક્ષમણ સુત ગુણ ગાઇએ, શ્રી વલ્લભ પરમ ઉદાર,
શ્રી વીઠલ વરને સમરીએ દ્વિજ કુલ ધર્યો અવતાર.

એહના પદ વંદન કરી માંગું તે વાણી સાર,
દશમ સ્કંધ હૃદે ધરી અનુક્રમ કરૂં ઉચ્ચાર.

અધ્યાય સત્યાશી એહના ત્રણ મતાંતરના કહેવાય,
સર્વ મલી કહેવાએ છે નેવું તે અધ્યાય.

નીરોધલીલા નીરૂપણ છે, પ્રકરણ પાંચ તે જાણી,
જન્મ તામસ રાજસ સાત્વિક ગુણ પ્રકરણ વખાણી.

જન્મ પ્રકરણું પહેલું પહેલે અધ્યાયથી ને ચાર અધ્યાય લગી એહ.
રાજાએ પ્રશ્ન પૂછયા જ્યારે શ્રી શુકદેવજીએ ઉત્તર દીધા તેહ.

શ્રીવસુદેવ ને શ્રી દેવકીજી પરણ્યાં કંસ રાએ કરી પ્રીત,
બીજા અધ્યાયમાં કંસે દેવકીજીના પુત્ર માર્યા તે કહી રીત.

શ્રી શંકર્ષણ ગર્ભમાં પધાર્યા તે કહ્યું પછી પ્રભુ પધાર્યા ગર્ભ માંહે,
ત્યારે સર્વ દેવતાએ મળી સ્તુતિ કીધી જઇ ત્યાંહે.

ત્રીજે શ્રી કૃષ્ણજી જન્મીયા મથુરામાં કારાગ્રહ,
શ્રી વસુદેવજી ને દેવકીજીએ સ્તુતિ કરી છે તેહ.

પુત્ર લઈ શ્રી ગોકુલ પધરાવ્યા શ્રી જશોદાજીને અંક,
કન્યા લઇને આવીઆ મનમાં તે થયો શંક.

ચોથે માયા ઉડી ગઇ આકાશે કંસને થયો પશ્ચાત્તાપ,
ત્યારે બહેનનું સમાધાન કીધું જોઇને સંતાપ.

દૈત્યને તેડીને એમ કહ્યું મારો ને દુઃખ દીઓ એહ,
બીજું તામસ પ્રકરણ છે અઠ્યાવીશ અધ્યાયમાં તેહ.

એના તે ભેદ ચાર પ્રકારના પ્રમાણ પ્રમેય કહેવાય,
સાધન ફળ એ ચાર છે પ્રમાણ પહેલું થાએ.

પાંચમે શ્રીજીનો જન્મ ઉત્સવ વ્રજ કુલ્યું અંગ ન માય,
પછી કંસને કર દઈ ઘેર આવીઆ નંદરાએ.

છઠે પુતનાને મોક્ષ સાતમે સંકટભંજન જાણ,
તૃણાવર્ત મર્દન વિશ્વરૂપદર્શન લીલા એહ વખાણ.

આઠમે ગર્ગાચાર્યે નામકરણ કીધા ચોરીલીલા ને મૃતિકાભક્ષ,
વિશ્વરૂપદર્શન ફરી દેખાડયું જનનીને પ્રત્યક્ષ.

નવમે ઉખળબંધન દસમે યમલાઅર્જુન ભંજન નલકુબ રમણી
ગ્રીવનો ઉદ્ધાર,
એકાદશમે નંદ ગાવલીલા વત્રાસુર બકાસુર વધ તે પ્રકાર.

પક્ષાંતર કલ્પ ભેદના ત્રણ અધ્યાયમાં વિરૂદ્ધ વાક્ય જેહ,
દ્વાદશમે અઘાસુર વધ કર્યો ત્રયોદશે ગોવાલ મંડળી તેહ.

ભોજનશાળામાં બેસીને ભોજન કીધાં બ્રહ્માજીએ હર્યાં વત્સબાળ,
ચૌદમે પ્રભુ લીલા જોઇ બ્રહ્માએ સ્તુતિ કરી તત્કાલ.

બીજું પ્રમેય પ્રકરણ છે તેના તે સાત અધ્યાય,
દ્વાદશે વન ક્રીડા કરી પ્રભુજીએ ચરાવી ગાય.

ત્યાં ધેનુકાસુરનો વધ કરી વિષ જળથી રાખ્યા સર્વ,
ત્રયોદશે કાલી મર્દન કીધું વિષ દૂર કરી નિવાર્યાં ગર્વ.

ચૌદમે કાલી નાગ રહ્યો જહાં તેનો તે કહ્યો પ્રકાર,
દાવાનળનું પાન કીધું સર્વની કરી સાર.

પંચદશે બાળલીલા કરી પ્રભુ ફરી ચરાવી ગાય,
ગ્રીષ્મ ઋતુ વર્ણન કરી પછી પ્રલંબ વધ કહેવાય.

સોળમે દાવાગ્નિ પાન કર્યું વનથી પધાર્યાં ગેહ,
સત્તરમે વર્ષાઋતુ વર્ણન સરવ ઋતુવર્ણન તેહ.

અષ્ટાદશે વેણુગીત પછી ત્રીજું સાધન પ્રકરણ કહેવાય,
ચિત્તે ધરીને સાંભળો તેના તે સાત અધ્યાય.

ઓગણીશમે હેમંત ઋતુ કર્યું કાત્યાયનીવ્રત તે જાણ,
વ્રજભક્તને વરદાન દીધું લીલા એહ વખાણ.

વીશમે ઋષિપત્નીનું અન્ન આરોગ્યા, એકવીશમે ઇંદ્રનો મેટયો યાગ,
ભોગ ધરાવ્યો ગિરિરાજને પ્રભુજીએ કરી અનુરાગ.

અન્યાશ્રય દુર કરાવી પોતાનો આશ્રય કરાવ્યો નાથ,
બાવીશમે ઇંદ્ર કોપ વૃષ્ટિથી રાખ્યો વ્રજ સર્વ સાથ.

ત્રેવીશમે એવું પ્રાક્રમ જોઇ સર્વને આશ્ચર્ય જ્ઞાનપૂર્વક થાય,
ચોવીશમે ઇંદ્ર સ્તુતિ અભિષેક ગોવિંદ નામ ધર્યું કહેવાય.

પચીશમે શ્રીનંદરાયજીને વરૂણપાશથી મુકાવ્યા વ્રજ ઇશ,
વ્રજભક્ત બ્રહ્મ હૃદયમાં નીજ ધામ દેખાડયું જગદીશ.

ફલ પ્રકરણ તે કહ્યું ચોથું સાત અધ્યાયમાં તેહ,
છવીશમે વેણુનાદ કરી વ્રજભક્તને તેડાવ્યા એહ.

રાસલીલા આરંભ કરી અંતરધ્યાન થયા તે વખાણી,
સત્યાવીશમે વ્રજભક્ત લીલા સ્મરણ કરી પ્રેમને સુદ્ધી પુછતાં
ફર્યાં જાણી.

અઠયાવીશમે વ્રજભક્ત મળી સરવે કર્યું ગોપકાગીત ગાન,
ઓગણત્રીશમે દીન થઈ રૂદન કીધું તત્કાલ પધાર્યા ભગવાન.

ત્રીશમે રાસરમણ કરી સુખ દીધું વ્રજભક્તને નાથ,
એકત્રીશમે નંદરાયને સર્પ ડંશથી મુકાવ્યા તે દીઠું સર્વ સાથ.

બલભદ્રજીનો રાસ વર્ણવ્યો તેમાં શંખચૂડનો વધ કહેવાય,
બત્રીશમે દિવસ તાપ દૂર કરવા વ્રજભકત યુગલ ગીત ગાય.

ગુણગાન નિશદિન કરૂં પ્રભુ એ સદા મન આશ,
હરિદાસ પ્રભુ શોભા નીરખી માગે ચરણરજમાં વાસ.

  

દશમ સ્કંધ. પદ—૩૧૩.

ત્રીજું પ્રકરણ તે તો રાજસ જાણો,
અધ્યાય અઠયાવીશ માંહે વખાણો;
તેના પણ ભેદ છે ચાર,
પ્રમાણ પ્રમેય સાધન ફુલ નીરધાર.

તેમાં પહેલું પ્રમાણ પ્રકરણ કહેવાય રે,
તેના જાણીએ સાત અધ્યાય રે
તેત્રીશમે વૃષભાસુર વધ કહીએ રે.
નારદે કંસને ઉપદેશ કર્યો તે લઈએ રે.

ચોંતરીશમે કેશી ત્ય વધ જાણી રે,
નારદે નંદ ઘર ભવિષ્ય વાર્તા વખાણી રે;
તેના પછી ભોમાસુર વધ થયો તેહ રે
પાંત્રીશમે વ્રજ અક્રુર કંસે મોકલ્યા એહ રે.

પછી શ્રી કૃષ્ણુ કુશળ પ્રશ્ન પૂછ્યા જ્યારે,
છત્રીશમે શ્રીકૃષ્ણુ અક્રુર સાથે મથુરા પધાર્યા ત્યારે;
સ્નાન સમે માર્ગમાં દર્શન દીધું રે,
અક્રુરે સાડત્રીશમે સ્તુતિ કરી સુખ લીધું રે.

આડત્રીસમે મથુરામાં કર્યો પ્રવેશ રે,
રજક માર્યો સુંદીર ધર્યા વેશ રે.
વાયકને પ્રભુ દીધી મુકિત રે,
દીધી માલી સુદામાને ભકિત રે.

ઓગણચાળીશમે કુબજાને દીધું સ્વરૂપ રે,
ધનુષ્ય ભંજન સાંભળ્યું કંસ ભૂપ રે,
કંસને દુઃખ સ્વપન થાએ છે ભારી રે,
રંગ મંડપમાં પધાર્યા ગિરધારી રે.

સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ થાયે રે,
ચાલીશમે કુવલયાપીડ વધ કહેવાય રે,
રંગ મંડપમાં પ્રભુ પધાર્યા જ્યારે રે,
જેને જેવો ભાવ તેવાં દર્શન થયાં ત્યારે રે.

પરસ્પર મળી મહાત્મ્ય વખાણે રે,
એકતાળીશમે મલ્લ યુદ્ધ થયું તે ટાણે રે;
કંસ મામાને મારીને રોળ્યા રે,
માતા પીતાનાં બંધન ખોલ્યાં રે.

માતા પીતાનું સમાધાન એ'તાલીશે કીધું રે,
ઉગ્રસેનને રાજ તે દીધું રે.
નંદાદિકને વ્રજ મોકલ્યા નાથે રે,
વસુદેવને ગૌદાન દેવરાવ્યાં હાથે રે.

જન્મ સમે સંકલ્પ કીધો હતો જેહ રે.
પ્રભુજીએ ગાય દોવરાવી તેહ રે,
અવંતિકા ગયા વિદ્યા ભણવા કાજે રે.
ગુરૂપુત્ર આણી આપ્યો મહારાજે રે,

તે'તાળીસે' ઉદ્ધવ શ્રી વ્રજ આવ્યા રે.
કુશલ વાર્તા કહી નંદ મન ભાવ્યા રે,
પ્રીતે વ્રજ જનને ઉદ્ધવ મળ્યા સહી રે.
ચુમાલીશમે' જ્ઞાન ઉપદેશ વાર્તા કહી રે,

વચન આસક્તિનાં કહ્યાં વ્રજ જન રે.
શુદ્ધ સ્તવ ઉપજ્યું ઉદ્ધવ મન રે,
દ્રષ્ટાંત ભ્રમરનું દઇને કહ્યું રે.
તે સરવે ભ્રમર—ગીતામાં લહ્યું રે,

પીસ્તાળીસે' કુબજા ઘેર પધાર્યા હરિ રે.
ત્યાંથી ફર્યા મનોરથ પુરો કરી રે,
અક્રુર પાંડવની શુધ લેવા ગયા તેહ રે.
છેતાળીશમે' હસ્તિનાપુર આવ્યા તેહ રે,

સવને મલ્યા ને શુધ લીધી રે.
કુંતાજીએ દુખની વાતો કીધી રે,
આવી સવ પ્રભુજીને કહ્યું રે.
પૂર્વાર્ધ સમ્પૂર્ણ, ત્યારે થયું રે,

હરિદાસ પ્રભુના ગુણ ગાઉં રે,
શોભા નીરખી ફુલી અંગ ન સમાઉં રે.

  

દશમસ્કંધ. ઉતરાર્ધ. ૫૬—૩૧૪.

સાધન પ્રકરણ અધ્યાય સાતનું તે ઉતરાર્ધમાં થાએ છે,
સુડતાલીશમે અધ્યાયે જરાસંધનું યુદ્ધ થયું તે સત્તરવાર કહેવાય છે.

અઢારમી વાર યુધ ને વળી આવ્યો ત્યારે કાલયવન આવ્યો ઇહા.
દ્વારકાં સમુદ્રમાં પ્રભુ વસાવી સર્વેને મોકલ્યા ત્યાંહ.

પછી પોતે પધાર્યા ત્યાં થકી મુચકંદની ગુફામાં હરિ.
અડતાલીશે કાળયવનને ભસ્મ કીધો મુચકંદને વર દીધો
એણે સ્તુતિ કરી,

ઓગણપચાસે મુચકુંદ બદરીકાશ્રમ ગયા બલદેવજી રેવતીજી.
પરણ્યાં તે જાણીએ,
રુકમણિનો સંદેશો શ્રીકૃષ્ણને પહોંચ્યો પચાસમે
રુકમણિહરણ વખાણીએ.

એકાવનમે યુદ્ધમાં બળદેવજી જીત્યા, હાર્યા તે રાજા સર્વ રે,
રૂકમૈયાની મુછ ને મસ્તક મુંડ્યાં શ્રી કૃષ્ણે બાંધ્યો નીવારી ગર્વ રે.

ત્યાંથી શ્રી પ્રભુજી દ્વારકાં પધાર્યા વિધિપૂર્વક વીવાહ કર્યા,
બાવનમે પ્રદ્યુમ્નજી પુત્ર પ્રકટયા શંબર દૈત્યને હર્યા.

યુદ્ધ કરી શંબર દૈત્યને મારી રાણી રતી લઇ ઘર આવીઆ,
ત્યારે સર્વ જન જોવા મળ્યું શ્રી રૂકમણી મન ભાવીઆ.

તેપનમે મણિ પ્રસંગમાં જાંબુવંતી સતભામા બે વર્યા,
કુલ પ્રકરણ અધ્યાય સાતમાં ચોપનથી વર્ણન કર્યા.

પ્રભુ પાંડવની શુદ્ધ લેવા પધાર્યા ત્યાં સાંભળ્યું જે
શત્રાજીત માર્યો સહી,
સતધન્વાને મારીને મણિ તે લીધી સત્યભામાને પુત્રે સર્વ વાત કહી.

સત્યભામાને આગ્રહે શ્રી કૃષ્ણ પધાર્યા સતધન્વાને માર્યો
મણિ મળ્યો નહી.
અપવાદ થયો અક્રુરને તેડાવ્યા અપવાદ ગયો મણિ આવ્યો તહી,

પંચાવનમે ઇંદ્રપ્રસ્થ પધાર્યા શ્રી કાલીંદ્રીજી પરણ્યાં તે કહ્યું.
ખાંડવ વનનો દાહ કીધો મિત્રવીંદાને પરણ્યા તે લહ્યું,

સત્યભદ્રા ને લક્ષમણા પરણ્યાં છપનમે ભોમ માર્યો તે હરિ.
સોળ સહસ્ત્ર કન્યા રોકી હતી તે સર્વ પ્રભુજીને વરી,

સત્તાવનમે હાસ્યયુકતનાં વચન તે તો રૂકમણિને કહ્યાં.
પ્રતિઉતર ફરી દીધા તેનાં તે તો સર્વ એ માંહી લહ્યા,

અઠાવનમે સર્વ સ્ત્રીને પુત્ર દશ દશ થયા છે તે જાણીએ.
પટરાણી જે મુખ્ય આઠ જેનાં પુત્રનાં નામ વખાણીએ,

પ્રદ્યમ્ન પુત્ર શ્રી રૂકમણિજીના તેના સુત અનિરૂદ્ધ છે.
મામાની કન્યા પરણી લાવ્યા ત્યાં તે કીધું સુદ્ધ છે,

ઓગણસાઠમે શ્રી અનિરૂદ્ધને ચિત્રલેખાએ હર્યા.
શોણીતપુરમાં બાણાસુરની કન્યા સ્વપ્નાંતરમાં વર્યા,

ત્યાં ઓખાહરણ કારણે પધાર્યા બંધાયા નાગપાસ છે.
સાઠમે બાણાસુરનો સંગ્રામ થયો અનિરૂદ્ધ પરણ્યા પુરી આશ છે,

અનિરૂદ્ધજી પરણી પધાર્યા ગુણ ગાન કરી ચિત્ત ધારીએ.
હરિદાસ પ્રભુ શોભા નીરખીને તન મન ધન સરવે વારીએ.

  

દશમસ્કંધ. ૫૬—૩૧૫.

ચોથું પ્રકરણ સાત્વિક એકવીશ અધ્યાય જી,
સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ પહેલું થાએ જી;
એકસઠમે કુપમાંથી કૃકલાશનો ઉદ્ધાર કીધો જી,
તેનો પૂર્વજન્મ વૃતાંત પ્રસિધ્ધો જી.

બ્રહ્મ અંશ કહણુ ઘણું તે લહીએ જી,
બાસઠે બળદેવજી વ્રજ પધાર્યા તે કહીએ જી;
સર્વને મળી રાસ રમણુ સુખ દીધું જી,
શ્રી જમનાજીનું આકર્ષણુ કીધું જી.

ત્રેસઠે પોંડ્રીક કાશીનો રાજા જેહ જી,
તેનો પુત્ર સુદક્ષણુ વધ થયો તેહ જી;
કાશીને ભસ્મ કરી છે જ્યારે જી,
ચોસઠે બળદેવ કપી દ્વિવદ માર્યો ત્યારે જી,

પાંસઠે દુર્યોધનની કન્યા લક્ષમણા જાણો જી,
જાંબુવંતીના પુત્ર સાંબ પરણ્યા તે વખાણો જી.
બળદેવજીથી વિવાહ થયો તે કહીએ જી,
ત્યારે હસ્તિનાપુર વાંકું કર્યું તે લહીએ જી;

છાસઠે નારદજી પધાર્યા શ્રી કૃષ્ણુ ગેહ જી,
ગૃહસ્થાશ્રમ જોતા થાકયા તેહ જી.
સોળ સહસ્ર ઘર ફરીને જાય જી,
ઘર ઘર પ્રતિ નવતમ લીલા થાએ જી;

સડસઠે પ્રભુજીની આન્હિક વીધી કહી જી,
જેમ કરતા તેમ કહ્યું પ્રસિદ્ધ લહી જી,
નારદજીએ આવીને કહ્યું એહ જી,
પાંડવને રાજસૂય મનોરથ થયો તેહ જી,

સાધન પ્રકરણના અધ્યાય સાત જી.
અઠ્ઠાસઠે ઓધવજીએ પ્રભુજીને કીધી વાત જી,
દૂત અને નારદે કહ્યું તે ચિત્ત ધરી જી.
પાંડવ પાસે ઈંદ્રપ્રસ્થ પધાર્યા શ્રીહરિ જી,

ઓગણોતેરે રાજસૂય યજ્ઞ નિમિત્ત દીશાઓ જીતી જી.
જરાસંધ મારી પુત્ર રાજ બેસાર્યો કરી પ્રીતી જી.
બંધનથી રાજા સર્વ મૂકાવ્યા જી,
શીંતેરમે વસ્ત્રાભૂષણ ભોજન કરાવ્યાં જી,

અભયદાન દઇ ઈંદ્રપ્રસ્થ પધાર્યા નાથ જી.
એકોતેરમે યજ્ઞમાં શીશુપાલ વધ કરી રાખ્યો ચરણ સાથજી,
બોંતેરમે દુર્યોધન માનભંગ કારણ કહ્યું જી.
તોંતેરમે શાલ્વ પ્રદ્યુમ્નજીને યુદ્ધ દારૂણ થયું જી,

ચુમોતેરમે શાલ્વ માર્યો કરી ગદાનો પ્રહાર જી.
હવે સાત અધ્યાયમાં ફલ પ્રકરણ પ્રકાર જી.
પંચોતેરમે વીદુરથ અને દંતવક્ર માર્યા જી.
પછી પ્રભુ મહાભારત યુદ્ધમાં પધાર્યા જી,

છોંતેરમે બલદેવજી તીર્થયાત્રા કરી આવ્યા તે કહ્યું જી.
મહાભારત યુદ્ધ ત્યારે પૂરણ થયું જી,
સત્તોતેરમે સુદામાએ સ્ત્રીની આજ્ઞાથી દ્વારકાં લહાવો લીધો જી,
અઠોતેરમે પ્રભુએ પ્રસન્ન થઇ વૈભવ સુદામાને દીધો જી.

ઓગણ્યાએશીમે સૂર્યગ્રહણ જાણી કુરૂક્ષેત્ર પધાર્યા એહ જી,
વ્રજજન મલ્યા કુશળ પુછયા સમાધાન કીધાં તેહ જી.

એંશીએ પાંડવને મળી કુશળ વાર્તા કીધીજી,
પટરાણી સર્વેને દ્રુપદીએ પાણીગ્રહણ વાર્તા પુછી લીધી જી.

એકાશીમે ઋષિ મુનીની પૂજા કરી પ્રભુ મન ભાવ્યા જી,
વસુદેવને નારદ પાસે જ્ઞાન ઉંપદેશ કરાવ્યા જી.

યજ્ઞ કરાવી વીદાય સર્વને કરીજી,
પછી પોતે દ્વારકા પધાર્યા શ્રીહરિ જી.

ગુણ પ્રકરણ પાંચમુ અધ્યાયમાં છે એહ જી,
બ્યાશીમે દેવકીજીના પુત્ર લાવ્યા તેહ જી.

કંસે છ પુત્ર માર્યાં તે જાણી જી,
પાતાલમાં જઇ બલીરાજા પાસેથી આપ્યા આણી જી.

સ્તનપાન કરી પુત્ર સ્વર્ગ પધાર્યા તેહ જી,
દેવકીજી માતાના મોહ નીવાર્યા એહ જી.

ત્ર્યાસીમે સુભદ્રાનું હરણ અર્જુને કીધું જી,
પ્રભુ શ્રુત દેવ જનક ઘેર પધારી સુખ દીધું જી.

ચોરાશીમે સર્વ ઋષિ મલી પરીક્ષા કરી જી,
બ્રહ્મા વિષ્ણુ દેવ તેમાં મોહોટા હરિ જી.

નીશ્ચે કરી એહ ઠેરાવ્યું સહી જી,
વેદ સ્તુતિ કરી તે પણ કહી જી,

પંચાશીમે ભજન કેનું શ્રેષ્ટ તે કહી જી.
વ્રકાસુરનું આખ્યાન કર્યું તે લહી જી.

લોકાલોક જઇ વિપ્રના પુત્ર માર્યા લાવ્યા તેહ જી,
અર્જુનનો ગર્વ નિવાર્યો છયાશી અધ્યાય લગી ચરિત્ર કર્યાં એહ જી.

સત્યાશીએ રાજ્યનીતિ ગૃહસ્થાશ્રમ પ્રકાર જી,
ગણતાં થાએ યાદવકુળ બહુ વિસ્તાર જી.

શ્રીવલભજીનાં ચરણ કમલની આશ જી,
શોભા નીરખી ગુણ ગાયે હરિદાસ જી.

  

એકાદશ સ્કંધ. પદ—૩૧૬.

સ્કંધ એકાદશ માંહી રે લીલા મુક્તિ કહી,
પ્રકરણ બે છે એનાં રે જીવમુક્તિ બ્રહ્મમુક્તિ સહી.

જીવમુકિત પ્રકરણ પહેલું રે તેના ભેદ બે જાણીએ,
અધ્યાય ઓગણત્રીશ લગી રે એક વખાણીએ.

એ તો સર્વ સંપૂર્ણ રે એકત્રીશ અધ્યાય છે,
બ્રહ્મ ભાવના અધ્યાય રે પાંચ કહેવાય છે.

પહેલા અધ્યાય માંહે રે યાદવકુલને બ્રહ્મ શ્રાપ થયો,
બીજે વસુદેવજીને રે નારદે જ્ઞાન ઉપદેશ કહ્યો.

નવ યોગેશ્વરના રે જનક ઘેર સંવાદ થયા જે,
કવિને હરિ બેઉ રે વચન કહ્યાં તે.

ત્રીજે અંતરિક્ષ પ્રબુ બુદ્ધ રે પીપ્પલાયન કહ્યું,
આવિર્હોત્રી મળી ચાર રે કહ્યું તે એમાં લહ્યું.

ચોથે દ્રુમિલ યોગેશ્વર રે ત્રિગુણ અવતાર કહ્યા,
ચોવીશ અવતાર રે એમાં વર્ણવી લહ્યા.

પાંચમે ચમસ્કર ભાજનનો રે સંવાદ થયો તે જાણીએ,
સાયુજ્ય મુકિત અધ્યાય બેમાં રે કહી તે વખાણીએ.

છઠે દેવતા સર્વ સ્તુતિ કીધી રે યાદવને આજ્ઞા દીધી હરિ,
પ્રભાસ જઇ યજ્ઞાદિક કર્યો રે એ વાત સરવે ચિત્ત ધરી.

ઓધવજીએ આવીને પ્રશ્ન કીધા રે સાતમે અવધુતનો ઇતિહાસ કહ્યો,
ચોવીશ ગુરૂના ગુણ લીધા રે રાજા યદુનો સંવાદ થયો.

આઠમે નામે ચોવીશ ગુરૂનું કારણ
દશમે ઓધવજીને જ્ઞાન ઉપદેશ તે,
એકાદશમે ભકત સેવા કરે રે અને માયા બાંધે નહી એ.

દ્વાદશે સાધુ સંગત રે એમાં એવું ભાખે,
ત્રયોદશે તત્વ જ્ઞાન કરી રે સર્વ વિષે સમાન દ્રષ્ટિ રાખે

ચતુર્દશે ભકિતયોગ ઉત્કૃષ્ટ કર્યા રે પછી ધ્યાનનું સ્વરૂપ કહ્યું,
પંચદશે અષ્ટાદશ સિદ્ધિ રે પ્રાપ્તિ થાએ તે લહ્યું.

વિભૂતિનું સ્વરૂપ રે સોળમે અધ્યાય જાણો,
સપ્તદશે અષ્ટાદશે રે વર્ણાશ્રમના ધર્મ વખાણો.

ભકિતયોગ રૂપ નિયમ રે અધ્યાય ઓગણીશમે,
જ્ઞાન કર્મ ભકિતયોગ રે વીધી લક્ષણ વીશમે.

વીધી નિષેધ કર્તવ્ય રે એકવીશ કહેવાયે છે,
તત્વ નિશ્ચયાત્મકાદિક રે બાવીશ અધ્યાયમાં થાએ છે.

ભીક્ષુ ગીતનું વર્ણન રે અધ્યાય ત્રેવીશમે,
સાંખ્ય યોગાદિ લક્ષણો રે વર્ણન અધ્યાય ચોવીશમે.

પચીશમે યોગ લક્ષણાદિ રે છવીશમે હંસોપખ્યાન સહી,
પુરૂષારાધન વીધી રે સત્યાવીશમે અધ્યાએ કહી.

યોગાચાર્યનું વર્ણન રે અઠયાવીશમે કહેવાએ છે,
ઓગણત્રીશમે યોગ માર્ગ કહીએ રે ઓધવજી વિદાય થાએ છે.

બ્રહ્મ પ્રકરણ અધ્યાય બેનું રે તેના ભેદ બે છે જાણીએ,
ત્રીશમે મમતા ત્યાગ રે દ્વારકાંથી ચાલી પ્રભાસ
લીલા કરી તે વખાણીએ.

એકત્રીશમે અહંતા ત્યાગ રે બ્રહ્માદિ સ્તુતિ કરી,
હરિદાસ પ્રભુ શોભા નીરખી રે નીજ ધામ પધાર્યા હરિ.

  

દ્વાદશ સ્કંધ. પદ—૩૧૭.

દ્વાદશ સ્કંધના અધ્યાય તેર છે,
આશ્રય લીલા રે પ્રકરણ પાંચ તે જાણી સદા ગુણ ગાઇએ.

એક લોકાશ્રય બીજો વેદાશ્રય ભગવદાશ્રય રે,
ત્રીજું પ્રકરણ વખાણી સદા ગુણ ગાઇએ.

ચોથું શબ્દાશ્રય પાંચમું અર્થાશ્રય એ પાંચમાં રે,
પહેલું લોકાશ્રય એહ સદા ગુણ ગાઇએ.

પહેલા અધ્યાયમાં રાજા થયા તે કહ્યા,
બીજા અધ્યાયમાં રે આગળ થાશે તેહ સદા ગુણ ગાઈએ.

બીજું પ્રકરણ વેદાશ્રય અધ્યાય ત્રીજેથી,
એમાં યુગયુગના રે સર્વ ધર્મ કહેવાય સદા ગુણ ગાઈએ.

ચોથે યુગયુગનાં લક્ષણ કહ્યાં,
પ્રલય કાળનું રે એમાં વર્ણન થાએ સદા ગુણ ગાઈએ.

ત્રીજું પ્રકરણ ભગવદાશ્રય,
ત્રણ અધ્યાયમાં એમાં પૂર્ણ રે ભગવદાશ્રય જાણ સદા ગુણ ગાઈએ.

પાંચમે પ્રમાણ લક્ષણ પરીક્ષિતને સર્પ ડંશ કર્યો,
છઠે પરીક્ષિતને રે મોક્ષ થયો નિર્વાણ સદા ગુણ ગાઈએ.

સર્પયજ્ઞ વેદ સંખ્યા વર્ણન તેહ,
સાતમે પણ વેદસંખ્યા વર્ણન તેહ સદા ગુણ ગાઈએ.

ચોથું પ્રકરણ શબ્દાશ્રય અધ્યાય ત્રણનું એ તો શ્રી ભાગવતનું રે
આશ્રય કરવો એહ સદા ગુણ ગાઈએ.

ભગવત સ્વરૂપ ભાગવત છે,
ભાવે કરી રે કીજે નીત ગાન સદા ગુણ ગાઈએ.

આઠમે અધ્યાયથી મારકંડે આખ્યાન છે,
નવ દશ લગી રે મારકંડેય આખ્યાન સદા ગુણ ગાઈએ.

એકાદશામે સૂર્ય દ્વાદશ કહ્યા,
દ્વાદશે પૂર્વ કથા રે સંક્ષેપે કહેવાય સદા ગુણ ગાઈએ.

ત્રયોદશામે પુરાણ સંખ્યા કહી,
ફલસ્તુતિ પણ રે એમાંથ થાએ સદા ગુણ ગાઈએ.

નિબંધાત્મક સર્વ આખ્યાન કહ્યાં,
શ્રીમદ્ભાગવત રે મહીમા અપરમપાર સદા ગુણ ગાઈએ.

હરિદાસ પ્રભુ શોભા નીરખીને,
ગુણ ગાઉં રે જાઉં બલીહાર સદા ગુણ ગાઈએ.

  

રાગ ધનાશ્રી. પદ ૩૧૮.

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું,
મૂર્ખ તુંને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું.

મીથ્યા લવરી મનગમતી કરે છે,
તેમાં નહી ઠામ ઠેકાણું.—મૂર્ખ.

દામનું કામ નહી પરિશ્રમ ગાતાં,
એવું ગોવીંદ ગુણ ગાણું.—મૂર્ખ.

કિંચિત શ્રમ ને લાભ ઘણેરો,
નહી કોઇ એહ સમાણું.—મૂખ.

ખાતો ન હોય તો નબળો કહું તુંને,
જોઇએ છે બશેરનું ભાણું.—મૂર્ખ.

હરિ ભજતાં તુંને આળસ આવે,
ભવ ભટકણ 'નીશા વહાણું.—મૂર્ખ.

કો હહાડો તુંને કોડ ન થયો જે;
કૃષ્ણ કીર્તન સુખ આણું.—મૂર્ખ.

પ્રભુ સ્મરણ વિના ભવ ન તરાએ,
એ તો હું નિશ્ચે કરીને જાણું.—મૂર્ખ.

જન દયો કહે હરિ ભજ મન મારા,
ફરી નહી મળે આ ટાણું.—મૂર્ખ.

